વીર૦—" ચક્રવર્તીની આજ્ઞાઓ ન્યાય્ય હોય કે અન્યાય્ય હોય પણ
" તમે તેનું ધારણ કરવાનું દાસત્વ સ્વીકારો છો ? શું અમારાં વર્તમાનપત્રો
" એમાંની અન્યાય્ય આજ્ઞાઓ સામે અભિપ્રાય આપવામાં અને દેશી
" રાજ્યોના અધિકારની વાર્તા કરવામાં થડથી જ ભુલે છે ?"

ચંદ્ર૦—"શું તમારી અને ચક્રવર્તીની વચ્ચેના પ્રશ્નોમાં ચક્રવર્તી, જાતે
" પક્ષકાર હોવા છતાં, ન્યાયાધીશ થાય તે વાતની યોગ્યતા આપ સ્વી-
" કારો છો, અને એ સ્થિતિથી તમારા અધિકાર ઘસાતા નથી એવું આપ
" ક્‌હો છો ?"

વિદ્યાચતુર સ્મિત કરી બોલવા લાગ્યોઃ " ના જી. ચક્રવર્તી અમારા અને
" તેના પોતાના પક્ષ વચ્ચે ન્યાયાધીશ થાયછે તે અયોગ્ય છે અને તેથી
" અમારા અધિકાર ઘસાય છે એ વાત હું સ્વીકારું છું. પણ ભરતખંડના
" સામ્રાજ્યનો ન્યાય ચુકવવા ઇંગ્રેજ સરકારની ઉદારતાથી અથવા ચકો-
" રતાથી ન્યાય આપનાર બીજું કોઈ ધર્માસન અમને મળે એ પ્રસંગ
" આવતા સુધી એ સામ્રાજ્યનાં યંત્રનાં વર્તમાન ચક્રોમાંથી કોઈ પણ ચક્રમાં
" એ ધર્માસનની ગતિની પ્રતિષ્ઠા ર્‌હેવી જોઈએ, તેમ ન ર્‌હે તો સરકા-
" રની અને અમારી અવ્યવસ્થા થાય ને ભયંકર રૂપ પકડે, અને એ અ-
" વ્યવસ્થા અટકાવવા કોઈની પાસે પણ ધર્માધિકારની પ્રતિષ્ઠા હોવી
" જોઈએ તો વિદ્યા, બુદ્ધિ, ધર્મવાર્તા અને સત્તામાં ભરતખંડમાં
" શ્રેષ્ઠ રાજાના હાથમાં જ તે ર્‌હેવી જોઈએ. અને તેવું રાજત્વ સાંપ્રત
" ચક્રવર્તી શીવાય આજ બીજા કોનામાં છે? ઇંગ્રેજ અધિકારીઓ ન્હાના-
" મ્હોટા અનેક દોષનું પાત્ર હોવા છતાં, એજ ચક્રવર્તીમાં સર્વશ્રેષ્ઠ
" ગુણો છે અને તે ગુણના લાભ આગળ એ દોષ માલવિનાના છે. એ
" ગુણ તેમનામાંથી ઘસાય નહી અને એ દોષનો પ્રતીકાર થાય એ લક્ષ્ય
" ઉપર તરત અનુસંધાન કરવામાં અમારું ચાતુર્ય, અમારું બુદ્ધિબળ,
" અમારું માનસિક શૌર્ય, અમારી સ્વતંત્રતા, અને અમારા ધૈર્યની લ્હ-
" ડાઈઓ યોગ્ય છે. પણ એ લ્હડાઈઓ રાજાની બુદ્ધિ ઉપર પ્રધાનની
" રાજભક્ત બુદ્ધિ કરે તેવાં સાધનથી કરવાની છે. આ પ્રસંગમાં અમારું
" અને ઇંગ્રેજી હીન્દી પ્રજાનું ઘણાક અંશથી સમાનત્વ છે, અને પરસ્પરને
" સાહાય્ય આપવામાં ચક્રવર્તી પ્રતિ આપણા ધર્મનો અતિક્રમ નહી કરીયે
" ત્યાં સુધી કાંઈ બાધ મને લાગતો નથી. એટલુંજ નહી પણ એ સા-
" હાય્ય આપવું એ આપણો એક ધર્મ છે. આ વિષયમાં વીરરાવજી અને
" ચંદ્રકાંતજીના અભિલાપ કેવળ ધર્મ્ય છે."

" ગામ હોય ત્યાં બ્રાહ્મણની પોળ પણ હોય અને ઘેડવાડો પણ હોય.
" મનુષ્યવૃત્તિ હોય ત્યાં ઉદાત્તતા પણ હોય ને અનુદાત્તતા પણ હોય.
" ઇંગ્રેજ અધિકારીઓના ગુપ્ત ને પ્રકટ અનુદાત્ત મર્મ ભણીથી આપણો
" ઘાત ન થાય એટલી સંભાળ રાખી, એ સંભાળને જે આપણો એકલો
" સ્વાર્થ ગણવાની પ્રવીણદાસ ભુલ કરે છે તે ન કરી, તમારા ઇંગ્રેજી
" ભરતખંડના મહાજનના અગ્રેસરો, વિદ્વાનો, અને વર્તમાનપત્રો અમને
" સાહાય્ય આપે અને ટપકા આપે અને અમે તેમને આપીએ અને
" તે માર્ગથી તમારા રાજા અને અમારા ચક્રવર્તીના ઉદાત્ત મર્મને સતેજ
" કરી, તેની પાસેથી મ્હોટાં વરદાન આકર્ષી લેઈએ તો તેમાં રાજદ્રોહ
" નથી, અશક્યતા નથી, અને ધર્મ અને પુરુષાર્થ છે. દેશી રાજ્યોમાં
" આ પુરુષપ્રયત્ન કરવા જેટલી શક્તિ આવશે તો તમારી ભાષક ને
" યાચક કાન્ગ્રેસને માથે ભરતખંડના રાજાઓના સંયોગથી કોઈ કાર્ય-
" સાધક સંયુક્તરાજસભા થશે અને તેમાં ચક્રવર્તી પ્રમુખસ્થાને વિરા-
" જશે. જર્મનીના રાજાઓના સંયોગ—federation—કરતાં, અને
" અમેરિકાનાં સંયુક્ત સંસ્થાનોનાં કરતાં, આ સંયોગ, આ દેશની સ્થિતિ-
" નીતિને આધારે, કાંઈ જુદો જ થશે. પણ એવો પુરુષપ્રયત્ન જન્મ
" નહી પામે, અથવા જન્મ પામીને બુદ્ધિબળના દાવમાં હારશે, અથવા
" ધૈર્ય અને સદાગ્રહને સ્થાને ધૃષ્ટતા, ઉતાવળ, અને દુરાગ્રહના પાસા
" નાંખશે તો રાજાઓની દશા, છે એનાથી વધારે દુઃખ ભરી, થશે.
" ગમે તો આવી વૃદ્ધિ અને ગમે તો આવો વિનાશ, એ બેમાંથી એક
" ભાગ્ય દેશી રાજ્યોને માથે ભમે છે; એ ભાગ્યનું વધારે નિશ્ચિત સ્વરૂપ
" આટલે છેટેથી આજ સમજવું કઠણ છે. આજ માત્ર એટલું સમજાય
" છે કે સર્વ રાજ્યોને અને સર્વ લોકપ્રવાહને અસંતત્વરાબળથી ખેંચતો
" આજકાલનો વેગવાન્ યુગ દોડે છે તેની સાથે નહી દોડી શકે તે પાછ-
" ળના અંધકારમાં રહી જશે અને દોડધામ કરી રહેલી સૃષ્ટિના પગતળે
" આવી કચરાઈ જશે.* તમે કે અમે જે હઈશું તેને શિર આવા જ
" ભાગ્યનું ભ્રમણ જોઈ લેવું."

---

* "Constant changes . . the restless activity of the age and its "ceaseless innovations are constantly bringing about. The day has passed "when the East could 'bow low before the storm in patient deep disdain.' "The legions still thunder by, but Oriental society can never go back "entirely to what it was. To-morrow will not be as yesterday, and the "intercourse of the Native States with the British Government can "be no exception to the rule."—*Lee-Warner*.

" આ યુગની ગતિ આવી પ્રારબ્ધ છે તે અંત સુધી જશે. ઇંગ્રેજ રાજ-
" નીતિ એ યુગના પ્રવાહને સમજી નવા કાળ રચેંછે અને નવા કાળ રચશે,
" એ આપણું પ્રારબ્ધ. એ કાળ-સમુદ્રનું મોજું આવે તેના વેગને ન સમ-
" જતાં, એ વેગને વશ કરવાને સ્થાને તેના ધક્કાથી ડુબી જઇશું તો એ
" આપણું દુર્ભાગ્ય આપણે હાથે રચાશે. એ મોજું ગમે એવું વેગવાળું,
" બળવાળું, અને મ્હોટું હશે તોપણ તેના પાણીથી સ્નાન કરી લેઈ, તેની
" નીચે અથવા તેનો ઉપર સ્થિરતાથી અને ધૈર્યથી ટકી રહેવાની ને તરવાની
" કળા આપણને આવડશે તો એ આપણો પુરુષપ્રયત્ન થશે, અને તેને
" સફળ કરવો એ ઇશ્વરેચ્છાની વાત છે. એ બેમાંથી કીયું પરિણામ થશે
" તેની કલ્પના માણસ કરી શકે એમ નથી. એ કલ્પનાનો સટે એક જ વ-
" ર્તારો માણસ કરી શકે અને તે પ્રમાણે શ્રદ્ધા રાખે તો Free will
" નો સંપ્રદાય છોડી સર્વે પ્રારબ્ધવાદી થશે અને પુરુષપ્રયત્ન ત્યજશે. તેવા
" વર્તારા કરવામાં અધર્મ નથી પણ તે પર શ્રદ્ધા રાખવી એ આપણો ધર્મ
" નથી. એવા એકજ વર્તારા ઉપર શ્રદ્ધા રાખવા કરતાં,એવા અનેક વર્તારાઓ-
" માંથી જે આપણને સાધ્ય અને કલ્યાણકર લાગે તેનાં સાધન પાછળ, અને
" બીજાં વર્તારાઓના પ્રતીકાર પાછળ, **પુરુષપ્રયત્ન** કરવો એજ આપણો
" એક ધર્મ છે. એજ ધર્મ વ્યવહાર્ય છે. વ્યાપાર તેમ રાજનીતિના વ્યવહાર
" આવા ધર્મને આધારે ચાલેછે उत्थानेन सदा वत्स प्रयतेथा युधिष्ठिर એ
" **શાંતિ** પર્વના રાજધર્મના **ઉત્થાન**ધર્મને રાજાઓનો નિત્યધર્મ કહેલો છે
" તે ઉત્થાનને—પુરુષપ્રયત્નને—પ્રારબ્ધશ્રદ્ધાના આઘાતથી અનિત્ય ન થવા
" દેવો એજ રાજાઓનો શુદ્ધ ધર્મ છે—ધર્મ્ય વ્યવહાર છે—કાળબળના
" સામા પણ રાજાઓનો એજ ઉત્થાનધર્મ મિત્રરૂપ છે."

" તમે ચાર જણાએ ચાર જુદા જુદા વર્તારા વર્ત્યા તેમાંના બે આશા-
" દર્શી અને બે નૈરાશ્યદર્શી છે. તે સર્વે વર્તારાઓનો ઉપયોગ કરવો એ
" રાજનીતિજ્ઞ પુરુષનો ધર્મ છે. એ ચારે વર્તારાઓ જે વર્તમાન દશાઓને
" દેખી બંધાયા છે તે સર્વે દશાઓમાં સત્યનો અંશ છે અને अन्धहस्ति-
" न्याय પ્રમાણે જે અંશ એક પુરુષ જુવે છે તે બીજાની દૃષ્ટિએ પડ્યા
" નથી. આશા અને નૈરાશ્ય એક ઢાલની બે બાજુઓ છે; સુવર્ણમયી
" આશા જોનાર પ્રવીણદાસ અને શંકરશર્મા એક પાસ ઉભા છે, લોહમય
" નૈરાશ્ય જોનાર વીરરાવજી અને ચંદ્રકાંત બીજી પાસ ઉભા છે. એમની
" દૃષ્ટિઓમાં ઇંગ્રેજ રાજનીતિનું પ્રતિબિમ્બ પડેલું છે.

" The British Empire exists as a system of both
" Hopes and Fears for the Native States as for all

" natives as well, and on them it mostly lies to choose " whether they will have the Hopes or the Fears, " and the fortunes of *all* these States will be the un- " knowable resultant of all varieties of the individual " wisdom and working of each State, great and " small, forward and backward, within its own isolat- " ed sphere. Government sees the working of all of " them: it is in touch with all of them. Each of our " States on the other hand sees only that point of " Government which affects its own isolated individua- " lity, and is blind to the rest. It is this inequality of " vision that makes the States unequal to the compre- " hensive operations which the present system calls " upon them to perform; and until this inequality " is pronounced incurable or begins to perceptibly " abate throughout, neither our fears nor our hopes " can be looked upon as a constant factor."

ખાચરના સામું જોઈ વિદ્યાચતુર સ્મિત કરી બોલવા લાગ્યો: " મહા- " રાણાજી, આ ગૃહસ્થો ઈંગ્રેજીમાં સમજે છે તેટલું ગુજરાતીમાં સમજે " એમ નથી. માટે એમને એમની ભાષામાં સમજાવવા ઈંગ્રેજી " બોલવું પડ્યું તે ક્ષમા કરજો. મ્હારે એમને કહેવાનો સાર એટલો છે " કે આપણાં સઉનાં ઘર સરકારપાસે કાણાં છે તેને સટે આપણી " ફાટફુટ મટી જશે અને સરકારનું આખું ઘર જોઈ લેઈ આપણ " સઉના પોતાનાં ઘર સંભાળવા જેટલા આપણે શાણા થવાને " નિર્મેલા હઈશું તો સરકાર સાથે આપણે કોઈકે દિવસ ફાવીશું, " અને તેમ નહી થાય તો સરકાર ફાવશે."

" પ્રવીણદાસ, આઘે ન જતાં સુવર્ણપુરના જડસિંહના રાજ્યનો ઇતિ- " હાસ તમે જાણો છો. જ્યાં સુધી દેશી રાજ્યોમાં જડસિંહના રાજ્ય " જેવી અનીતિ અને તેના જેવા ભ્રષ્ટાચાર અને ખટપટ કેવળ નિર્મૂળ " નહી થાય, જ્યાં સુધી રાજાઓ અને પ્રધાનોનો મ્હોટો ભાગ સદ્ગુણનો " માર્ગ નહી જુવે, જ્યાં સુધી પોતાના સ્વાર્થને સ્થાને પ્રજાનું હિત કરવા " તેમની બુદ્ધિ નહી દોડે, ત્યાં સુધી વીરરાવજીના વર્તારાનું ભય આપણે

" માથે અવશ્ય ઝઝુમે છે, અને એવાં અનેક રાજ્યોની ભેખડો નદીમાં
" પડવા માંડશે તેની સાથે થોડાં ઘણાંક સારાં રાજ્યો પણ તેમની સાથે
" વશે કે કવશે ઘસડાશે. ઉન્મત્ત જાદવોની જાદવાસ્થળીમાં કૃષ્ણ અને
" બળરામ ઘસડાયા, અને કૌરવો ભેગા ભીષ્મ ગયા તેવી સારાં રાજ્યોની
" પણ સ્થિતિ સમજવી. પોતાના સારાપણાના અહંકારથી તૃપ્ત રહેતાં
" રાજ્યોને આ ભય છે; રાજકીય વિષયોમાં છેટેના પાડોશીને ઘેર લાગેલી
" આગથી પણ બ્હીવાનું છે. વીરરાવજીના વર્તારામાં આ ભયંકર સત્ય
" સમાયલું છે."

" દેશી રાજાઓમાંથી અનીતિ અને દુર્ગુણ દૂર રહેશે એમ ધારો તો
" તેથી લાભ એ કે ચંદ્રકાંત ધારે છે એવી ઉદાત્તત્તા રાજાઓમાં રહેશે.
" પણ નીતિ અને સદાચાર ખાનગી કુટુંબોની સ્થિતિ જાળવવા બસ
" હશે; પરંતુ રાજાઓને માટે તે બસ નથી. રાજ-અંગમાં ધર્મરાજ
" યુધિષ્ઠિર હશે, તો ઘૂતમાં દ્રૌપદી ખોવા જેવી અતિ-પ્રતિજ્ઞાઓ કરશે
" અને બુદ્ધિહીન સત્યની પાછળ દોડશે."

"રાજ-અંગમાં ધર્મની સાથે ભીમ અને અર્જુનની આવશ્યકતા
" છે, સદાચાર સાથે બળ અને કળાની આવશ્યતા છે. ચક્રવર્તીને
" યુદ્ધકાળે આશ્રય આપવા જેટલું બળ દેશી રાજાઓમાં નહી
" રહ્યું હોય તો તેમનું ક્ષત્રિયત્વ જાળવવા અતિ-યત્ન કરવાની સરકારને
" ગરજ નથી, અને રાજાઓ રાજા મટી સ્થાનિક અધિકારીઓ થઈ જશે.
" શાંતિકાળમાં ચક્રવર્તીના સામ્રાજ્ય સંબંધી વિચાર સમજવા રાજા-
" ઓમાં બુદ્ધિ નહી રહે, અને તે વિચારથી ઉત્પન્ન થયલા આચારમાં
" ચક્રવર્તીના અધિકારીઓની સાથે સાથે ચાલવા જેટલી રાજાઓમાં
" શક્તિ કે કળા નહી રહે; તો એ રાજાઓની પ્રજાઓ ઇંગ્રેજ-વણઝા-
" રાઓની પાછળ પાછળ ભમશે અને રાજાઓ સ્થાનિક અધિકારથી
" પણ ભ્રષ્ટ થશે અને ચંદ્રકાંતનો વર્તારો અક્ષરે અક્ષર સત્ય નીવડશે."

" આવી અવસ્થા પામતાં રાજાઓ ઇંગ્રેજની દેશી પ્રજાઓ સાથે
" ભળી જઈ, પોતાના ઉદાત્ત ગુણથી, એ પ્રજાઓનું ઉપરીપણું નહી
" જાળવે તો અનુદાત્ત અને આળસુ થઈ વીરરાવજીનો વર્તારો ખરો
" પાડશે. રાજત્વ ખોવાનો કાળ આવતાં ઉદાત્તત્વ પણ ન ખોવું પડે,
" અને ઇંગ્રેજી રૈયતના શિર ઉપર રાજાઓની પ્રતિષ્ઠા રહે તો ઉદાત્તત્વની
" પણ દુર્ગતિ ન થાય, માટે જ—તેમ એક લોહીના અને
" પરસ્પરના ઉચ્ચાભિલાષમાં સંપત્તિવિપત્તિકાળે પરસ્પરનો આશ્રય રહે-

" લો છે માટે—ચંદ્રાંતક સૂચવે છે તેવો સંબંધ, એમનો અને આપણો,
" સ્પૃહણીય છે. "

"નૈરાશ્યદષ્ટ અવસ્થાઓનાં કારણ વિચારતાં જેવા આ પ્રતીકારક* ધર્મ
" છે તેવા જ આશાદષ્ટ અવસ્થાઓનાં કારણ વિચારતાં બીજા ઉદ્ભાવક†
" ધર્મ છે. ઉદ્ભાવક† એટલા માટે કે ચક્રવર્તીનું પોષણ કરી અમારી
" ડબાતી ચંપાતી સંપત્તિઓના સ્વતંત્ર અને પ્રફુલ્લ રૂપનો ઉદ્ભવ એ
" ધર્મના જ પાલનથી છે.

વીરરાવ હસતો હસતો બોલ્યો. " સાહેબ ચક્રવર્તીનું પોષણ રખે
" ભુલતા—ભુલશો તો શંકરશર્માનો રાજદ્રોહ આવી જશે. "

રાણો ખાચર—પ્રધાનજી, વીરરાવ તમને પણ મુકે એમ નથી.

વિદ્યા૦—" એ મુકે, પણ અમે એમનાથી મુકાઈએ તેમ નથી. વીર-
" રાવજી, રાજદ્રોહ હો કે ન હો. પણ તમે એક વાર્તા કબુલ કરશો કે
" ન્હાના વ્યાપારીઓથી મ્હોટા વ્યાપારીઓના જેવાં કામ કદી થવાનાં
" નથી. તેમને તો જાઇંટ સ્ટાક કંપનીમાં ભળવાથી જ મહાવ્યાપારમાં
" ભાગ લેવાનો સંભવ, અને એવી કંપનીમાં ઈંગ્રેજ જેવા અગ્રણી-વ્યાપા-
" રીની આવશ્યકતા. "

વીર૦—તે તમે રાજાઓની કંપની મળી શાં કામ કરવાનાં હતાં? ને
" હોય તો તેમાં ન્હાના રાજાઓની કંપની ક્યાં બસ નથી કે ચક્રવર્તી શો-
" ધવો પડ્યો ? "

વિદ્યા૦—" હિમાલયના બે સ્કંધ આગળ બે મહારાજ્યો આ દેશને
" ડાબી દેવા ઉભાં છે. તેમનો પ્રતીકાર કરવો એ પ્રથમ વ્યાપાર—તે
" ચક્રવર્તી વગર કદી બને નહી. "

વીર૦—" તે તમારે તો એક ધણી ગયો તો બીજો આવશે—નાતરીયા
" નાતમાં રંડાપાની બ્હીક શી ?"

વિદ્યાચતુર હસતો હસતો બોલ્યો: "જેની સાથે આટલો લાંબો સહવાસ
" થયો, જેણે અમારો આટલો નિર્વાહ કર્યો, જેના ગુણદોષ અમે સમ-
" જીએ છીએ, જેની સાથે લ્હડતાં ઝઘડતાં અમે આટલો સંસાર સુખથી
" નીભાવ્યો, તેવા જુના ધણીને મુકીને નવા અજાણ્યા માણસ સાથે
" નવો સંસાર માંડવાની ઇચ્છામાં કાંઈ ડ્હાપણ છે ? એ ધણી જાય તો તો
" અમારા તમારા ચુડા સાથે ભાગે—માટે આટલો રેલો તો, તમારી પોતાની
" તળેના રેલાના અનુભવથી અમારી તળેનો પણ સરખો સમજી લેવો."

---

*Remedial. †Creative, constructive.

ચંદ્ર૦—"વીરરાવ, પ્રધાનજીએ તમારી પોતાની ભાષામાં વાત કરવા
" માંડી એટલે તમે વ્હેલી સમજશો."

વિદ્યા૦—" ચાલો ત્યારે મ્હારી ભાષામાં બોલું. વીરરાવ, આ દેશને
" માથેના આવા અનેક પ્રતીકારક વ્યાપારોમાં અમારે માથે સેનાધિપતિ
" જોઈએ તે તો કદાચિત્ ઈંગ્રેજ જેવા બીજા મળશે એમ તમે ક્હેશો. પણ
" અમારે ઘણાક ઉદ્ભાવક વ્યાપારોમાં પણ પડવાનું છે અને તેમાં આ ચક્રવર્તી
" જેવો ઉદાર દક્ષ નાયક અમારી કંપનીને અન્યત્ર મળવાનો નથી. અ-
" મારી પોતાની રાજ-સંપત્તિઓના તેમ ઈંગ્રેજની રાજ-સંપત્તિઓના
" ઉદ્ભાવક પ્રવાહો ગંગાયમુના પેઠે એકઠા થાય છે તેમ બીજા કોઈ
" મહારાજ્યમાં થતા નથી. કાં અમારા, કાં તમારા, ઉદ્ભાવક પ્રવાહો ઈં-
" ગ્રેજી રાજ્યમાં જેવી સ્વતંત્ર વૃદ્ધિ પામે તેવી યુનાઇટેડ સ્ટેટ્સના પ્ર-
" જાસત્તાક મહારાજ્યમાં પામે તેમ નથી તો બીજા મહારાજ્યોની તો
" કથા જ પડતી મુકવી. એ રાજ્યો એકલી પોતાની મૂળ પ્રજાનું હિત
" ઇચ્છે છે; ઈંગ્રેજ લોક આ હિતને ભુલી શકતા નથી, પણ અનેક રાજ્યો
" અને અનેક પ્રજાઓની કુળદેવી જેવી ઈંગ્લાંડની પ્રજાને પોતાનાં બાળક
" ભેગાં પારકાં બાળકોને ઉછેરતાં અને પાળી પોષી મ્હોટાં કરતાં આવડે
" છે. એવાં ઉદાર પોષણની અનુભવી પ્રજાના ઉદ્ભાવક વ્યાપાર અને તમારા
" ઉદ્ભાવક વ્યાપાર સંગમ પામી શકે છે તેમ જ અમારી પ્રજાઓના ઉદ્ભાવક
" વ્યાપારને વિકાસ આપવાને અમારે શિર એ જ દિશામાંથી ડબાણ થાય
" છે અને થશે, અને અમારી પ્રજાઓનો બાગ વધારતાં, વિકસાવતાં અમે
" શીખીશું એ અમારા ઉદ્ભાવક ધર્મની પ્રથમ સૃષ્ટિ અમારી પાસે ખડી
" થશે. એ અમારી મુખ્ય અને ઉત્તમ આશા. અને **માઈસોર**ના રા-
" જ્યના જેવાં, અને એથી પણ શ્રેષ્ઠ બંધારણ ઘણાં રજવાડાંઓ સ્વીકારી
" શકશે ત્યારે આ આશાવૃક્ષને મ્હોર આવશે."

"જો એ આશા સાચી પડવાથી ઈંગ્લાંડનાં પ્રજાસત્તાક સંસ્થાનોના
" પ્રમુખો જેવા અમારા રાજાઓ થઈ જશે તો આ ઉત્તમ આશાના શિખર
" ભાગને અમે પ્હોંચીશું. આ કર્તવ્યમાં માત્ર અમારી પોતાની પ્રજા ઉપર
" જ અધિકાર વાપરવાનો છે અને તેના ઉપર જ અમારી ઉદારતા અને
" દક્ષતા ઢોળવાની છે, એટલે ઈંગ્રેજ સરકાર તેમાં સાહાય્ય આપશે, ઉત્સાહ
" આપશે, કળાઓ શીખવશે, અને વચ્ચે પડવાનો લોભ નહી રાખે. જો
' અમારી પ્રજાની એ દશા થશે તો સામ્રાજ્યના સામાન્ય લાભના વ્યા-
" પારોમાં પણ અમારી એ પ્રજાની ઇચ્છાઓનો અતિક્રમ કરી પોતાની

" સ્વાર્થી ઇચ્છાઓનું અનુસરણ કરવા અમને આજ્ઞા કરવા જેટલી છાતી ચ-
" ક્રવર્તીના અધિકારીઓ નહી ચલવે;એટલુંજ નહી,પણ આવો પ્રસંગ આવશે
" તો સરકારી અધિકારીઓની સર્વ આજ્ઞાઓ અમારે પ્રજા પાસે પ્રકટ કરવી
" પડશે અને તેમ થશે એટલે જે ગુપ્ત દબાણ અને અવ્યવસ્થાની દેશી રાજ્યો
" ફરીયાદ કરે છે તે દૂર થશે. આટલો પુરુષપ્રયત્ન તો અમારામાં અમા-
" રાપણું હશે તો અમે સ્વાશ્રયથી કરી શકીશું. એમાં તો અમારાં હૃદયા શી-
" વાય બીજો શત્રુ અમને નડે એમ નથી. જ્યારે અમારી આ અવસ્થા થશે
" ત્યારે સરકારનાં Responsible Government વાળાં Colonies*
" કરતાં પણ અમારી સારી અવસ્થા થશે—કારણ સરકાર એ સંસ્થાન
" ઉપર Vetoing power રાખે છે તેવો અમારા ઉપર રાખવાનું બીજ
" એમના હાથમાં નથી."

"અમે ઇંગ્લાંડનાં એક જાતનાં સ્વરાજસત્તાક—colonies—
" સંસ્થાન–છીએ."

"યુનાઇટેડ્ સ્ટેટ્સનાં સર્વતઃ પ્રજાસત્તાક અવયવો જેવાં ઇંગ્રેજનાં
" અવયવો દેશી રાજ્યો થઈ શકે એમ નથી; કારણ રાજાઓનો અભાવ
" થાય તો તેમને સ્થાને ઇંગ્રેજી જ રાજ્ય થાય—તેમની પ્રજાને ઇંગ્રેજો
" સત્તા આપે એવું સ્વપ્ન વર્તમાનમાં થાય એમ નથી. શંકરશર્માના
" વર્તારામાં આટલો અંશ સ્વપ્નાંશ છે."

"જર્મનીના મહારાજ્યનાં અવયવો પેઠે રાજસત્તાક સંસ્થાનો થ-
" વાનો લોભ આપણે રાખીયે તો તે ઇંગ્રેજને વધારે અનુકૂળ છે. જ-
" ર્મન મહારાજ સ્વેચ્છાથી એ અવયવોને યુદ્ધમાં અને યુદ્ધાદિના ખ-
" રચમાં ખેંચી શકેછે તેવો વ્યવહાર આપણે શિર વાપરવા ઇંગ્રેજને
" અધિકાર નથી. આપણે ચક્રવર્તીની પાછળ—આપણી શક્તિ અને
" ઇચ્છા હોય તો–જઈયે. પરરાજ્યો સાથે સંબંધ રાખવાનો આપણો અ-

* The Colonies proper form three classes:—(1) The *Crown Colonies*, which are entirely controlled by the home government; (2) those possessing *Representative Institutions*, in which the Crown has no more than a veto on legislation, but the home government retains the control of public officers; and (3) those possessing *Responsible Government*, in which the home government has no control over any public officer, though the Crown appoints the Governor and still retains a veto on legislation.

The total expenditure of the Mother country in connection with the Colonies (exclusive of India) amounts to about 2 millions sterling annually mainly for military and naval purposes.

*The Statesman's Year Bk.* 1896.

"ધિકાર પોતાના હાથમાં સરકારે લેઈ લીધો તે તેમની પોતાની સે-
"નાઓ વડે આપણું રક્ષણ કરવાની સરતે લીધો છે; એવાં રક્ષણમાં
"આપણી સેનાઓ આપવા આપણે બંધાયા નથી. ઈંગ્રેજોનાં બીજાં
"સર્વ સંસ્થાનો કરતાં, અને જર્મની તથા યુનાઇટેડ્ સ્ટેટ્સ્નાં અવયવો
"કરતાં, આપણી આટલી વધારે સત્તા છે. આપણે સરકારને આવામાં
"આશ્રય આપીએ તે એમના ઉપર ઉપકાર."

"સરકારનાં ઉત્તમ—colonies—સંસ્થાનની પ્રજા જેવી આપણી પ્રજાને
"નહી કરીયે તો એ પ્રજામાં દેખાદેખીનો ક્ષોભ થશે ને ચંદ્રકાંતનો
"વર્તારો ખરો પડશે."

"એ ક્ષોભ ન થવા દેવા જેવું આપણે રાખીશું, પણ હાલ સા-
"મ્રાજ્યનાં સામાન્ય લાભમાં ચક્રવર્તીપર ઉપકાર કરતા હઈએ તેમ જે
"આશ્રય આપીએ છીયે તે આશ્રય આપવામાં કૃપણ થઈશું તો મોડાં
"વ્હેલાં જર્મનીનાં અવયવરાજ્યોની પેઠે આપણને ચક્રવર્તી બળ કરી
"ખેંચશે અને પ્રવીણદાસનો વર્તારો ખરો પડશે. સમુદ્રવ્યાપાર, રેલવે,
"વીજળીના તાર, અને સામ્રાજ્યરક્ષણમાં આશ્રય, આદિ અનેક વિ-
"ષયો આવા આશ્રયની વાત છે. હાલ જે ઉપકાર કરી નહી આપીએ
"તે કાળક્રમે આજ્ઞાથી આપશું, અને તે કઠણ સરતો પાળી આપશું."

"આવા વિષયોમાં, અને સરકારને હાથે લેવા પડતા ન્યાયના વિષ-
"યોમાં, ચક્રવર્તીનો અધિકાર રાજાઓની સામ્રાજ્યસભાને સોંપાય એ
"પ્રસંગને માટે અનેક જાતની ઉદ્ભાવક બુદ્ધિનો ઘણા કાળ સુધી આ-
"ગ્રહ જોઈએ અને એ દિશામાં પુરુષપ્રયત્નનો આરંભ થવાને પણ
"હજી ઘણી વાર છે. આ આરંભ થવા આવતા પ્હેલાં આપણી
"વ્યવસ્થા હશે કે અવ્યવસ્થા હશે તે ઈશ્વર જાણે."

વિદ્યાચતુર બોલતો બંધ પડયો. મણિરાજે સર્વને પુષ્પ, પાન અને સુગન્ધ વ્હેંચ્યાં, અને સર્વ હસતે મુખે ઉઠે છે તેવામાં એક માણસે મૂળરાજને એક ચીઠી આપી, મૂળરાજે મણિરાજને આપી, મણિરાજે તે વાંચી અને શોકમાં પડી પ્રધાનને કહ્યું.

"પ્રધાનજી, આપ હવે સત્વર ઘેર પધારો."

વિદ્યા૦—"મહારાજ, એ સમાચાર કુમુદના હશે એમ હું
"ધારું છું. મ્હારું એ પુષ્પ કરમાઈ ગયું."

મણિરાજ—"આપના પિતાજી પાછા ફરવાના સમાચાર આ ચીઠીમાં છે."

ખાચર૦—“ શું કુમુદસુંદરી હાથ ન લાગ્યાં ? વિદ્યાચતુર !
“ પુત્રીનો વિયોગ મહાદુ:ખ કરે છે તેનો મને અનુભવ છે.”

મણિ૦—“ પ્રધાનજી, હવે સત્વર ઘેર પધારો. આપના ધૈર્યમાં
“ કુટુંબને અંશભાગી કરો. હું પણ ત્યાર સોરો આવી જઈશ. પ્રધા-
“ નજી, આપનું ધૈર્ય જાણનારે વધારે સૂચના કરવી પુનરુક્ત છે. બાકી
“ મ્હારા ખેદથી તમારા ખેદની કલ્પના કરું તો તો પાર રહે એમ નથી.”

મણિરાજની આંખ ભીની થઈ. સર્વ મંડળ અવસન્ન થયું. બે મીનિટના મૌનને અંતે વિદ્યાચતુર બોલ્યો “ મહારાજ, આણી પાસથી
“ કુમુદ જવા બેઠી અને આણી પાસથી પ્રમાદધન પણ ગયા. મ્હારું અને
“ બુદ્ધિધનભાઈનું ઘર—બેનાં ઘર સાથેલાગાં શૂન્ય થયાં. મ્હારા કરતાં
“ એમનું દુ:ખ અનેકધા વધારે છે. એમના દુ:ખમાં મ્હારું દુ:ખ ભુલુંછું.”

શોકવાર્તા કરતાં કરતાં વિદ્યાચતુરને મુત્સદ્દી મંડળ ભેગો ગાડીમાં વીદાય કરી, મણિરાજ, ખાચર, અને મૂળરાજ બીજી ગાડીમાં ચ્હડ્યા. થોડી વાર એ ગાડીમાં મૌન પ્રવર્ત્યું. અંતે ખાચર બોલ્યો.

“ મણિરાજ, આ વાતોડીયા મંડળીમાં બેસવામાં આપણા નાચરંગના
“ દરબારનું ખરચ નથી ને નુકસાન પણ નથી એટલો લાભ ઓછો
“ નથી. એ મંડળીમાં બેસી તમે સર્વ સાંભળ્યાં કરો છો અને બોલતા
“ નથી તે જોઈ હું પ્રસન્ન થાઉંછું. પણ એ લોકની પુસ્તકીયા બુદ્ધિનો
“ પટ તમારા મન ઉપર બેસી જાય નહી તેની સાવચેતી રાખજો.”

મણિરાજ—“ એ બુદ્ધિને પ્રધાનજીનો અનુભવ ચાળી નાંખે છે,
“ અને આપના જેવાના સમાગમકાળે તેમાંના કુપથ્ય ભાગ ની.
“ કળી જાય છે.”

ખાચર—“ એટલું બસ છે. બાકી જે વિષયની આજ વાતો ચા-
“ લતી હતી તેના સંબંધમાં ચક્રવર્તીની રાજનીતિની વાતો તો ઠીકાઠીક
“ છે. પણ એમના અધિકારીઓમાં સારાનરસા આવે છે અને આપ-
“ ણને અકળાવે છે તેનું-શું કરવું એ વીશે તમે કેવો વિચાર કર્યો છે?”

મણિ૦—“ સત્ય પુછો તો મ્હારે તેમની સાથે એવી તકરાર હજી
“ સુધી નથી પડી. વડીલ મહારાજે પરરાજ્ય સાથે અથડાઅથડી ન
“ થવાના માર્ગ રચી મુકેલા છે તેની પ્રનાલિકાએ ચાલતાં અમને બહુ
“ સુખ પડે છે. આપ સુચવો છો એવી તકરારનો મ્હારે પ્રસંગ જ
“ નથી આવ્યો, પણ દૈવઇચ્છાથી એ પ્રસંગ આવશે ત્યારે આપ કંઇ
“ નીતિ દર્શાવશો તેનો પ્રકાશ પાસે રાખીશ.”

ખાચર--“ એ તમારે માથે ઈશ્વરની કૃપા સમજવી કે સાહેબ લોક “ ને તેમનાં માણસો સાથે મારામારી થવા વખત નથી આવતો. પણ “ આવો શીળો દિવસ રોજ નહી રૂહે, માટે સાંભળી લ્યો. ચક્રવર્તી ને “ ગવર્નર ને કલકત્તાવાળા તો છેટે રહ્યા. પણ આ પાસેના સાહેબોમાં “ બે બહુ સારા આવે તો બે બહુ નરસા આવે છે; બે બહુ ડાહ્યા આવે “ તો બે બહુ મૂર્ખા આવેછે. એમનો ઢંગધડો કંઈ નહી; એક આમ “ હાંકે, ને બીજો આમ હાંકે. ત્યારે આપણે જેવાની સાથે તેવા થવું “ પડેછે. એમનું સુખ એ કે તુમારીયાંથી સરકાર સાથે કામ લે ને ન- “ હારો સાહેબ બે નરસાં તુમારીયાં તમારે માટે સરકારમાં મોકલી જાય “ તો સારો સાહેબ બે સારાં મોકલી જાય. આપણે એવા શા “ હઈએ કે એ સઉમાંથી કોઈ આપણા વળનો થાય નહી? માટે “ હમેશ એટલી સરત રાખવી કે વારાફરતી કોઈ કોઈ સાહેબ આપણે “ માટે સારાં તુમારીયાં લખતો જાય. પછી સરકાર તો તુમારીયાંની “ આંખે સઉ વાંચે, એટલે બે વાર નાખુશ થાય તો બે વાર ખુશ “ થાય અને વિચારે કે જ્યારે એક આપણું સારું બોલે છે ત્યારે બીજા “ તુમારીયાના લખનારની આંખમાં જ કંઈ કાણું હોવું જોઈએ. આ- “ ટલું થયું એટલે આપણે જીત્યા.”

“ બાકી તો એક સાહેબ કુદે ને રાતોપીળો થાય ત્યારે મનમાં સમ- “ જવું કે તું જવાનો ને હું રૂહેવાનો છું, બે દિવસ દારૂ પી લે. ગાંડાં કુહાડે “ તે વેઠવાં, પણ સામે ઘા કરવો નહી.”

“ એ લોક મૂર્ખા હોય તો પણ તેમની કલમ જબરી ને તુમારી- “ યાંમાં આપણે એને પ્હોચી વળીએ નહી; જબરી વિદ્યાવાળાથી છેટે “ જ નાસવું, કારણ એ લોક વગર ઘાયે હણે. એમનાથી છેટે હઈએ “ માટે આપણને એમનો ઘા પ્હોચશે નહી એમ પણ ધારવું નહી*— “ સરકાર પાસે એમના કાન; દેખીયે નહી ને ઘા કરે.”

“ એમ કરતાં સામાં થવું હોય તો ઘડી વાર વીસામો લેઈ વિચાર “ કરવો કે આપણો હાથ કેટલો પ્હોચશે. જે નદીને પેલે પાર તરી “ જવાનો વિશ્વાસ હોય નહી તે તરવાને પાણીમાં પડવું જ નહી. “ કોઈની પાસેથી એવું ખુંચી લેવું નહી કે આપણા હાથમાં આવેલું

---

*पण्डितेन विरुद्धः सन् दूरस्थोऽस्मीति नाश्वसेत् ।
दीर्घौ बुद्धिमतो बाहू याभ्यां हिंसति हिंसितः ॥ મહાભારત, શાંતિપર્વ.

" પાછું તે ખુંચી લે.* જેનું મૂળ ઉખેડી ન નંખાય એવું ઝાડ
" ખોદવું નહી; જ્યાં સામાનું માથું ન પડાય ત્યાં તેને હણવો નહી.†
" મણિરાજ, તરવાર વડે લ્હડવાનું તો નથી, પણ કલમ વડે લ્હડતાં
" પણ આ અનુભવની વાતો સરત રાખવી. સાહેબ લોક સરકારના
" દીકરા, તેમના વાંક માબાપને વસવાના નહી અને વસે ત્હોયે
" તેમને શિક્ષામાંથી બચાવવા આપણને ધમકાવશે. કૌરવનાં માબાપ
" દીકરાઓના બધાયે વાંક સમજતાં હતાં, પણ તેમણે તેમને વાર્યા
" નહી; અને ગમે તેટલા પણ પાંડવ પારકા દીકરા, તેમના ઉપર ક્રોધ
" કર્યો, અને વ્યાસજીએ પાંડવને શાપ દેવા મનાઈ કરી ત્યારે એકલી
" ગાન્ધારીએ ત્રીજા ઘરના શ્રીકૃષ્ણને શાપ દીધો કે જાદવાસ્થળી કરી
" ત્હારું કુળ સત્તાનાશ પામજો. જબરા દીકરાની માપાસે દીકરાની
" ફરીયાદો લેઈ જનાર પરભારો બાળક ગાળો ખાઈ પાછો આવે, અને
" પરભારાના પક્ષ લેનારને શ્રીકૃષ્ણના જેવા આમ છાંટા લાગે. આપણે
" સાહેબલોક સાથે લ્હડીયે તો આપણે પાછા ફરીયે ને આપણી સાથે
" આપણા સ્નેહીઓને પણ ખમવું પડે. ખરું પુછો તો આ કલમની લ્હ-
" ડાઈ એ બઈરિંની ગાળો જેવી ને વાણીયાના હોંકારા જેવી વાત. તેમાં
" આપણે ફાવીયે નહી-રજપુતોની લ્હડાઈઓ ગઈ."

" આટલા બધા વિચાર કર્યા પછી પણ એવો કોઈ સાહેબ વેઠાય
" જ નહી અને તેને ઉખેડવાનું ઠીક લાગે ને તેમ કરવું આપણાથી બને
" તેમ હોય તો એ કામ પાકું કરવું, એટલું જ નહી, પણ અનાજનાં
" છોડાં સળગેલાં હોય તેમ ઘણી વાર એકલો ધુમાડો જ નીકળ્યાં કરે
" અને ભડકો થાય નહી એમ ન કરવું; પણ તરત ભડકો ભભુકે ને
" આકરા તાપથી સામાને પોતાની ઝાળ દેખાડી દે એમ શીસમના બળ-
" તણ પેઠે આપણું પરાક્રમ ક્ષણવાર પણ જણાય અને આપણો પ્રકાશ
" જગત દેખે એવું કરવું‡. રાજાઓ હાથ ઉપાડે અને તેનું ફળ થાય

---

* न तत्तरेद्यस्य न पारमुत्तरेत्
न तद्धरेद्यत् पुनराहरेत्परः ॥ શાંતિપર્વ.

† न तत्खनेद्यस्य न मूलमुद्धरेत्
हन्यान्न तं यस्य शिरो न पातयेत् ॥ શાંતિપર્વ.

‡ मुहूर्तमपि राजेन्द्र तिन्दुकालातवज्ज्वलेत् ।
न तुषाग्निरिवानर्चिर्धूमयेत चिरं नरः ॥
શાંતિપર્વ.

" નહી તો તેટલા પ્રમાણમાં તેમનું રાજત્વ ઘસાય એવું તમારા પિતા
" ક્હેતા ને તે યથાર્થ છે. પ્હેલી વારના દ્યૂતને અંતે દ્રૌપદી ઉપરનો
" જુલમ જોતાં પણ આંધળા ધૃતરાષ્ટ્રને ન્યાય કે દયા ન સુઝયાં તેને
" પાપી પુત્રોની દુષ્ટતાએ ઉપાડેલા ઇશ્વિરી ઉત્પાત જોઈ બ્હીક લાગી
" ત્યારે દ્રૌપદીને માગ્યાં વરદાન આપ્યાં ને પાંડવોને છોડ્યા. તે જ
" પ્રમાણે અધિકારી સાહેબો સામી સાધારણ ફરીયાદો ન સાંભળનાર
" સરકારની નજરે એ સાહેબો અતિદુષ્ટ થયલા દેખાશે ત્યારે એ ના એ
" સરકાર તેના ઉપર હાથ ઉપાડશે ને આપણું રક્ષણ કરશે. આવો કાળ
" આવે ત્યારે મજબુત પુરાવો અને પૂર્ણ રાજત્વ દેખાડી સફળ હાથ
" ઉપાડવો ને ત્યાં સુધીનો માર વેઠી લેવો."

" ઘણી ફરીયાદો કરનાર ઉપર સાંભળનારને કંટાળો આવે છે. માટે
" આવા પ્રસંગ શીવાયના પ્રસંગોએ તો સાહેબો ઉપર ફરીયાદ ન કરતાં
" તેમની જ પાસેથી કળાથી કામ ક્‌હાડી લેવાં."

" હોંશીયાર ને પાકા સાહેબોની પાસેથી કામ ક્‌હાડી લેવું હોય તો
" તેમનાં કામ ભેગું આપણું કામ ક્‌હાડી લેવું. કોયલ કાગડીનાં ઈંડાં ભેગાં
" પોતાનાં મુકે તે બધાં ઈંડાં સાથે સેવાય ને કોયલનું બચ્ચું જન્મી જાતે ઉડી
" જાય. સરકારે સોંપેલાં કામ સાહેબો પોતાનું ગણી કરી લે છે અને આપણા
" કામ પણ સરકારે સોંપેલાં ગણી વગર ભલામણે પોતાનાં કામ ભેગાં કરી
" લે છે. કોયલ કાગડાને કાંઈ ક્‌હેતી નથી તેમ આવા સાહેબોને આપણે
" કાંઈ ક્‌હેવાનું નથી. આપણાં ઇંડાં તેમનાં ઈંડાં જેવાં દેખાય, આપણાં
" હિત તેમનાં હિતમાં જ લેખાય, તો એ ચતુર જાતની ચતુરતાનો આ-
" પણને પણ વગરમાગ્યે લાભ મળે. એમની સેના ભેગા રહી આપણા
" દીકરા રજપુતાઈની કળા જાળવે તે આનું દૃષ્ટાંત."

" નઠારા અને બળવાન સાહેબો સાથે સામાં થઈ લ્હડવાનું ચાલતા
" સુધી રાખવું નહી. જો તેમનો નાશ ઇષ્ટ હોય તો તેમની સ્વારીના
" ઘોડાની નીચે પેંસી વરાહની કળા વાપરવી. જે સાહેબ વરાહને પોતાના
" ઘોડા નીચે પેંસવા દેવાની ગફલત કરશે તે સાહેબ ઉપર તેના ઉપરીઓ
" બહુ દયા નહી દેખાડે. સામાના ઘોડાની તળે જતા પ્હેલાં શરીર
" પ્રકટ થશે તો આ કળા રમતાં એ સાહેબના ભાલાની બ્હીક છે તે
" ભુલવું નહી."

" લોભી સાહેબો પાસે સોનાના મેરુ જેવાં દેખાવું. છેટેથી આપણું
" સોનું લેવા આવે, પર્વત ઉપર ચ્હડતાં થાકે, અને એમ કરતાં આવે તો

"સોનાનો કડકો કાપી પણ જાય ને મેરુનો ઉપકાર માની કામ કરે. પણ "ભુલ્યે ચુકયે આપણે જાતે "સોનું લ્યો" એમ કહેવું નહી. કારણ એ "માત્ર સોનાની શોભા જોતો હોય અને આપણે "લ્યો" કહીએ તો "ફસાઈએ. આપણી શોભા જોઈને જ આપણા પર પ્રીતિ કરે એવા "સાહેબ પણ હોય છે. તેનીપાસે જોવાના મેરુ થવું."

"સોનાના મેરુ થઈ શકવાની ઉદારતામાં કે કળામાં આપણે ન્યૂન "હોઈએ તો સામાને આપણું ઘર પઈસાનું ખાલી અને માણસ વગરનું "શૂન્ય દેખાડવું. આપણી પાસે તેને લલચાવવાને કોડી નજરે જ પડે "નહી, આપણી ચાડી ખાવાને ઘરમાં કોઈ માણસ દેખાય નહી, અને "જાતે ઘર શૂન્ય જોઈ જોનાર ચાલ્યો જાય ને આશા રાખે નહી ને થતું "થવા દે એ પણ એક માર્ગ છે."

"આ છેલી બે કળાઓ ચતુર માણસને વશ કરવાની છે. મૂર્ખને વશ "કરવા નટ થવું અને નાટક કરવાં—જેમાંના એકને વીરરાવ માખણ "કહેછે તે."

"સામો સાહેબ ડાહ્યો અને સદ્ગુણી હોય તો તેના ઉપર હૃદયમાંથી ભક્તિ "રાખવી અને બ્હારથી સરખાપણે મિત્ર થવું; હૃદયમાં તેના દાસના દાસ "થવું, અને જગતની આંખે આપણો મોભો હલકો ન થાય એવો મિત્રાચાર "પ્રકટ રાખવો. જો લેતાં આવડે તો પૃથ્વીમાં સોનાનાં ફુલની વાડીઓ "ઠેકાણે ઠેકાણે છે. શૂર, વિદ્યાવાન અને સેવા કરી જાણનાર તે ફુલો "ચુંટેછે.* મણિરાજ, રાજાઓ કાળને રચેછે અને આપત્તિકાળને સ્થાને "સંપત્તિકાળ કરી નાંખેછે તે આવી કળાઓથી ને આવાં ફુલ ચુંટીને. "આખો રજવાડો અકબર બાદશાહની સેવા કરતો હતો. સાહેબો મ-"હાત્મા હોય તો તેમના ભક્ત મિત્ર થવામાં બાધ નથી. બીજી રીતના "હોય તો દેશ તેવો વેશ કરવો એ રાજાઓનો ધર્મ છે. મમત કરી "નાશ પામવો પ્રજાને પરવડે, પણ જેની વર્તણુકમાં એ પ્રજાનાં સુખદુ:ખ "રહેલાં છે તે રાજાને મમત પરવડે એમ નથી."

"આ પ્રમાણે જેવો સામો માણુસ તેવા આપણે થવું, અને જે કળાથી "તેની સાથેના વ્યવહારમાં આપણું કલ્યાણ થાય તે કળા વિવેકથી "વાપરવી, એવું આપદ્ધર્મના પ્રકરણમાં ભીષ્મપિતામહે ધર્મરાજાનેજ ધર્મ-"વચન કહેલું છે. સરકારના ધર્મરાજ્યમાં એમના સાહેબો આપણને આપ-

---

* सुवर्णपुष्पितां पृथ्वीं चिन्वन्ति पुरुषास्त्रयः ।
शूरश्च कृतविद्यश्च यश्च जानाति सेवितुम् ॥

" ત્તિમાં આણે ત્યારે આપણે પણ કોકિલ, વરાહ, મેરુ, શૂન્ય મ્હેલ, નટ, અને
" ભક્તિમિત્ર એ છમાંથી જે ઘટે તે રૂપ રાખવાનું છે.* આ વૃદ્ધોના મહાન
" અનુભવનું વાક્ય છે. આપણ રાજાઓની તો કાળે કાળે
" કળાઓ."

" મણિરાજ, પ્રારબ્ધ અને દૈવ એ બે વાનાં પ્રજાને માટે છે પણ પ્ર-
" જાનું કલ્યાણ કરવામાં અને રક્ષણ કરવામાં રાજાએ પ્રારબ્ધ ન માનવું
" પણ પુરુષપ્રયત્ન જ માનવો એવું તમારા પ્રધાનનું વચન અક્ષરે અક્ષર
" સત્ય છે. પ્રારબ્ધ માનનાર રાજા નષ્ટ થાય છે. પ્રારબ્ધ અને સંતોષ સ્ત્રી-
" ઓને અને બ્રાહ્મણોને માટે છે. પ્રજાનાં પ્રારબ્ધ રચવાનો ને ફેરવવાનો
" અધિકાર ને ધર્મ રાજાને માટે છે માટે જ તેમાં ઈશ્વરનો અંશ કહેવાય છે.
" મણિરાજ, સરત રાખજો કે આપણે તો કાળે કાળે કળાઓ કરવાની
" છે. કાળ આપણા ઘોડા ને કળા એની લગામ ! ! પ્રારબ્ધથી ડરી એ
"લગામ કદી મુકી દેશો નહી! "

અનુભવી અને ચતુર શ્વશુર-રાજના ઉશ્કેરાયલા હૃદયમાંથી, તાકતી આંખોમાંથી, ને સ્થિરધીર મુખમાંથી, નીકળતો આ સૂક્ષ્મ ઉપદેશ જામાતૃ-રાજ અત્યંત ધ્યાનથી અને એકાગ્ર ઉત્સાહથી સાંભળતો હતો અને એ બે શત્રુ કુળમાં મૈત્રી રચવાની પ્રતિજ્ઞા લેનાર મૂળરાજ આ ઉપદેશના ઉદ્ગારથીજ પોતાની પ્રતિજ્ઞા સંપૂર્ણ સિદ્ધ થઈ સમજાતાં પોતાની રાજ-ભક્તિના વૃક્ષને સફળ થયું માની તૃપ્તિ-સુધા પીતો હતો, તેવામાં પ્રથમ તેમના સ્વાર અને પછી તેમના ઘોડાઓ મલ્લરાજના પુત્રના મ્હેલના બાગના ભવ્ય દરવાજામાં ખોંખારતા ખોંખારતા પેઠા—તેની સાથે ભાગ્ય-શાળી મલ્લરાજની પવિત્ર ચતુર અને ઉદાર રાજનીતિનો આ ફાલ એ ત્રણે જણના હૃદયમાં ઉદય પામ્યો. એ ફાલને પુષ્પે પુષ્પે લખેલું હતું કે સાત્વિક રાજનીતિનો પોષક ધર્મરાજા જીવતાં સ્વર્ગ ભોગવે છે, અને પાછળના રાજાઓ અને તેની પ્રજાઓ, એવી સગર્ભ રાજનીતિનાં પુણ્ય ફળને ભોગવી, એવા ધર્મરાજાના અમર આત્માને અમરશ્રેયસ્કર ગતિ આપેછે ને क्षीणे पुण्ये मृत्युलोके वसन्ति એ શાસ્ત્ર આ અક્ષય્ય પુણ્યવાળા મહારાજને કદી અડકવા પામતું નથી.

---

* कोकिलस्य वराहस्य मेरोः शून्यस्य वेश्मनः ।
नटस्य भक्तिमित्रस्य यच्छ्रेयस्तत् समाचरत् ॥
શાંતિપર્વ.

## પ્રકરણ ૫

## નવરાત્ર.

किमिव न मधुराणां मण्डनं नाकृतीनाम्

મધુરી આકૃતિને જે અડકે તે તેના શૃંગારરૂપ થઈ જાય છે.

કાલિદાસ.

विश्रम्य विश्रम्य तटद्रुमाणाम्
छायासु तन्वी विचचार काचित्
स्तनोत्तरीयेण करोद्धृतेन
निवारयन्ती शशिनो मयूखान्

શૃંગારશતક—ભર્તૃહરિ.

નવીનરૂપ ભાષાંતર— "કોઈએક સુંદરી, નદીના તટ ઉપર ઝાડ ઝાડ તેની છાયામાં વીસામો લેતી લેતી ચાલતી જાય છે, અને દૂર આકાશમાંના ચંદ્રનાં કિરણ પોતાના હૃદયભણી આવેછે તે હૃદયમાં પેસતાં અટકી શકે એવું હોય તેમ, પોતે પ્હેરેલા સૂક્ષ્મ વસ્ત્રનો જે છેડો એ કિરણ અને એ પોતાની છાતી વચ્ચે હતો તે છેડાને હાથવડે ઉંચો કરી કરી, ચંદ્રનાં એ કિરણને એ છેડાના આંતરાથી દૂર કરવા પ્રયત્ન કરતી જાય છે!"



"દુલારી! મધુરી ! ત્હારા દુલારી!–દેખ દેખ યહ મૈયાકા ખેલ"–એવું બોલતી બોલતી બેટની બાવી ઝુંપડી બ્હાર આવી અને ચૈત્રમાસને સાયંકાળે સમુદ્રના સામું જોતી માતાના ઓટલા ઉપર બેઠેલી બાળાને પાછળથી બાઝી પડી અને નીચી વળી ચુમ્બન કરી એની સુન્દર આંખો સામું જોઈ રહી.

"ચંદ્રાવલી બ્હેન? હું માજીનું ઘણું ધ્યાન ધરું છું, પણ હૃદયનો પુરુષ હૃદયમાંથી ખસતો નથી." ન્હાના કરપલ્લવવડે આંખનાં આંસુ લ્હોતી લ્હોતી બાળા બોલી અને સમુદ્ર સામું જોઈ રહી.

"એમાંથી કીયો પુરુષ ખસતો નથી?" જોડે બેસી ચંદ્રાવલી પુછવા લાગી.

"જે પુરુષની સાથે સંસ્કારથી હું ચોરીમાં જોડાઈ હતી તે પુરુષ તો "મ્હારા મરણ–ભાનથી સુખી થશે. એટલો મને માજીના ધામમાં આવ- "વાથી જંપ છે. પણ જે મહાત્મા મને પોતાના સંસારમાંથી છુટી કરી પો-

"તાના હૃદયમાંથી છોડતો નથી તેને મ્હારું કૃપણ હૃદય પણ છોડી શકતું
" નથી. અરેરે ! મ્હારે જે માટે એક જગતનો ત્યાગ કર્યો, ...નો
" ત્યાગ કર્યો, અને મ્હેં પણ ત્યાગ કર્યો. હવે તો માજીનું તેજ મ્હારા
"હૃદયના આ અંધારને નષ્ટ કરે તો હું રાંક પુરી જંપું." બોલનારીના
હૃદયમાંથી ઉંડો નિઃશ્વાસ મુખની વાટે નીકળ્યો.

પ્રિય વાંચનાર! આ બોલનારીને ત્હેં ઓળખી હશે. બાવી ચંદ્રાવલીના પ્રયાસથી ડુબેલી કુમુદસુંદરીનું શરીર હાથ આવ્યું હતું, એના ઉપચારથી એ જીવી હતી, અને ચારેક દિવસ થયાં એના મનનું સમાધાન કરવાને પણ એજ બાવીની પ્રીતિ મથતી હતી. કુમુદનાં સંસારસંસ્કારી ભીનાં વસ્ત્ર નદીમાં નાંખી દેઈ માતાની પ્રસાદીની આછી હીરાગળ ચુંદડી એને પ્હેરાવી હતી તે પશ્ચિમ સમુદ્રની લ્હેરોથી ફરફર ઉડતી હતી અને દુઃખી બાળકીની સુન્દર નાજુક શરીરવલ્લરી એવા સંગથી પણ વધારે સુંદર પ્રિય લાગતી હતી. એની સર્વ વાતો ચંદ્રાવલીએ સાંભળી લીધી હતી. માત્ર પ્રમાદધન અને સરસ્વતીચંદ્રનાં નામથી તેમ પોતાના અને માતાપિતા અને શ્વશુરકુટુંબના નામથી કુમુદે એને અજાણી રાખી હતી અને તેને માટે ચંદ્રાવલીની ક્ષમા માગી લીધી હતી. સટે ચંદ્રાવલીએ એનું નામ મધુરી પાડ્યું હતું. દયા અને વ્હાલ આણી ચંદ્રાવલીએ કુમુદને શાંત કરવા માંડી.

"મધુરીમૈયા ! આ બેટમાં આવતા પ્હેલાંનું પાણી આ સ્વર્ગનું દ્વાર
" સમજ, અને એ દ્વારમાંથી આ માજીના ધામમાં તું આવી ત્યાંથી મૃત્યુલોકનો ત્હેં ત્યાગ કર્યો એમજ તું સમજ. જેવો એક પુરુષ ત્હારા હૃદયમાંથી ખસ્યો તેવો જ બીજો પણ ખસશે એટલી માજીના ઉપર શ્રદ્ધા રાખ."

કુમુદના મુખ ઉપર સંધ્યાકાળની છાયા પડતી હતી તેવીજ એના હૃદયની પણ છાયા પડતી હતી. કાંઈ ઉતર દીધા વિના, પાછળ ઉગતા ચંદ્રની કૌમુદી, આગળ સમુદ્ર ઉપર, ચાદર પેઠે પથરાતી હતી તેટલુંજ એ જોઈ રહી.

ચંદ્રા૦—" બ્હેન મધુરી ! આ જોઈ ચંદ્રની પ્રભા ? પાછળ આ
" ચંદ્ર તો જો !"

" શું ચંદ્ર મ્હારી પાછળ છે ?" ભડકીને કુમુદે પાછળ જોયું, અને ચમકી જાગી પાછી આગળ દૃષ્ટિ કરતી ભ્રમર ચ્હડાવી ગાવા લાગી.

" किमसुभिर्ग्लपितैर्जड मन्यसे
" मयि निमज्जतु भीमसुतामनः ।
" मम किल श्रुतिमाह तदर्थिकाम्
" नलपरामपरो विबुधः स्मरः ॥

બોલતાં બોલતાં એના મુખ ઉપર લજ્જાનો રંગ ચ્હડ્યો. શાંત પડી પાછી બોલી: " ચંદ્રાવલી બ્હેન ! નળનું મન ઉછાળવાની શક્તિને માટે " દમયંતીની દેવતાઓએ સ્તુતિ કરી હતી તેવી જ પોતાનું મન ઉ- " છાળવાની શક્તિને માટે આ પુરુષે મ્હારી સ્તુતિ કરી હતી. આવું " છતાં એણે મને મ્હારા હિતને માટે છોડી. ક્‌હો વારુ એ તે સં- " સારી કે જોગી ? હું પણ હવે એના હૃદયની પવિત્રતાને અનુસરી, " એના વિચારને છોડી, માજીના ચરણ-સ્પર્શમાં ચિત્ત પરોવીશ."

ચંદ્રા૦—" ધન્ય, બેટા ! ધન્ય છે. માજીના ચરણ આ મ્હડીમાં " છે તેટલા જ ન સમજીશ. એ ચરણ આખા વિશ્વને રોકે છે અને " માજીની દીકરીયોના હૃદયમાં સમાય છે. માજીની જે મૂર્ત્તિ આપણે " સેવીયે છીયે તેતો તેમના યોગને માટે. પણ માજીના સ્વરૂપનું જ્ઞાન " જોઈયે તો તેમને અન્ય સ્વરૂપે સમજવામાં છે. જ્યાં જ્યાં સ્ત્રીલિં- " ગથી નામ છે અને શક્તિ કાર્યથી આકાર છે તે તે સર્વ સ્થાને " માજીના સાકાર સ્વરૂપનું જ્ઞાન પામી જા. જ્યાં જ્યાં એ નામરૂપની " કારણશક્તિ છે ત્યાં ત્યાં માજીના નિરાકાર સ્વરૂપને જોઈ લે. મા- " જીની મૂર્તિના એકાગ્ર યોગથી તું સંસારને ભુલી જઈશ. એના નિ- " રાકાર સ્વરૂપને પામી તું એના પદને પામીશ, અને ત્હારા હૃદયમાં " શક્તિ આરૂઢ થશે. તે પછી સંસારમાં જ્યાં જ્યાં ત્હારી દૃષ્ટિ " પડશે ત્યાં એના સાકાર સ્વરૂપનો અનુભવ તું કરીશ અને સર્વત્ર " મહાલક્ષ્મીનાં દર્શન કરીશ."

આ ઉપદેશ સાંભળતાં સાંભળતાં ફરી કુમુદસુંદરી સમુદ્ર ભણી જોઈ રહી અને ઉત્તર દેવાનું ભુલી ગઈ. ચંદ્રાવલી તેને બીજે વિનોદ આપવા લાગી.

" બેટા, હાલ માજીનાં નવરાત્રિ ચાલે છે અને થોડીક વાર પછી " સુરગ્રામની સ્ત્રીયો ગરબાનાં દર્શન કરવા આવશે. આપણે ગરબો " પ્રકટી મુક્યો છે તેની પાસે બેસી સઉ માજીનો ગરબો ગાઈશું, " અને તેમાં એના શુદ્ધ સ્વરૂપને પ્રતીત કરીશું."

---

૧ નૈષધ.

"ચંદ્રાવલી બ્હેન, હું તે પ્રસંગે જરુર અંદર આવીશ. ત્યાં
"ધીમાં બ્હાર આ સમુદ્રનાં મોજાંમાં નાચતી ચંદનીથી અને ઠ
"થઈને આવતા પવનથી મ્હારું મન જરી શાંત કરી લેઈશ. એ
"ગરબે આવનારાં પાસે હું ઉપદ્રવરૂપ થાઉં નકી. ઓ બ્હેન, હું
"મને બહુજ કનડું છું—ખરી?" દયામણે મુખે કુમુદ પાછું વ
બોલી.

"માજીના ધામમાં આવી દીકરીઓ પોતાની વરાળ ક્હાડે એ
"તેમનો અધિકાર છે. વારું, બેટા મધુરી, પણ તું કાંઈ ગ
"લાગીશ?"

"શા વાસ્તે ન ગાઉં? પણ મને તો મ્હારા હૃદયની કથાના
"ઢાળ ગાતાં આવડશે અને એમાં તો પુરુષની વાત આવે તે મા
"કુંડું ન પડે?"

નાક નીચે બે આંગળીયો ધરી, થોડી વારે તેને કુમુદના સામી ધ
ચંદ્રાવલી ક્હેવા લાગીઃ "બ્હેન, આ બેમાંથી એક આંગળી ઝ
જોઈએ!"

ધારે રહી કુમુદે એક આંગળી ઝાલી.

"ચાલ બ્હેન, માજીની આજ્ઞા આવી. ત્હારે ગાવું હોય તે ગા

"ત્યારે તમે જાવ હું આંહીં બેઠી બેઠી ગોખી મુકીશ."

ચંદ્રાવલી મ્હડીમાં ગઈ અને કુમુદ એકલી પડી. મ્હડીમાં સ્
એકઠી થતી હતી અને તેમના પરસ્પર મિશ્ર સ્વર બ્હાર આવતા
સમુદ્રનાં ચ્હડતાં અને કીનારા સાથે અથડાતાં મોજાંના ધડાકે 
થતા પછાડાની ગર્જના એ સ્વરોને પોતાનામાં મેળવી દેતા હતા.
દના કાન આગળ આ તોફાન થતું હતું અને ચિત્તને શાંત કરવા પ્ર
કરતું હતું. સંસારની વિચિત્ર ગર્જનાઓમાંથી છુટી શાંત સ્થ
આવેલીના કાનમાં આ મોજાંઓના ઉછાળા અને ગર્જનાઓ અ
પણ પ્રિય અક્ષરનો સેક કરતાં હતાં અને તેમના અભિષેકથી આ
ત્હાડકે એના હૃદયાગ્નિના અંગારાને કજળાવી નાંખ્યા અને તે અં
રાને સ્થાને સૂક્ષ્મ ઉષ્ણ ભસ્મ રહી. જડ સૃષ્ટિના તોફાને મનુ
ષ્ટિના ઉદ્વેગને શાંત કર્યા.

થોડીક વારે કુમુદ કંઈક ટટ્ટાર થઈ અને મસ્તક ઉંચું કરી
દૃષ્ટિ ફેરવવા લાગી. પાણી ઉપર ચંદની ફરી નાળતી હતી અને 

સંધાતાં મોજાંમાં એનો પ્રકાશ અંદર સરી જતો હતો, ભાગતો હતો, સંધાતો હતો, અને વાંકોચુકો થતો હતો. છતાં ચંદ્રની એવી ને એવી કોમળ સુંદર લાગતી હતી. ઉંચી થતી આંખ એ દશાને જોવાં લાગતાં કુમુદને પ્રીતિચંદ્રિકા જેવી, સુન્દરતાની મૂર્ત્તિ જેવી, અને કોમળતાના આત્મા જેવી, પોતાની સાસુ સાંભરી આવી.

"અરેરે! મ્હારા જેવી કૃતઘ્ન કોઈ નથી. સમુદ્રનાં મોજાં જેવ "સુખદુઃખમાં ત્રુટતા સંધાતા કાળજાને આ ચંદ્રિકા જેવું જ સુંદર "કોમળ રાખનાર મ્હારાં પૂજ્ય સાસુજી તો જગતમાં એક જ જન્મ્યાં છે. "એમની પ્રીતિનો બદલો વાળવાનો તો રહ્યો, પણ આ મ્હારા કૃત્યથી "એમના હૃદયને કેટલો શોક થયો હશે? એમના કોમળ સ્વભાવ ઉપર "કેવો ઘા પડ્યો હશે? એમની વત્સળતાને કેટલું ઓછું આવ્યું હશે? "એમને જીવવું કેવું અળખામણું થઈ પડ્યું હશે? એમનો દિવસ કેમ "જતો હશે? એમને રાત્રે કેવા ઉજાગરા પડતા હશે? ઈશ્વરે એમના "જેવા સુપાત્રમાં મુકેલા સૌભાગ્યકુંકુમમાં હું દુષ્ટાએ દુર્ભાગ્યનો કો- "યલો નાંખ્યો! એમના જેવાં ઉદાર અને મ્હોટા હૃદયનાં સાધુજનને "મ્હારા જેવી કાળી નાગણે દંશ દીધો! એમનાં જેવાં જગદમ્બાનો "મ્હેં પાપણીએ તિરસ્કાર કર્યો! ઓ ગુણીયલ! તું મ્હારી મા છે "પણ મ્હારાં દેવી તો ત્હારા સ્વપ્નમાં પણ ન આવે એટલી મને ગણે "છે અને ઢાંકે છે! એમનું કર્યું ત્હારાથી કદી થવાનું નથી. મ્હેં એ- "મનો એવો અપરાધ કર્યો છે કે—ગુણીયલ, ત્હારે મ્હારું મ્હોં પણ "ન જોવું જોઈએ. પણ આવા સહસ્ત્ર અપરાધોને અંતે હું જો "મ્હારી રાંક દેવી પાસે જાઉં તો એમના જીવમાં જીવ આવે ને મને "છાતી સરસી ડાબે! અરે, એમણે પેટના દીકરાને કે દીકરીને ગણ્યાં "નથી એટલી મને ગણી છે. ઓ પરમેશ્વરી! હું ત્હારે "ખોળે પડી છું તે મને કંઈ એવો માર્ગ દેખાડ કે હું રંકને હાથે "લાગેલું એ દેવી-રત્ન પોતાનું તેજ ન ખુવે. મને માર્ગ સુઝતો "નથી. મને શું સુઝયું? મને તે બ્હારવટીયે નદીમાં ખેંચી લીધી કે "હું જાતે પડી? હું જાતે જાણી જોઈને પડી કે વિચારમાં ને વિચારમાં "પડી ગઈ? વિચારમાં પડીને પડી કે રેતી સરીને પગ સરી ગયો? "મને કાંઈ સાંભરતું નથી, સુઝતું નથી, સમજાતું નથી, અને મ્હારાથી "કંઈ કલ્પાતું પણ નથી."

ઘડી વાર નીચું જોઈ રહી વળી ઉંચું જોયું ને પવનની લ્હેરો જોરથી સમુદ્રપર અથડાતી સાંભળી, ને કુમુદ બોલી ઉઠી.

" અલકબ્હેન ! અલકબ્હેન ! આમ શું કરોછો ! તમે મ્હારે માટે
" કેટલું કલ્પાંત કરી મુકયું હશે તે આ જોઉંછું ને જાણી જાઉંછું.
" પણ તમે તમારા ભાઈની સાથે મ્હારી બાબતમાં લ્હડશો નહી હો !
" હું જાણું છું–કે–લ્હડ્યાવિના તમારાથી રહેવાવાતું નથી, પણ હવે
" એમને બીચારાને સુખે જંપીને બેસવા દેજો. મ્હેં એમના સુખનો
" માર્ગ મોકળો કરવાને જ આ કરેલું છે."

" ને કરંતો મન્દ ઘુંઘાટ ભર આનન્દશું,
" ફેંકી તરંગો મુજ ભણી ધીમે ધીમે નાચંત શું ? "

" કુસુમમાળાની આ કડી મ્હેં સમજાવી ત્હારે અલકબ્હેને એમજ
" કર્યું હતું—ને એટલામાં પિતાજીએ બારીમાં ડોકીયું કર્યું કે બ્હેન
" શરમાઈ ગયાં હતાં."

" અહો પૂજ્ય પિતાજી ! ઉજાગરા કરી કરી, શિરસટ્ટાનાં જોખમ વ્હોરી
" વ્હોરી, તમે કીનારે આવ્યા ત્યાં મ્હેં તમને ડુબાડ્યા જેવું જ કર્યું !
" તમારું મહાન્ ઘર મુકી હું અહીંયાં આવી ને તમારા પવિત્ર યશને
" લાઞ્છન લગાડ્યું ! મ્હેં અભાગણીએ તમને લાજ લગાડી ! તમને
" ડુબાડ્યા ! "

તે નીચું જોઇ રહી. થોડી વારમાં એનું મન પાછું ચસકયું ને બીજે સ્થાને દોડ્યું.

" સરસ્વતીચંદ્ર ! શું તમે ડુબશો જ ! શું તમે હતા તે સ્થાને નહી જ
" જાવ ! શું તમારા દુર્ભાગ્યની હું સાધન જ થઈ ? "

" કોઇને નામે કોઈ તરે છે, કોઈ ડુબે ને ડુબાડે !
" હું ચાણ્ડાલિની ડુબું ડુબાડું ! જયાં જઉં ત્યાં હાડે હાડે !
" લક્ષણવતીનાં ચરણ અડકતાં નવપલ્લવ કોઈ વેલી થતી,*
" હું જ અમંગળ શ્વાસ લેઉં ત્યાં લીલી વેલીયો બળી જતી !
" શાને જન્મ દીધો મુજને, ? પત્થર હું નહીં પેટ પડી !
" મરણ શરણ પણ ન લખ્યું લલાટે ! પનોતી હું તુજ લોહ તણી ! "

અત્યારે અર્ધચંદ્ર મધ્યાકાશમાં આવ્યો હતો. ધોળી ધોળી વાદળીયો ક્વચિત્ તેની આશપાસ તો ક્વચિત્ તેના ઉપર થઈને ચાલી

---

* લક્ષણવતીનાં પાદપ્રહારાદિથી અશોક વગેરે સપુષ્પ થાય છે એવી જુના કવિઓની કલ્પના છે.

જતી હતી અને તે પ્રસંગે વાદળીયો વચ્ચે થઇને ચંદ્ર સામો ધસતો દેખાતો હતો. માત્ર તેના અને તારાઓના અને તેમના અંતરથી જણાતું હતું કે આ દેખાવમાં ખરો વેગ તો વાદળીયોનો છે—ચંદ્રનો નથી.

આણી પાસ આકાશમાં ચંદ્રની આ સ્થિતિ હતી તે કાળે એના પ્રકાશથી સમુદ્રપર આઘે એક વ્હાણ ઉંચું નીચું થતું દેખાતું હતું. એ ચંદ્ર અને એ વ્હાણ ઉપર વારાફરતી દૃષ્ટિ ફેરવતી બાળા ઉભી થઈ.

"આકાશમાં ચંદ્રને વાદળીયો ડુબાડે છે અને સમુદ્રમાં વ્હાણને
"વાદળીયો જેવાં મોજાં ડુબાડે છે. શું તેમને આ સદ્ભાગ્ય છે અને
"મને નથી? આમને આમ સમુદ્રમાં હું ચાલી જાઉં તો મને કોણ
"અટકાવનાર છે?"

બ્હીતે બ્હીતે કુમુદે આગળ પાછળ દૃષ્ટિ ફેરવી. એની આંખમાં ચંદ્રનું પ્રતિબિમ્બ ચળકતું હતું અને સાગરનું પ્રતિબિમ્બ સમાયું હતું. એ આંખમાં બીજી કાંઈ ચીજ પેસી શકી નહી. એણે શૂન્ય ફીકું હાસ્ય કરવા માંડ્યું.

"હં હં હં હં! હવે હું એકાંતમાં છું. શેલી જેવા રસિક કવિને સમુ-
"દ્રમાં સુવાનો અભિલાપ હતો તે ઇશ્વરે પુરો પાડ્યો—સરસ્વતીચંદ્રે જ
"તે વાત મને કહી હતી. હું રાંક અબળા હોડી ક્યાંથી લાવું? પણ
"વિશ્વંભર છે તે મ્હારા સામું પણ જુવે છે."

એ જરાક આગળ ચાલી અને પગની પ્હાનીએ પાણી અડકયું.

"હા! જરાક આગળ ચાલીશ કે પાણી ઢીંચણસુધી આવશે. જરીક
"આગળ જઇશ કે કેડ સુધી આવશે. જરીક આગળ ખભે—ને
"પછી—માથા ઉપર પાણી ફરી વળશે ને દુઃખી કુમુદ હતી ન હતી
"થઈ જશે! બીચારી ચંદ્રાવળીના થોડાક ભિક્ષાન્નમાં ભાગ પડાવવાનું
"મ્હારે માથે બાકી હતું તે પાપ લીધું. હવે સર્વ પાપ અને સર્વ
"દુઃખમાંથી મુક્ત થવાનો વારો આવ્યો. માજીના મંદિરમાં આવી ને
"માજી માર્ગ દેખાડે છે. આણી પાસથી તણાઈ ત્યારે બેટ સાથે
"અથડાઈ; પણ હવે આ સમુદ્ર ભણી તો બેટ નથી જ. દિવસે તણાઈ
"તે બધાંયે દીઠી ને ઉગારી; પણ આ અન્ધકારમાં તો કોઈ જુવે એમ
"નથી જ!"

કુમુદસુન્દરી હવે પાણીની કીનારી આગળ પગ પલાળી ઉભી, કચ્છ માર્યો, કેડે સુંદડીની ગાંઠ વાળી, અને માતાના મન્દિર ભણી પાછું મુખ

કરી, પાછી વળી, અને આકાશ ભણી જોતી હાથ જોડી નમ્ર સ્વરે બોલવા લાગી:

"ઇશ્વિર અને ઇશ્વિરીને નામે જેને જગત જાણેછે તે એ માજી! આ "સંસારમાં તમે મને જન્મ આપ્યો, મને ક્ષણવાર મહાત્માનો આસંગ "કરાવ્યો, અને અંતે તમે મ્હારા મનમાં એવી શ્રદ્ધા ઉત્પન્ન કરી છે કે "તેમની તો શું પણ કોઈની કૃપાને હું પાત્ર નથી અને આ તમારી પવિત્ર "સૃષ્ટિમાં રહેવાને હું રંક અનાથ બાળામાં યોગ્યતા પણ નથી અને શક્તિ "પણ નથી. તો, માજી, હવે હું તમારાં નિરાકાર ચરણારવિન્દને પામવાનો "પ્રયત્ન કરૂંછું તેમાં નિરાશ ન કરશો. જાતે દેહ છોડવો એ લોકમાં પાપ "ગણાય છે; એનું ફળ કષ્ટ ગણાય છે. પણ, મ્હારા જેવીને આ સં- "સારમાં રહેવું જેટલું કષ્ટ ભરેલું છે એવું કષ્ટ કોઈ પણ નરકમાં નહી "હોય—અને—માજી, સંસાર અને તમારા મન્દિર વચ્ચે યમરાજનું "ધામ છે તો ગમે તેવું પણ એ ધામ તમારા મન્દિરની પાસે છે એટલે, "તમારી પાસે આ સંસાર નથી. માજી, નથી! નરકમાં પડ્યા પછી "માણસને કપાળે વધારે પાપ કરવાનું લખેલું નથી. ત્યાંથી તો શિક્ષા "પુરી થતાં તમારી પાસે જ આવવાનું, માટે માજી! હું એ દુઃખ "ખમીશ અને તમારી પાસે આવીશ. માજી! મને એટલું ધૈર્ય આપો— "એટલી મ્હારી છાતી ચલાવો."

"માજી, હું દુઃખી છું, અધમ છું, પાપી છું, મ્હારો કોઇને ખપ નથી, "હું તમારી પાસે આવવા આતુર છું—મ્હારે આ સંસારમાંથી છુટકારો "જોઈએ છીયે. માજી, સહસ્ત્રવાર ક્ષમા માગુંછું, સહસ્ત્રધા આશ્રય "માગું છું, અને હવે મ્હારાં દુઃખનો અંત આવ્યો સમજું છું."

દક્ષિણ દિશા ભણી ફરી અને ઉભી. આઘેની ઉંચી ભેખડો અને તે ઉપરનાં ઝાડો અન્ધકારના પર્વત અને તેનાં શિખર જેવાં જણાતાં હતાં. યમરાજની એ દિશાને નમસ્કાર કરતી કરતી બોલી.

"પાસે છે જ પ્રકાશ, આઘે છે અન્ધકાર,
"જીવન આ, એ પડદો મરણનો! પાસે૦
"પાસે છે સંસાર, આઘે એ યમરાજ,
"દુખ છે સંસાર, સુખ યમગૃહે! પાસે૦
"ક્રૂર છે આ સંસાર, દયાળુ યમરાજ,
"અશરણશરણ યમ! નમો નમો! પાસે૦
"યમ! છો ધર્મરાજ, તમથી હું છું સનાથ,
"ધર્મરાજ, મને લ્યો ઉપાડીને! પાસે૦"

ઉત્તર દિશા ભણી ફરી; રત્નનગરી એણી પાસ જ હતી. એ નગરીને અને માતાપિતાને સંભારતી રોવા લાગી અને ઓઠે આંગળી અરકાડી બોલવા લાગી.—

" ઉત્તરમાં છે તમ વાસ, વ્હાલાં માતા ને તાત !
" છેલા કરુંછું પ્રણામ—છેલા કરુંછું પ્રણામ !
" વ્હાલાં માતાપિતાને નમું !
" મ્હારા વ્હાલા ઓ તાત ! મ્હારા વ્હાલા ઓ તાત !
" છેલા કરું છું પ્રણામ ! છેલા કરું છું પ્રણામ !
" ધર્મધીર છો ! કુમુદને ભુલજો !
" મ્હારી વ્હાલી ઓ માત ! મ્હારી વ્હાલી ઓ માત !
હૈયું ફાટશે, ઓ માત ! હૈયું ફાટશે ઓ માત !
" ત્હારું સંભારી રાંક કુમુદને !
" માડી ! કરજે તું માફ ! માડી ! ત્યજજે સંતાપ ।
" મ્હારો દુખીયારો બાપ, કુંળા હૈયાનો બાપ ।
" મને ભુલી એને ધૈર્ય આપજે !
" એકલી અ.. જાણી આજ, ભુલી ભટકતી આજ,
" મુકી માતાને તાત રોતાં હૈયા રે ફાટ !
" કુમુદ થાય છે જળશાયિની !
" મ્હારા વ્હાલા ઓ તાત ! મ્હારી વ્હાલી ઓ માત !
" આંસુ જશે ચોધાર, રોશો હૈયા રે ફાટ,
" મોઈ દીકરી ! બીજી વાર નહી મરે !
" માડી કરજે તું માફ ! માડી ! ત્યજજે સંતાપ !
" મ્હારો દુખીયારો બાપ ! કુંળા હૈયાનો બાપ !
" ભુલી દીકરી ભુલાઈ ના જશે ! "

આટલું બોલતાં બોલતાં, રોતી, કકળતી, આંસુથી ન્હાતી, શરીરે શીત આવ્યાથી ધ્રુજતી, કુમુદ કીનારાના છાછર પાણીમાં પડી ગઈ, અને પાણી ઉપર કોમળ કાયા અથડાયાથી સમુદ્રની છાલક ઉંચી ઉડી અને એ જડ જળનિધિને પણ દયા આવી હોય અને તેનાં આંસુ ચારે પાસ છંટાયાં હોય એમ થયું.

કુમુદ જાગી હોય તેમ પાણી વચ્ચે પાછી ઉભી થઈ અને, આંસુ લ્હોઇ,

દશે દિશાએ દૃષ્ટિ કરતી કરતી ચાલી. આગળ પગલાં ઉપાડવા માંડ્યાં, બે હાથ છાતીએ મુક્યા, અને વળી જરીક ઉભી રહી, ઓઠ કરડી, બોલી:

"હવે, માજી મને સહાય થયાં અને યમરાજે મ્હારો હાથ ઝાલ્યો! હવે "મ્હારી છાતી ચાલવા લાગી! હવે મ્હારો છુટકારો નક્કી થયો!

"ચળકે ચંદ્રનું સઘળે તેજ,
"ગાજે સાગર ચારે મેર ।
"વચ્ચે એકલી ઉભી હું નાર!
"જડે નહી સુખ-સરજનહાર.
"બની ઘેલી દેખી સંસાર,
"ત્યજવા એને હું થઈ તયાર;
"પીયુ જોઈ વિરહિણી રાચે જેમ,
"નીરખું મરણ ઉમંગે તેમ.
"ચ્હડું ઉમંગની લ્હેરે આજ.
"સજ્જ થયો મુજ સુખનો સાજ.
"છોડું તાત ને છોડું માત,
"ગુણીયલ મ્હારી! કરજે માફ.
"તુજ પેટે ધરીને અવતાર,
"કુખ લજવી ત્હારી મ્હેં, માત.
"જમ! આ જગત થકી છોડાવ!
"ભાર જીવવાનો ઉતરાવ!
"આ સંસારથી ધસડી જાવ—
"પછી ગમે ત્યાં જમ લઈ જાવ! *
"લ્હાવો લેવો, ત્યજી સંસાર,
"તો શો સ્વર્ગનરકમાં ભાર?"

---

* Mad from life's history,
Glad to death's mystery
Swift to be hurl'd
Anywhere! anywhere,
Out of the world!

*Hood's Bridge of Sighs.*

"પ્રિય સરસ્વતીચંદ્ર ! મરણમાં તમારા હૅમ્લેટ્ જેવી બ્હીક મને
"લાગતી નથી !

"જીવ્યું જોઈ ગાંડી થઈ હું તો,
"મરણપર મોહી પડી છું હો ! જીવ્યું૦
"જીવ્યું મુકી જાવું જડે કંઈ તો
"નરકમાં યે સુખ વિશેષ જ હો ! જીવ્યું૦
"અમુઝણ છોડી, છુટાય જ, તો,
"મરણ પછી પન્થ ગમે તે હો ! જીવ્યું૦
"આંખો મીંચી જાવું ગમે ત્યાં હોં !
"બાપુ જમ ! ધસડ ગમે ત્યાં જો !'

તેનો સ્વર બંધ થઈ ગયો. ધીરે ધીમે પણ સ્થિર પગલે હવે તે આગળ ચાલવા લાગી. તેની દૃષ્ટિ સામે જ જોઈ રહી હતી; આગળ, પાછળ, ઉંચું કે નીચું, જોતી તે બંધ રહી. તેના પગને સામેથી મોજાનાં ધસારા અટકાવી ન શક્યા, તેમ પાછાં વળતાં પાણીના હેલારાથી તે ધકકેલાઇ પણ નહી. એની ગતિ હવે એની પોતાની જ હતી અને તેની સ્વતંત્રતાને વધારવા ઘટાડવા જગત અશક્ત નીવડ્યું. એની આંખમાં આગ્રહનો આવેશ-તેજ ધરી રહ્યો અને દાંતની હારોએ કોમળ પાંદડાં જેવા બે ઓઠને કરડી કબજે રાખી લીધા. નવી જન્મેલી હાથણીની પેઠે નાજુક કુમ્ભ, સ્થળ આગળ કરી એની છાતી એના કોમળ પગને ખેંચવા લાગી. શરીર અને મનને બળવાન સાંકળથી બાંધી બાળા આમ આગળ ચાલવા લાગી અને એની સત્તા અપ્રતિહત થતી લાગી ત્યારે માત્ર એના આંસુએ એની આજ્ઞા પાળવા ના પાડી, અને એ આજ્ઞાને બળે પડેલાં આંસું સુકાવા પામતાં તે પ્હેલાં એ આજ્ઞાનો તિરસ્કાર કરી નવાં આંસુ આગળ ધસી આવતાં હતાં, અને આંસુના પ્રત્યેક બિન્દુમાં સરસ્વતીચંદ્રની છબી જોતી જોતી એ ચાલી.

પાછળના ચંદ્રના તેજથી કુમુદસુંદરીની છાયા સમુદ્ર ઉપર આગળ પથરાઈ હતી. આગળ છાયા અને પાછળ બાળા એમ બે જણ વાધવા લાગ્યાં તેમ તેમ શરીર પાણીમાં સંતાતું હતું, બ્હારથી ઘટતું હતું, અને છાયા ચળકતાં મોજાંમાં ન્હાની મ્હોટી થતી કુદતી હતી.

કેડ સુધી કુમુદસુંદરી ડુબી. તેની કોમળ છાતીને પાણીની છાલકો વાગવા લાગી, અને વાગવા લાગી તેની સાથે જ તેના કાનમાં નવીન

સ્વર આવવા લાગ્યો. અનાહત નાદ તો તે ન હતો; કારણ આ સ્વર બ્હારથી આવતો હતો. મનુષ્યનો સ્વર તે ન હતો, કારણ કોઈ મનુષ્યનો સ્વર સાગરના ઘુઘવાટ આગળ સંભળાય એમ ન હતું. પળમાં એ સ્વર આકાશમાંથી ચંદ્રની ચાંદની પેઠે સરી પડતો હતો; પળમાં તારાઓમાંથી ખરતો હતો; પળમાં છેટેના અંધકારમાંથી આવતો હતો; પળમાં પવનની લ્હેર ઉપર નાચતો હતો; પળમાં પાછળથી આવતો હતો; પળમાં સમુદ્રનાં આઘેનાં ઉંડાં અગાધ પાણીની અંદરથી રસાતળને ફોડીને બ્હાર આવતો હતો; અને પળમાં સમુદ્રની ગંભીર ઉંડી ગર્જનાને ભેદીને આઘે ઉંડાણમાં કોઈ ગાનારનું ગાન સંભળાતું હોય એમ એ સ્વર આવવા લાગ્યો. એ સ્વરનું એ ગાન, એ સ્વરરૂપ એ ગાન, પળમાં કુમુદના કાનમાં પેંસવા લાગ્યું; પળમાં પાણી નીચે થઈને, એનાં પગમાં થઈને, એના શરીરમાં ચમકવા લાગ્યું; પળમાં એના શોકમ્લાન પયોધરમાં ઉભરાવા લાગ્યું; પળમાં એના હૃદયમાં ધબકારા કરવા લાગ્યું; પળમાં કણ્ઠમાં ચ્હડ—ઉતર કરવા લાગ્યું; પળમાં એના ઓઠને અને નાસિકાને સ્ફુરાવવા લાગ્યું; એની આંખની કીકીયો, કપાળ, અને મસ્તક ત્રણે સ્થાને વીંઝાવા લાગ્યું. એ ગાનને વશ થઈ, એ ગાન સાંભળવાની ધુનમાં ને ધુનમાં, એ આગળ ચાલી, અને સતારના સર્વ તારમાં રણકારા થઈ રહે તેમ અંતર્બાહ્ય સર્વ સંસારમાં આ ગાનના ચમકારા થવા લાગ્યા.

" ધીમી ધીમી ચાલી તું તો કરવા ત્હારું કામ !
" માજીની ઇચ્છા એવી છે કે પાછી હવે તું આવ ! ધીમી૦.
" દીકરી, ત્હારા દીલને દીધો દાનવે દુષ્ટ જ ડ્હામ,
" શીતળ શાંતિ લેવા માજીની પાસ હવે તું આવ ! ધીમી૦
" શીતળ પાણી સાયરનું છે આગળ ઉંડું અગાધ,
" પણ તુજ મનનો તાપ શમાવે એ તો ઇશ્વિરી માત ! ધીમી૦
" શરીર સુવાડવા સાયર નીચે થઈ છે તું આજ તયાર,
" પરલોકવાસી તારા હસે છે સાંભળી તુજ વિચાર. ધીમી૦
" ચમકે તારા સાંભળી ત્હારા રાંક મધુરા બોલ,
" રાત રુવે તને રોતી જોતી; મનના પડદા ખોલ ! ધીમી૦
" ચંદ્ર ઉભો છે એકલો ઉંચે દેવા કુમુદને કરાર;
" બેટા, બ્હીને છે શાને તું ? ત્હારે માજીનો સથવાર. ધીમી૦
" સાગરમાંથી પાછી નીકળ, માજીની પાસે આવ;

" જખ મારે છે જગત, જનેતાની જોતી અમીભરી આંખ. ધીમી૦
" આંસુ ત્‍હારાં લ્‍હોઈ લે, બેટા, ડસકાં હૈયાનાં શમાવ;
" કુંકુમ ત્‍હારે લખ્યું જ લલાટે, માનો માથે છે હાથ. ધીમી૦
" ઓઠ કરડતી તું, આંખે આંસુની છાલક ચાલી ન માય;
" માજીનું હૈયું પણ, તુજ દુખ આ દેખી, ભરાઈ જાય, ધીમી૦
" ત્‍હારા દુખનો આરો હવે તો આ પાસે દેખાય,
" માજી ચાંપે હૈયે તને; હવે, બેટા, તું પાછી આવ ! ધીમી૦
" સાયર આવો આભસરીખો ઘોર ગાજે દિનરાત,
" ક્યાં એ ને ક્યાં કોમળ કળી સમી, દીકરી, ત્‍હારી જાત? ધીમી૦
" સાયરને ત્યજી, માજીને મોંઘે ખોળે તું, બેટા, બેશ;
" ખોટી રે કાયા, ખોટી માયા, માજી જ માજી હમેશ. ધીમી૦ "

ગાનનો આરંભ થયો ત્યાં કુમુદનો પગ જરીક અટકી પાછો ચાલવા લાગ્યો. ગાન વાધ્યું તેમ તેમ એ ચમકવા લાગી, અને ગાન પુરું થયું ત્યાં એના પગે આગળ ચાલવા સ્પષ્ટ ના કહી. આવે રાત્રિને સમયે સમુદ્ર ઉપર એકાંતમાં એ ગાન કોણ કરેછે તે સમજાયું નહી. ગાન કોણ કરેછે એ પ્રશ્નનું નિરાકરણ થતા પ્‍હેલાં તો ગાનની અસર એના હૃદયમાં વ્યાપી ગઈ અને સર્વ વિચારને અસ્ત કરી નાંખ્યા. કલમના ખેતરની રખવાળ યુવાન કણબણનો લલકાર સાંભળી ચમકેલી હરિણી ગાન સાંભળવાની લ્‍હેમાં ડાંગર ખાવાનું ભુલી જાય* તેમ અત્યારનું ગાન સાંભળી ચમકેલી કુમુદ પોતે આરંભેલો અર્થ પળવાર ભુલી અને હરિણીના જેવી આંખોથી ચારે પાસ દૃષ્ટિને ચપળ કરી ફેરવી એક ટશે સ્થિર કરવા લાગી. પળવાર ભુલાયલા વ્યવસાયનો સ્મરણમાં ફરી ચમકાર થતાં એ આગળ પગ ઉપાડવાનું કરે છે અને ઉંડાં પાણીમાં ધસવા ચંચળ થાય છે ત્યાં એની પાછળ પાણીમાં કંઈક પછડાયું અને તેની સાથે ચંદ્રાવલીના હાથ કુમુદના શરીરની ચારે પાસ વીંટાઈ વળ્યા, અને એ માયાળુ સાધુજનનો કોમળ સ્વર કુમુદના કાનમાં સ્થિર ગતિથી આવ્યો.

---

* विगतशस्याजिघत्समघट्टयत्
कलमगोपवधूर्न मृगव्रजम् ।
श्रुततदीरितकोमलगीतक-
ध्वनिमिषे ऽनिमिषेक्षणमग्रतः ॥ માઘ.

"મધુરી! મધુરી! ત્હારો આટલો જ વિશ્વાસ? બેટા, જો તું પાછી
"ન ફરે તો તને માજીની આણ છે."

બીજી બે ચાર સ્ત્રીયો એની આશપાસ ફરી વળી. કુમુદ પાછી ફરી, અને ચંદ્રાવલીને બાઝી પડી, એની છાતીમાં મ્હોં માથું સંતાડી દેઈ, મોકળું મુકી મ્હોટે સ્વરે રોઈ પડી ને રોતી રોતી બોલી: "હું શું
"કરું ને ક્યાં જઉં રે, મ્હારી મા? ચંદ્રાવલી બ્હેન, તમે મ્હારી માતાના
"કરતાં વધારે હેત રાખો છો પણ મને કાંઈ સુઝતું નથી—ને મ્હારાથી
"નથી રૂહેવાતું રે મ્હારી મા?" કુમુદે ફરી હુઠવો મુકયો, અને ચંદ્રમંડળ ભણી એ સ્વર ચ્હડ્યો.

એનું આશ્વાસન કરતાં સઉ એને લેઈ માતાના ઓટલા ઉપર ચ્હડ્યાં, એનાં ભીનાં વસ્ત્ર બદલાવ્યાં, અને માતાની સેવા પડતી મુકી દીકરીને શાંતિ આપવા ઉપચાર કરવા લાગ્યાં. કુમુદસુંદરી કોઈને મ્હોં દેખાડતાં શરમાઈ અને માત્ર ચંદ્રાવલીની સોડમાં ભરાઈ, એના ખોળામાં મ્હોં સંતાડી, પાસે બેસી રહી. એના હૃદયના ધબકારાથી અને અટકવાની અશક્તિને લીધે ઘડી ઘડી ઉથલો મારતાં હુસકાંથી, એ જીવતી છે અને જાગતી છે એમ સિદ્ધ થતું હતું. એ જગાએ સઉ આસપાસ ફરી વળી બેઠાં અને એના મનને કળ વળે અને બીજી વાતોમાં એનું ધ્યાન જાય એમ ધીરે ધીરે સઉ કંઈ કંઈ વાતો ક્‌હાડવા લાગ્યાં સ્ત્રીયોની સંખ્યા પણ આઠદશની થઈ ગઈ. ચંદ્ર પણ મધ્યાકાશમાં આવી ગયો.

સર્વેની વાતો ચાલી છતાં કુમુદનું મન તેમાં ગયું નહી. અંતે એક બાવી બોલી.

"ચંદ્રાવલી મૈયા, આપણા ગુરુજીને વ્હાં તો નવીન અતિથિ આવ્યા
"છે, અને ગુરુજીનો તેમના ઉપર બડો પક્ષપાત છે."

કુમુદ કંઈક સાંભળવા લાગી.

"ભક્તિ મૈયા, તે કોણ છે અને જુના શિષ્યો મુકી તેમના ઉપર
"ક્‌હાંસે પક્ષપાત થઈ ગયો?" ચંદ્રાવલીએ પુછ્યું. ઉત્તર સાંભળવામાં કુમુદનું હૃદય ભળ્યું.

ભક્તિ૦—"એ અતિથિનું નામ નવીનચંદ્રજી છે."

કુમુદસુંદરીના શરીરમાં વીજળીનો ચમકારો થયો. તે સફાળી બેઠી થઈ અને છાતીએ હાથ મુકી સાંભળવા લાગી. ભક્તિમૈયા વાંધી.

"ગુરુજીને એ પુરુષનો ત્રિભેટાના અરણ્યમાંથી લાભ થયો અને એ

"લાભના નક્ષત્રયોગ ઉપરથી પક્ષપાત થયો તે તેની બુદ્ધિ અને વિદ્વત્તા
"ઉપરથી વધ્યો."

કુમુદસુંદરીને જાગૃત થયલી જોઈ, ચંદ્રાવલી બોલી. "મને લાગે
"છે કે હવે આપણે માજીની સેવાનો આરંભ કરીયે. મધુરીમૈયા,
"માજીની એક મૂર્ત્તિ વિશ્વરૂપ સાકાર છે; બીજી સાકાર મૂર્ત્તિ એ આ-
"કારમાં સમાયલી તે, પ્રતિષ્ઠાથી, પ્રતિમામાં આવાહન પામેલી છે. અમ
"જોગી કુળની પ્રજાનો વિસ્તાર મત્સ્યેન્દ્રનાથ અને ગોરખનાથ બાવાના
"કાળથી નાથકુળને નામે ઓળખાય છે. એ બે મહાયોગીયોના શિષ્યોએ
"આપણાં જેવાં સામાન્ય મનુષ્યોને માટે પટયોગનો ઉપદેશ કરેલોછે. તે
"એવી રીતે કે શ્વેતગોળ પટ સામે બાંધવો અને યોગીએ બ્હાર ફરતી
"ઇન્દ્રિયોમાં આવાહન પામેલી અંતઃકરણની વૃત્તિઓને એ ઉજ્વળ પટમાં
"યુક્ત કરવી, અને એ વૃત્તિઓના આકર્ષક પદાર્થમાત્રની એ પટમાં જ
"પ્રતિષ્ઠા કરવી, એટલે વૃત્તિયો તેમાં જ યુક્ત રહેવાની. એટલો યોગ અ-
"ભ્યસ્ત થાય એટલે એ પટને સર્વ પાસથી કાપવો અને ફરી તેમાં એ
"ને એ જ પદાર્થોની પ્રતિષ્ઠા કરી ફરી યોગ આરંભવો. એ પ્રમાણે એ
"પટનો છેક ન્હાનો અંશ રહે ત્યાં સુધી યોગ કરવો. અંતે પટનો નાશ
"કરી નિરાકારમાં યોગ કરવો. સામાન્ય પ્રજાને આટલા યોગમાં પણ
"કઠિનતા પડી. ત્યારે ઇન્દ્રિયમય આકારને પ્રત્યક્ષ રાખી ઇન્દ્રિયોના
"વિષયોની તેમાં પ્રતિષ્ઠા કરવા માંડી અને એ પ્રતિમાના સત્વસ્થાને
"દેવચરિત્રની પ્રતિષ્ઠા કરી દીધી. બેટા મધુરી ! નાથકુળના યોગ
"પછી આમ પ્રતિમાયોગ સાધુજનોએ સાધનહીન મનુષ્યોને માટે
"દર્શાવ્યો. નિરાકાર પુરુષના યોગને માટે શાલિગ્રામ, શિવબાણ, આદિ
"ગોળ એટલે નિરાકાર જેવા પટના યોગ જેવા યોગ દર્શાવ્યા કે શિ-
"વજીના સ્વભાવવાળા શિવજીનો યોગ સાધે અને વિષ્ણુના સ્વભાવવાળા
"તેમનો યોગ સાધે. એ પણ જેને દુઃસાધ્ય થાય તેને માટે પંચાયતન
"દેવના આકારના યોગ દર્શાવ્યા. આપણ સ્ત્રીયોની બુદ્ધિયોને માટે, ગોળ
"અને પૌરુષ પ્રતિમાઓનો યોગ અનુચિત ગણી, માજીની સુન્દર સ્ત્રી-
"પ્રતિમાનો યોગ દર્શાવ્યો છે. સર્વ સુંદર પદાર્થો, સર્વ પ્રિયજન, અને ત્હારા
"મનનો માનીતો પુરુષ: એ સર્વની માજીના રૂપમાં પ્રતિષ્ઠા કરી લે અને એ
"યોગથી આ સંસારસાગરને તરી જા. પટયોગના છેલા કડકાનો યોગ થાય
"તેમજ માજીના ચરણકમલનો યોગ થાય ત્યાં ભક્તિયોગ સંધાયો ગણવો,
"અને માજીના હૃદયકમલમાં સર્વ પ્રિય પદાર્થોની પ્રતિષ્ઠા થઈ જાય ત્યાં

"નિરાકારનો ભક્તિયોગ હાથ લાગ્યો ગણવો. મધુરી, માજીના યોગનું
"આ સુન્દર રહસ્ય તને દર્શાવ્યું. એ યોગની સાધનાથી તું સંસારસાગરને
"તરી જવાની. ત્હારા હૃદયનો પુરુષ આ યોગથી તું પ્રત્યક્ષ દેખીશ
"અને માજીના ભક્તિયોગથી સર્વ યોગને પામીશ. માજીની દીકરીયોને
"આ યોગમાં, નથી પદ્માસનનું કામ, અને નથી દેશકાળનું કામ. પ-
"રણેલા પુરુષોને ત્યજી ગોપિકાઓ શ્રીકૃષ્ણ પાછળ દોડી હતી તે જ
"રહસ્ય સમજીને ત્હારી ઇન્દ્રિયોએ પરણેલા "બોટેલા" પદાર્થો જ્યાં
'હોય ત્યાં રહેવા દે, અને તેમને ત્યજી તેમની પ્રતિષ્ઠા માજીમાં કરી માજી
"પાછળ ત્હારી ઇન્દ્રિયોને દોડાવ, અને એ યોગથી ભક્તિસાધના કર-
"જો. મીરાંજી કેવી ભક્તિ કરતાં હતાં ?

"વાટ જુવે મીરાં રાંકડી, ઉભી ઉભી વાટ જુવે મીરાં રાંકડી !"

'અથવા શ્રીકૃષ્ણની વાંસળીનો અવતાર પોતાના હૃદયમાં થતાં ગોપિકાઓ
"ઉભી હોય તો ઉભી ઉભી અને બેઠી હોય તો બેઠી બેઠી, રાત્રે કે દિવસે,
"ઘરમાં કે વૃન્દાવનમાં, સાસરે કે પીયર, સર્વાવસ્થામાં શ્રીકૃષ્ણનો યોગ
"પામતી હતી. શ્રીકૃષ્ણ અને લક્ષ્મીજી જુદાં નથી. શિવજી અને પાર્વતી
"જુદાં નથી. એ ગોપિકાઓ શ્રીકૃષ્ણનો યોગ પામતી હતી તેમ માજી-
"માં તું ત્હારા માતાપિતાનો, પ્રિય પુરુષનો, શ્રીકૃષ્ણનો, અને સર્વ કોઈ
"સુન્દર વસ્તુનો યોગ પામી જા. ત્હારે હવે કુવો હવાડો કરવાનો કે નદી
"દરીયામાં પડવાનું ગયું! હવે ત્હારો કુવો, ત્હારો હવાડો, ત્હારી નદી, ત્હારો
"દરીયો, ત્હારે જીવવું હોય તો ત્હારું આયુષ્ય અને મરવું હોય તો ત્હારું
"મરણ—સર્વ વસ્તુ—હવે તું માજીમાં સમાઈ ગઈ ગણી લે અને તેની
"માજીમાં પ્રતિષ્ઠા કરી લે. તું જ્યાં જાય, જે કામ કરતી હોય, જે વિચાર
"કરતી હોય, જે વસ્તુ શોધતી હોય, તે સર્વ સ્થાન, તે સર્વની પ્રતિષ્ઠા
"માજીમાં કરી લે, અને અસાર સંસારને તરીજા."

આ યોગવાર્તા કરતાં કરતાં ચંદ્રાવલીને માતાનું સત ચ્હડ્યું હોય, ને માતાનું એનામાંજ આવાહન થયું હોય, તેમ એના મુખ ઉપર તેજ આવી ગયું, એની વાર્તામાં તીવ્રતા આવી, અને એના અક્ષરમાં સત્વ આવ્યું. એના અક્ષર નીકળી રહ્યા ત્યાં સુધીમાં સર્વ એનામાં લીન હતાં અને સર્વને એટલો યોગ થયો. અંતે કુમુદ નરમ પડી બોલી.

"ચંદ્રાવલીબ્હેન, તમે સત્ય કહો છો. સમુદ્રમાંથી હું પાછી આવી
"તે માજીની બોલાવી જ આવી છું. હું અન્ય સ્થાને મરણ શોધવાનું
"ત્યજી માજીના ચરણમાંજ શોધીશ."

ભક્તિમૈયા બોલી ઉઠી: " એમ છે ત્યારે ચાલો તમે જ આરંભ કરો,
" અને તમારા હૃદયની વાસના બ્હાર નીકળી માજીના ચરણને પામે
" એવી ગરબી તમે જ ગાવ અને માજીને અર્પો."

" હા ! હા ! " સઉ બોલી ઉઠ્યાં.

કુમુદસુંદરી સાંભળી રહી, થોડી વાર નિરુત્તર રહી, એના ઉત્તરની વાટ જોઈ સઉ એના સામાં જોઈ રહ્યાં, અને કુમુદસુંદરીએ આંખો મીંચી, અને પછી નિદ્રામાંથી બોલતી હોય તેમ ઝીણો સ્વર ક્‌હાડી, આંખો ઉઘાડી, માતાના ચરણ એક ટશે જોઈ રહી, હાથ જોડી, ગાવા લાગી, ગાતાં ગાતાં રોવા લાગી, રોતાં રોતાં ગાવા લાગી, અને એના આંસુના પ્રવાહ પાછળ એનો સ્વર નીકળે છે કે સ્વરના પ્રવાહ પાછળ આંસું નીકળે છે તે કળાઈ શકાય એમ ન હતું. સર્વ સ્ત્રીઓ બેઠી બેઠી એની ગરબી ઝીલવા લાગી, અને સાથે એના શોકને, એનાં આંસુને અને એના રોવાને પણ, ઝીલવા લાગી !

" માજી ! મને કોઈ જોગી મળ્યો ને વાત કરીને વાહી !
" ભોગી ભ્રમર હું, તું મુજ કમલિની એમ કરીને સાહી. માજી૦"

સરસ્વતીચંદ્ર પિતાને ઘેર એકાંતમાં મળ્યો હતો તે કાળ સ્મરણમાં ખડો થયો, એની અને પોતાની વિશ્રમ્ભકથાઓ સાંભરી, અને પાછળનો પત્રવ્યવહાર મસ્તકમાં તરી આવ્યો. તેની સાથે અકળાઈને ગાવા લાગી.

" દિવસ બધો કોમળ ગુંજારવ મુજ સરવર પર કીધો;
" હૃદય ઉઘાડ્યું મ્હેં મૂર્ખીએ, વાસ ધુતારે લીધો ! માજી૦"

સરસ્વતીચંદ્રે કરેલા ગૃહત્યાગનો પ્રસંગ અને તે પ્રસંગે પોતાના ઉપર સોનેરી અક્ષરે લખેલો—આજ સુધી છાતી સરસો રાખેલો શ્લોક—દૃષ્ટિસમક્ષ ઉભો, ને ગરબી વાધી.

" રાત પડી ત્યાં રૂપ પ્રકાશ્યું ! જોગી કહે " હું ન ભોગી !
" પંક વીશે તું જન્મી અભાગણી ! નહી આપણ સંજોગી ! માજી૦
" રાત વીશે તું રહીશ બીડાયલી ! પાંખ ન મ્હારી બીડાતી !
" રહે સંતોષિણી ! રંક અભાગણી ! પાંખડી તુજ મીંચાતી" ! માજી૦
" માજી ! મને એ જોગી આટલું કહી ગયો કંઈ ચાલી;
" હું સંતોષી દુખીયારીને ભુરકી એણે નાંખી. માજી૦
" માજી ! મને એ સ્વપ્ને આવે, લત ભુંડી બહુ લાગી,
" ન મુકે પલ્લો[1], પ્હેરે ભલ્લો[2], શરમ વિનાનો ત્યાગી. માજી૦

૧. પલ્લો=પલ્લવ=પાલવ. ૨. ભલ્લો પ્હેરવો=નફટ થવું.

" એ સંસાર વિસારે મુકવા મ્હેં માયા બધી છોડી,
" પડી નદીમાં, પડી જળનિધિમાં, પણ રતિ કર્મની થોડી; માજી૦
" બેડો[1] સઉનો હુબ્યો ક્યાંક જઈ, ન હુબી નકામી હું તો,
" મરણનું સુખ પણ ન લખ્યું કપાળે! ન્યાય માજીનો શું જો? માજી૦
" માજી, મ્હોટાં છો; શું કહીયે ? અકળ કળા જ તમારી !
" રોતી કકળતી મુજ જેવીને શાને લીધી ઉગારી ? માજી૦
" કહ્યું મુજ ન કરે કાળજું; માજી, જીવવું શાને કાજે ?
" રાંક દીકરી એક મરણ જ માગે: જમ ક્યમ ક્હે છે ના જે? માજી૦"

છેલ્લા શબ્દોના ઉદ્ગાર ક્હાડતી ક્હાડતી બાળા માતા સામા હાથ જોડી રોતી હતી અને એને શબ્દે શબ્દે કંઠની ગદ્ગદતા બોલવામાં અંતરાય નાંખતી હતી. ગાઈ રહી ત્યાં થોડી વાર હાથ જોડી, રોતી રોતી, અવાચક જેવી થઈ નીચું જોઈ રહી, અને અંતે હૃદયને માર્ગ આપી મોકળું મુકી રોઈ પડી, અને આંખમાથી ટપકતાં આંસુની માળા પૃથ્વી ઉપર સરી પડતી હતી તે આંસુનાં ટપકાંઓ વચ્ચેની જગામાં થઈને એના ભાગ્યા તૂટ્યા બોલ માતા ભણી જવા લાગ્યા અને રોવું પણ એ બોલના સથવારામાં જવા લાગ્યું.

" ઓ માજી ! તમે આ સંસાર કર્યો તેમાંથી છુટી થવાને મ્હેં એક
" મરવું માગ્યું, પણ બબ્બે પુરુષોને જેનો ખપ ન નીકળ્યો અને તેમણે
" જેને બારણે બોલાવીને ક્હાડી મુકી તેને તમારા જમ સંગ્રહે એટલું
" ભાગ્ય પણ મ્હારા કપાળમાં ન જ નીવડ્યું !

" માજી, જેનો હાથ જમે પણ ન ઝાલ્યો તેના હૃદયના ઉભરા તમારી
" પાસે નીકળી જાય છે તે ક્ષમા કરજો ! જ્યારે જગતમાં અને જગતબ્હાર
" મ્હારું કોઈ થતું નથી ત્યારે તમે મજ રંક અનાથને આશ્રય આપોછો
" તો સર્વથા એ જ સત્ય છે કે સંસાર જુઠો છે ને ઈશ્વરી જગદંબા જ
" સાચાં છે અને જગતમાં ફરતાં તેમજ જગતમાંથી નીકળતાં, હે ઈશ્વરી,
" ત્હારા જ ચરણમાં રંક સ્ત્રીયોનો સંસાર સમાપ્ત થાય છે, અને અગ અનાથ
" અબળા દુખીયારી જાતને તમારું જ જોર છે. હે જગદમ્બા! સુસવાટા
" નાંખતાં પવન જેવાનાં તોફાનથી મહાન્ વૃક્ષોના પાંદડાં ખરી પડે છે અને
" ડાળો ભાગી પડે છે તેવે કાળે ખુણે ખોચલે પડેલી સંકોચ પામતી

---

૧ બેડો=વ્હાણ.

“ ન્હાની ન્હાની વેલીઓની લીલી કોમળ કુંપળોના આધાર–નખે તો-
“ ડતાં ત્રુટે એવા—અખંડિત રહે તેમ મજ જેવી ત્હારી રંક પુત્રી આવા
“ પ્રદેશમાં આવા પ્રસંગો વચ્ચે અખંડિત રહે અને આવી માયાળુ
“ બ્હેનો પામે ઉભરા ક્‌હાડી શાંત થવા પામે, ત્યારે, હે જગત્‌જનની!
“ એ ત્હારા જ પ્રતાપની અને ત્હારી જ કૃપાની સંજ્ઞાને આમ પ્રત્યક્ષ
“ જોતાં છતાં મ્હારું મન ત્હારા ચરણમાં વિરામ ન પડે તો મ્હારા જેવી
“ કૃતઘ્ન કોણ, વારું? જનની ! માતા ! યોગને આશ્રયે હું ત્હારા
“ આટલાં બે ચાર તસુનાં જડ પગલાંમાં મ્હારા સંસારસર્વસ્વનું
“ આવાહન કરું અથવા ત્હારા નિરાકાર નિરંજન સર્વગામી અંતર્યામી
“ જ્યોતિમાં મ્હારા મનને લય પમાડું તો તે ઉભય ક્રિયાઓનું ફળ એક
“ જ થાય છે અને તે ફળ પામી, સંસારને ભુલી, હું ત્હારા પદને પામ-
“ વાનો અનુભવ કરું છું—અત્યારે કરું છું તેમજ સર્વદા કરાવજે. માજી!
“ મ્હારે એટલું જ જોઈએ છીએ કે અત્યારની સ્થિતિ શ્મશાનવૈરાગ્યના
‘ જેવી થઈ પ્રસંગ ઉતરતાં ઉતરી જાય નહી, વીજળીના ચમકારા પેઠે
“ આ ક્ષણે ઝબુકી બીજી ક્ષણે બંધ થાય અને મને સંસારના સર્વવ્યાપી
“ અંધકારમાં પાછી ઝબકોળે એવું થાય નહી, ઝાંઝવાંના જળ પેઠે દોડાવી
“ દોડાવી આખરે તરસીને તરસી રાખે નહી, સ્વપ્નના સુખપેઠે ઉઘાડી
“ આંખો વાળી જાગૃત ક્‌હેવાતી અવસ્થાનીપેઠે પાછી આવેલી અ-
“ વસ્થા આ સુખને ખોટું ક્‌હે અને પોતાની ભયંકર સ્થિતિની પ્રતીતિ
“ કરાવે એવું થાય નહી—એટલું વરદાન તમારી પાસે માગું છું।”

આટલું બોલતાં બોલતામાં કુમુદનાં આંસુ બંધ થઈ ગયાં હતાં અને ગાલ ઉપર માત્ર તેના શેરડા દીવાને પ્રકાશે ચળકતા હતા. એનો સ્વર ધીર અને સ્થિર થઈ ગયો અને એના હૃદયમાં નવું બળ આવ્યું. એનામાં નવા પ્રાણ આવ્યા અને અનાથ રંક અબળાને સ્થાને સનાથ થઈ નવું સત્વ ધારણ કરવા લાગી. એનાં નેત્રમાં, મુખમાં, અને કપાળમાં નવું તેજ આવ્યું, અને તે સર્વ જોતાં ચતુર ચંદ્રાવલીએ પ્રસંગનો લાભ લેઈ પોતાનું કાર્ય આરંભ્યું.

“ બેટા મધુરી, ત્હેં માજીના પ્રતાપનો ચમત્કાર અનુભવ્યો. માજીની
“ આ પ્રતિમાના યોગનો અંશ ત્હેં સાધ્યો. હવે માજીના સાકાર મહત્સ્વ-
“ રૂપનું અને નિરાકાર વ્યંગ્ય સત્વનું સત્કીર્તન કરીયે તે સાંભળ અને
“ ત્હારા હૃદયમાં ઉતાર.”

હાથ જોડી, આંગળાંમાં આંગળાં પરોવી, માતા સામી બેસી, ચંદ્રા-

વળી ધીરે સ્વરે ગાવા લાગી; બેકી બેકી બીજી સ્ત્રીયો ધીમે ધીમે એક લયથી ઝીલવા અને વચ્ચે વચ્ચે હળવી તાળીયો પાડવા લાગી.

**" માજી! સાકાર ને નિરાકાર છો !
" બધા ત્રિભુવનમાં એમ વ્યાપ્ત છો. માજી૦
" સંધ્યા સાવિત્રી છો, સઉની આઈ છો,
" ગૌરી ધાત્રી પરમભદ્રદાયી છો. માજી૦
" માજી ! ચંદ્રરૂપે શાન્ત જ્યોતિ છો,
" દેવી નૈર્ઋતી છો, રાજલક્ષ્મી છો. માજી૦
" માજી ! વૈષ્ણવી માયા તમે જ છો,
" બ્રહ્માણ્ડ-પ્રતિષ્ઠા તમે જ છો. માજી.
" સર્વ ભૂતની ચેતના દેવી છો,
" સર્વભૂતની બુદ્ધિ દેવી છો. માજી૦
" સર્વ ભૂતમાં ક્ષુધા થઈ વસો !
" સર્વ ભૂતમાં છાયા થઈ રહો ! માજી૦
" સર્વ ભૂતમાં શકિત થઈ ઉભાં !
" સચરાચર તૃષ્ણા થઈ ઉભાં ! માજી૦
" જાતિ, ક્ષાન્તિ, લજ્જા, ને શાન્તિ, જે,
" શ્રદ્ધા, વૃત્તિ, લક્ષ્મી, ને કાન્તિ જે, માજી૦
" સ્મૃતિ, ભ્રાન્તિ, દયા, તૃપ્તિ, તુષ્ટિ, જે,
" ઇન્દ્રિયોની વળી અધિષ્ઠાત્રી જે, માજી૦
" ચિતિ-રૂપે મહત્-અણુવ્યાપી તે !
" આઈ ! ઈશ્વરી ! પરમેશ્વરી તું તે ! માજી૦
" પ્રકટ્યાં સર્વ દેવોનાં શરીરથી
" મહાલક્ષ્મી ત્રિગુણ ભવ્ય દેહથી ! માજી૦
" દેવી પુરુષરૂપે દેવ થઈ ગઈ,
" જાણે તે જ જુવે માજીની ગતિ ! માજી૦
" નેતિ નેતિ કરી તમને કો શોધી લે,
" માને ચરણે વારી કોઈ મોહી રહે ! માજી૦
" કર્મ, ભક્તિ, યોગ, ધ્યાન, જ્ઞાનથી,
" શાંતિ દો છો સહસ્ર એવા હાથથી ! માજી૦
" સર્વ સત્ત્વમયી એવી આઈ તું !

---

** ચણ્ડીશતક ઉપરથી: રાગ—" સનખનપુર સાચી માં બહુચરા !

" નિરાકાર અને સાકાર તું ! મા૦
" સ્વધા, સ્વાહા, વળી વષટ્કાર, તું !
" સુધા, નિત્ય, અક્ષર, સર્વાધાર, તું. મા૦
" માત્ર માત્રા પ્રકટ અર્ધ ત્હારી છે!
" શેષ શોધી શોધી વાણી હારી છે ! મા૦
" વાણી હારે ને મન પણ હારતું !
" છે નિરંજન ને નિરાકાર તું ! મા૦
" માના કીર્તનમાં સુધાશુક્તિ છે !
" માની ભક્તિમાં સાયુજ્યમુક્તિ છે ! મા૦
" ચણ્ડીપાઠ ભણે ચન્દ્રાવળી !
" માને ચરણ પડે એ લળી લળી ! મા૦"

આ પ્રમાણે ગીત પછી ગીત અને કીર્તન પછી કીર્તન ગાતાં સર્વજણે રાત્રિના પ્રથમ બે પ્રહર ગાળ્યા અને તેને અંતે, માતાના ચરણમાં યથાશક્તિ યથામતિ આત્મ-ચિત્તમાં રહેલા પદાર્થોનો યોગ સાધી, મન્દિર બ્હાર અને ભરતીના પાણી વચ્ચેના ઓટલા ઉપર સર્વ સ્ત્રીઓ ભૂમિની શય્યા કરી અને ચંદ્રિકાને હોડી લેઈ સુઈ ગઈ. સમુદ્રનાં મોજાનો મૃદંગનાદ તેમની વૃત્તિઓને શાંત કરવા લાગ્યો, અને તેના જળ-કણને સાથે લેઈ ઉડતી પવનલહરી તેમનાં શરીરમાં જડતા ભરી નિદ્રા-દેવીનો વિજયશંખ ફુંકવા લાગી.

સર્વના નેત્ર મીંચાયાં ન મીંચાયાં થયાં ત્યાં કુસુમે પોતાનાં નેત્ર કંઈક ઉઘાડ્યાં અને આકાશમાંના ચન્દ્ર-બિમ્બમાં હૃદયના ચંદ્રની પ્રતિષ્ઠા કરી. એ યોગમાં થોડીવાર લીન રહી. તેમાંથી જાગતાં ભક્તિમૈયાનો નવીનચંદ્ર સાંભર્યો. તે જ કાળે ચંદ્રાવલીએ પાસું ફેરવ્યું અને આંખો ઉઘાડી. મધુરીની આંખોઉપર ચંદ્રાવળીની આંખો પડી.

" મધુરી, તું હજી જાગે છે ?"

" ચંદ્રાવલી બ્હેન, મ્હારામાં એવી વાસના ઉત્પન્ન થઈ છે કે કાલ પ્રાતઃકાળે હું ભક્તિમૈયા સાથે યદુશૃંગનાં દર્શન કરવા જાઉં."

વાતો સાંભળતાં ભક્તિમૈયા જાગી. " ચંદ્રાવલીમૈયા, મધુરીને મ્હારી સાથે મોકલો."

ચંદ્રા૦—" પણ મૈયા, એના ન્હાના કોમળ ચરણ એ ગિરિરાજ

" ઉપર ચ્હડી શકશે? એ શ્રાન્ત થશે અને એને વિશ્રાન્તિ આપવા
" તમારે વિશ્રાન્તિ પામવી પડશે."

કુમુદ૦—"માજી મને એટલું બળ નહી આપી ર્‌હે ?"

ભક્તિ૦—" આપશે જ. અને આ નાજુક ચરણ થાકી જશે
" તો ત્હારી ન્હાની સરખી સુંદર કાયાને અમે અમારા હાથમાં ઉપાડી
" લેઈશું—ન્હાની પુષ્પકળીને માળણ ઉપાડી લે તેમ. દુલારી મધુરી !
" અમારાં કદ્રૂપાં શરીર ત્હારા જેવીનો આમ યોગ પામી સુંદર દેખાશે.
" સુન્દરતાનો યોગ સર્વને સુન્દર કરે છે! ચંન્દ્રાવલીમૈયા ! આ સૂચના
" અવશ્ય સ્વીકારો."

ચંદ્રા૦—" એ સર્વ તમારી પ્રીતિને યોગ્ય જ છે; પણ મૈયા,
" દુલારીને મ્હારી પાસેથી છુટી કરતાં મ્હારી છાતી ચાલતી નથી. એના
" હૃદયઉપરથી દુઃખનો ભાર હજી ઉતર્યો નથી અને સમુદ્રમાંથી એને
" માજીયેજ ઉગારી લીધી તે તમે આજ જ જોયું છે. તમારી જોડે
" આવી એ એકલી પડશે અને માજીયે શાન્ત કરેલા એના કાળજામાં
" જમની જોગણીઓ જાગશે એવું મને ભય ર્‌હે છે. માટે હાલ તો એને
" ર્‌હેવા જ દ્યો."

કુમુદ૦—" ચંદ્રાવલી બ્હેન, જે માજીયે આજ જ એ જોગણીયોને
" હાંકી ક્‌હાડી છે તે જ માજી એવી જ કૃપા ફરી કરશે. મને મ્હારા
" હૃદયનો કંઈક વિશ્વાસ આવવા લાગ્યો છે."

ભક્તિ૦—" મૈયા, અમે એને સાચવી લેઈશું. યદુશૃંગની સુન્દરતામાં
" મહાલક્ષ્મીનો જ વાસ છે અને માજીની એ સુન્દરતા મધુરીને
" નવો જીવ આપશે. એને વ્હીલી મુકતાં અમારે જ આવી મધુર
" દીકરીનો વીજોગ વેઠવો પડશે. અમે એને પળવાર પણ વ્હીલી નહી
" મુકીયે."

ચંદ્રા.—" ભલે ત્યારે. પણ જોજો ! મ્હારા જીવનો જીવ તમારા
હાથમાં ર્‌હેશે."

સર્વ નિદ્રાવસ્થ થયાં. ઇષ્ટપ્રસંગની પ્રાપ્તિથી કુમુદ પણ નિદ્રામાં પડી. ચંદ્રના શીતળ સુન્દર કિરણ એના શરીર ઉપર સ્વચ્છન્દ ગુપ્ત વિહાર કરવા લાગ્યા, અને એના હૃદય ઉપરના યુગ્મ અવયવની વચ્ચેના અંતરાલ ભાગમાં સંચાર પામી, રોમકૂપનાં છિદ્રોમાં પડી, એના હૃદયના અંતર્ભાગમાં સરી જઈ, નવીન સૃષ્ટિ રચવા લાગ્યા.

કુમુદને સ્વપ્નોદય થયો. પોતે માજીના ઓટલા ઉપર બેઠી છે, સમુદ્રમાં છેટે તોફાન જાગ્યું છે, ત્યાં મોજાં બબ્બે માથાં ઉછળી રહ્યાં છે, પવનના ઝપાટા આવે છે, ને સમુદ્રની ગર્જના સામી એ પવન ગર્જના કરે છે, આકાશ પણ ક્રૂર અને ભયંકર દેખાય છે, અને તે સર્વની વચ્ચે એક ન્હાનો "બેડો"—દ્રવ્ય ભરેલો બતેલો—જરી જરી દેખાય છે, મોજું ઉંચું ચ્હડતાં બેડો ઘડીમાં તેની ટોચ ઉપર દેખાય છે અને ઘડીમાં તેની પાછળ અદૃશ્ય થયો લાગે છે, મોજું નીચે પડી જાયછે—પાણીમાં ખાડો પડે છે, ત્યાં બેડો ઉપરથી નીચે એકદમ પડી જાય છે અને—"એ ડુબ્યો" "એ ભાગ્યો—" થાય છે, પવનના જોરથી તેના સઢ ફાટી જાય છે અને સઢનો દંડ ભાગી જાય છે, અને સર્વને સ્વપ્નમાં સમુદ્રતીર ઉપર એકલી બેઠેલી આતુર સુન્દરી જુવે છે, બેડામાં તેનો જીવ છે—તેના પ્રાણ છે—તેનું સર્વસ્વ છે, બેડો ઉગરે અને કીનારે આવે તો એ સુન્દરીના જીવમાં જીવ આવે અને બેડો ડુબે તો સુન્દરીનો જીવ જાય એમ છે ! એક પાસ સમુદ્રમાં બેડો ઉછળે છે ત્યારે બીજી પાસ આમ સુન્દરીના દેહમાં તેનું હૃદય ઉછળે છે— આ બે ત્રાજવાંની દાંડી ઝાલી આકાશમાંનો દૃષ્ટિદાતા ચન્દ્ર વિધાતા પેઠે ઉભો છે! દીન હૃદયની રંક કુમુદને આ મહાસ્વપ્નોદય અત્યારે થતો હતો, અને સ્વપ્નમાં તે લવતી હતી—ગાતી હતી—તે પાસે સુતેલી સ્ત્રીયો, જાગી ઉઠી, જિજ્ઞાસાથી, આતુરતાથી, સ્નેહથી, અને શોકથી, સાંભળતી હતી.

" બેડો, બાઈ, બુડતો મ્હારો રે ! અંબે ! આઈ ! પાર ઉતારોરે !
" ભર દરીયામાં તોફાન લાગ્યું, પવન ઝપાટે વાય,
" બેઠી કીનારે હું જોતી એકલડી, બેડો ન કયાંય જણાય ! બેડો૦
" સામે પારથી નીકળ્યો એ છે, ભરીને રત્નભંડાર;
" કંઈક વેપારી વાટ જુવે છે, ક્યારે આવે એ આ પાર ? બેડો૦
" સઢ મ્હેં જોયા હવણાંજ; જાણ્યું, આવે એ આ ઘડીમાંહ્ય;
" જોતા જોતામાં, આશ ધરાવી, પાછો ગયો કેઈ પાસ ! બેડો૦
" કંઈ કંઈ જનનો માલ છે એમાં, કાળજાં કંઈક કપાય !
" માજી ! તમારા બેડીયા* એમાં હારી હારી અકળાય ! બેડો૦
" માજી ! તમારી બાધા રાખું, ભરીશ હું કુંકુમથાળ,
" બેડલીઓ હેમ ક્ષેમ આવે તો ! નીકર થશે મુજ કાળ. બેડો૦"

---

* ખલાસીઓ.

## પ્રકરણ ૬.

## સરસ્વતીચંદ્રની અશ્રુધારા.

"And the Raven, never flitting, still is sitting, still is sitting,
"On the pallid bust of Pallas, just above my chamber door;
"And his eyes have all the seeming of a demon's that is dreaming,
"And the lamp-light, o'er him streaming, throws his shadow on the floor,
"And my soul, from out that shadow that lies floating on the floor,
"Shall be lifted—never more!"—*Edgar Allan Poe.*



વિષ્ણુદાસ પોતાના મંડળ સાથે અલખ જગવવા પર્વત ઊપરથી ઉતરી નીચે ગયા હતા ત્યાં તેમની ગુફામાં સરસ્વતીચંદ્ર એકલો પડ્યો હતો અને વિહારપુરી તથા રાધેદાસે આણી આપેલા પત્રોનું પોટકું ઉઘાડી તેમાં ડુબી ગયો હતો.

બ્હારવટીયાઓએ ચંદ્રકાંતને લુટી એના સામનમાંથી હાથ આવેલા સર્વ કાગળો માર્ગમાં ફેંકી દીધા હતા તે બાવાઓએ ઉપાડી લેઈ આણ્યા હતા. સરસ્વતીચંદ્રના હાથમાં આજ એ પત્રો આવ્યા અને એકાંત મળતાં મન્ત્રસંયોગ જેવી સિદ્ધિ પામી એ પત્રોમાં ડુબ્યો.

ચંદ્રકાંત સરસ્વતીચંદ્રનો પરમ મિત્ર હોવા છતાં, દ્રવ્યસુખી મિત્રના સુખસરોવરમાં દુઃખમહાસાગરનું ખારું પાણી ભેળવવા ન ઇચ્છનાર રંક મિત્રે પોતાની નિર્ધનતા અને કુટુંબક્લેશની કુથલી કે સંજ્ઞા સરખી સરસ્વતીચંદ્ર પાસે કદી કરી ન હતી. પણ પોતાના રંક મિત્રો અને કુટુંબજનોના પત્રવ્યવહારમાં એની દુઃસ્થિતિની છાયા પડી રહી હતી અને એ છાયાનું આજ સરસ્વતીચંદ્રે પ્રથમજ દર્શન કર્યું. એ છાયાનો એના હૃદયમાં પ્રથમાવતાર થયો તેની સાથેજ એ ચકિત થયો, સ્તબ્ધ થયો, અને દુઃખિત થયો.

" અહા ! ચંદ્રકાંત ! ચંદ્રકાંત ! શું ત્હારે શિર આવાં દુઃખ છે ને મને
" તેનું સ્વપ્ન પણ ત્હેં આવવા દીધું નથી? પ્રિય કુમુદનું દુઃખ તો મ્હે દીઠું,
" પણ પ્રિય મિત્રનું તો માત્ર વાંચ્યું જ. મિત્ર ! ત્હેં મ્હારી સાથે ભેદભાવ
" રાખ્યો ! સરસ્વતીચંદ્ર ! ત્હારા ઉપર તો હજી સુધી કાંઈજ દુઃખ
" નથી પડ્યું. તું જ્યાં ગયો ત્યાં અન્નપૂર્ણાની કૃપા જોઈ અને જાતની ચિંતા
" તો કરી જ નથી, પણ આ તો નવું દર્શન ! "

એ ઉભો થયો, મિત્રના પત્રો છાતી સરસા ચાંપવા લાગ્યો, અને નેત્રમાં અશ્રુધારા ચાલી રહી. એક પત્થર ઉપર બેઠો અને એક પત્ર વાંચવા લાગ્યો.

" પ્રિય ચંદ્રકાંત,

" તમે સરસ્વતીચંદ્રને શોધવા ગયા છો, પણ ગંગાભાભી શીવાય
" તમારા ઘરમાં કોઈને આ વાત ગમતી નથી. મુંબાઈનું ખરચ અને
" પ્રમાણિકપણાની કમાઈ એ બે વાનાં વચ્ચે સાપ અને ઉંદરનો સંબંધ છે.
" તમારાં માતુઃશ્રી બડબડે છે અને પુછેછે કે સરસ્વતીચંદ્ર તમને શું
" દુધ દોહી આપવાના હતા કે જેવી તેવી પણ આ કમાઈ છોડી એની
" પાછળ પ્રવાસનું વિશેષ ખરચ કરો છો ? તમારું નિત્યનું ખરચ તમારી
" સાધારણ કમાઈને ખાઈ જાય છે, તેમાં તમે આ નવું ખરચ આરંભ્યું
" અને તમારી ગેરહાજરીમાં કમાઈ બંધ છે એટલે ઘરમાં સઉને ખરચ
" ઓછું કરવાનો વારો આવ્યો છે અને તેનું કારણભૂત થયલા સરસ્વ-
" તીચંદ્ર તેમની ગાળો ખાય છે.

" ખરું પુછો તો મને તમારી વર્તણુકમાં કંઈક વિરોધ લાગે છે. ગમે
" તો ઘરમાં સઉને વશ રાખી સઉને સ્વેચ્છા પ્રમાણે ખરચ કરતાં અટકાવો.
" તેમ કરવામાં કુટુંબકલેશનું ભય છે, પણ બે પઈસા ઉગરે ત્યારે એવો
" કલેશ કરનાર બડબડે તે ગમે તો સ્વસ્થ થઈ સાંભળી રહો અને ગમે
" તો એક વાર એવી ગર્જના કરો કે સઉ કલહનાદ શાંત થઈ જાય.
" એક વાર ભુંડા કહેવાશો પણ જન્મારાનું સુખ થશે. બાકી ખરચ કર-
" વાની ટેવ પાડી એ ટેવ ઘડી ઘડી બંધ કરવાની આશા રાખો તે મિથ્યા
" છે, એ ટેવને લીધે તમારે નામે દેવું કરવાનું એમને જ્યાં સુધી સુઝ્યું
" નથી ત્યાં સુધી ઈશ્વરની તમારા ઉપર કૃપા છે.

" બીજો માર્ગ એ છે કે સરસ્વતીચંદ્રે મુંબાઈ છોડતી વેળા તમને જે
" મ્હોટી રકમ આપી છે તે તેની ગણી તમારે માટે ન વાપરવાના સદ્ગુણનું
" મિથ્યાભિમાન છોડી ઘો તો સઉને સુખ થશે. જાતે એમ કરતાં મન

" અટકતું હોય તો મને મુખ્તારનામું મોકલો અને બેંકમાંથી પઈસા ઉપા-
" ડવા રજા આપો. લક્ષ્મી ચાંલો કરવા આવે ત્યારે મ્હોં ધોવા જવું
" કામનું નથી.

" હું તમારા જેટલું ભણ્યો નથી, પણ ગણ્યો વધારે છું ને માયા
" રાખોછો તો આટલું કહુંછું પછી વિદ્યાનું પુછડું ઝાલી રાખવું હોય
" તો તમે ભોગવજો ને અમે જોઈશું."

" લા૦ તમારો બાળપણનો સ્નેહી
" સંસારીલાલ."

ચંદ્રકાંત ઉપર આવેલા પત્રામાંના ઘણા નીચે એણે ટુંકામાં ટાંચણ કરેલું હતું અને તેમાં પોતે લખવા ધારેલા અથવા લખેલા ઉત્તરનો સાર હતો. ઉપરના પત્ર નીચેનું ટાંચણ એના હાથનું સરસ્વતીચંદ્ર વાંચવા લાગ્યો.

" ચંદ્ર પાછળ ચંદ્રકાંત દ્રવે તે ઘરના પથરા ન સમજે. પારકું
" ખાવાની દ્હાડ મ્હારે માટે તમારી સળકે તો ઘરમાં ભેળાં થયેલાંની
" પોતાને માટે સળકે એ તમે જાત અનુભવથી સમજજો. આપણા
" શરીરમાં પઈસાનું માંસ હોય ને ઘરમાં ઝાડુ ક્હાડવા સાવરણી ન
" હોય ત્યારે ઘરના ડાંસ માંસ ચાખે પણ ખરા. પણ માબાપને બ્હા-
" ર ક્હાડી સાળીને સંગ્રહે એવો સાહેબ લોકનો રીવાજ આપણે પા-
" ળતા નથી. આપણે તો ડાંસ કરડો કે માંકણ કરડો પણ જૈનનો
" દયાધર્મ પાળી પરલોકનું સુખ ઇચ્છીએ છીએ. ઘરનાં ભુ-
" ખ્યાની દ્હાડ સળકશે તે આપણા શરીરમાં હશે ત્યાં સુધી ખાશે.
" કુવામાં હશે ત્યાં સુધી હવાડામાં આવશે. યોગી થઈને જોવું કે
" અકરાંતીયાં ખાય છે કેમ ને દુષ્કાળીયાં મરે છે કેમ ? અને આપણે
" આપણા આત્માનંદમાં મગ્ન રહેવું. સાક્ષી થઈ આનંદરૂપ થવું તે
" આ જ. પારકી માના જાયા દેશ લુટે ને ઘરના જાયા ઘર લુટે તે
" લુટાલુટ વચ્ચે ઉમાં રહી દિગમ્બર યતિ થવું એ આપણે કપાળે
" લખેલો છઠ્ઠીનો લેખ છે. દેશ લુટે તે જબરાને કાંઈ ક્હેવાય નહી-ને
" સાસુ ઉપરની રીસ ન્હાનાં બાળક ઉપર ક્હાડનારી વહુવારુની પેઠે
" ઘરનાં કંગાળ માણસો ઉપર રીસ ક્હાડવી એ બાયલું કામ સરસ્વ-
" તીચંદ્રના સુગન્ધનો રસિક પુરુષ નહી કરે. જે નરને લાખો રુપીયાની
" લક્ષ્મીને લાત મારતાં આવડી તેનો સહવાસી ચંદ્રકાંત શ્વાનની ચાટ-
" માંની ભાખરીના કડકા સારુ ભપાભપ ને બચકાબચકી નહી કરે."

આ પત્ર પેટકામાં પાછું મુકતો મુકતો અને બીજું પત્ર ક્હાડતો ક્હાડતો સરસ્વતીચંદ્ર આવેશમાં આવી ગાવા લાગ્યો.

"Open here I flung the shutter, when, with many a
flirt and flutter,
"In there stepped a stately Raven of the saintly
days of yore." *

પૃથ્વીને લાત મારી વાધ્યો.

"Not the least obeisance made he; not a minute
stopped or stayed he;
"But with mean of lord or lady, perched above my
chamber-door—
"Perched upon a bust of Pallas, just above my
chamber-door." *

થોડીવાર અટક્યો. બીજો પત્ર ઉઘાડતાં પ્હેલાં હાથનો સ્વસ્તિક રચી, પત્થર ઉપર બેસી રહી, વળી ગાવા લાગ્યો.

"Though thy crest be shorn and shaven, thou, I
say, art sure no craven;
"Ghastly, grim, and ancient Raven, wandering from
the nightly shore—
"Tell me what thy lordly name is on the night's
Plutonian shore?" *

"હા !-અહા !–ડાબા હાથની તર્જની ઉભી કરી કાન આગળ કંપતી ધરી;

"નરરત્ન કંઈ મુજ દેશ વીશે
"બહુ આધિ વ્યાધિ ઉપાધિ સહે !
"નર રંકની ત્યાં કરવી શી કથા ?
"ધનરાશિ નિરર્થક મુજ પડ્યા !"

ગોડ કરડી ભ્રમર ચ્હડાવી બીજો પત્ર વાંચવાનું આરંભ્યું. એને મથાળું ન હતું અને નીચે સહી ન હતી. માત્ર ચંદ્રકાંતની સ્ત્રી ગંગાના વાંકાચુકા અક્ષર હતા.

* Poe.

" તમારો કાગળ પ્હોચ્યો છે. નણંદે ફોડી વાંચી આપ્યો છે. તમે
" એ કાગળ જુદો લખી ઉપર ટીકટ ચ્હોડવાનું ખરચ કર્યું તે કોઈને
" ગમ્યું નથી તેથી મ્હેં આ કાગળ સંસારીલાલને બીડવા આપ્યો છે.
" હવેથી તો એમ પણ કાગળ નહી લખાય. કારણ સંસારીલાલને
" કાગળ આપવા જઉં એટલે ઘરમાંની સઉ સતીઓ મ્હારી વાતો કરે
" છે. તે તો જાણે કે ન ગાંહુ, પણ બીચારા સંસારીલાલ મ્હારે માટે
" નકામા વગોવાય એ અણજુગતું. તમારા ઘરમાં જે વાત અણજુગતી
" નહી થાય તે નવાઈ. હું મ્હારી પોતાની વાતમાં તો ઘુંટડા ગળી જાઉંછું
" પણ આટલું આટલું તમે કરોછો તેનો પાડ ન માને તો ધુળ નાંખી;
" પણ ઉલટાં ખાય ને ખોદે તે આપણાથી ખમાતું નથી. તમારી વાતમાં
" કોઈ બોલે ત્યારે તો હું સઉને શેર શેરની ચ્હડાવું છું ને માથાની થાઉં
" છું. બાકી ઘરનું કામ ઉસેડીને કરું છું ને મને કાપડું આપતાં સઉના
" જીવ કચવાય છે તે જુદું."

" બધાને બધું જોઈએ ને તમારે કે કીકી સરખીને પાઈ જોઈએ નહી
" એવો ધંધો છે. પણ વળી લખશો કે પરદેશ ગયો ત્હોયે કુથલી કરે છે ને
" જંપવા દેતી નથી. માટે આટલાથી બધું સમજજો."

" કીકી નીશાળે જાય છે તે સઉ બડબડે છે કે ઘરમાં ર્‌હેતી હોય
" તો કામ તો કરવા લાગે ને છોકરીયોને ભણીને શું કરવું છે. જમવાને
" વખત સઉને થયો હોય ત્હોયે કીકીને નીશાળને માટે મોડું થાય
" તેની ફીકર કોઈને નહી. એ દિવસ એણે ફી માગી ત્હોયે કોઈને
" તે આપવા વખત ન મળ્યો. કાલ તો નંબર ગયો ને રોઇને ફી માગી
" ત્યારે એને ઉલટી ધમકાવી અને મ્હારો મીજાજ હાથમાં રહ્યો નહી
" એટલે જુદ્ધ મચાવ્યું ત્યારે ફી મળી. હું રોઈ નથી માટે ફીકર
" કરશો નહી."

" કીકીનો વિવાહ કરવાનો વિચાર ચાલે છે પણ ઠેકાણું તમને અણગ-
" મતું છે તેથી સઉ અટક્યું છે. બને તો તમને પુછ્યા વગર પરભાર્યું કરી
" દેવા સુધી ઉમંગ રાખ્યો હતો. પણ હું કાગડી જેવી ચેતી ગઈ એટલે
" બીજું જુદ્ધ મચવ્યું ને તરત તો વાત તોડી નાંખી છે. ભાણાને કન્યા
" નથી તેથી સાટું થાય એવો તાલ હતો તેમાં તરત તો મ્હેં ધુળ નાંખી છે."

" આટલી નવાજુનીથી તમારું પેટ ભરાશે. પછી પરદેશમાં અજીર્ણ
" થાય એટલું લખું તો મ્હારેજ વેઠવું પડે, કારણ તમારા વગર બીજું
" કોઈ મ્હારી દયા જાણે એમ નથી. કોણ જાણે કેઈ રાંડ આ સંસાર
" ઘડવા જેટલી નવરી પડી હશે."

" બધાંને બકવું હોય તે બકે ને ઘરમાં પઈસા ખુટશે તો હું ચાંદ્રાયણ
" કરીશ ને સઉને સાથે ભુખ્યાં રાખીશ. પણ જેને શોધવા ગયા છો તેને
" લેઈને જ આવજો ને હાથમાં આવેલા પાછાં ન્હાસવાનું કરે તો આ
" કાગળ વંચાવી દાખલો દેજો કે ગંગાના જેવી બાયડીઓ ઘેરે ઘેર વેઠે છે
" ને પ્હોચી વળે છે તેનાથી હજારમા ભાગ જેટલી તમને તો
" કોઈએ ચુંટી પણ ભરી નથી ને એવા સકોમળ તમે થયા તેમ સઉ
" ભાયડાઓ થશે તો બ્રહ્માએ ઘડેલી બધી બાયડીઓ કુમારી રહેશે. પણ
" બાપના વાંક માટે બાયડીને રોવડાવે એવો ન્યાય બારીસ્ટરે કર્યો તેવો
" ન્યાય તમારું જોઈ વકીલ કરી બેસશે તો બીચારાં કુમુદસુંદરી તો ગર-
" દન માર્યાં મુવાં પણ ગંગાભાભી તો તમારી કોટે વળગશે."

ગંભીર અને તીવ્ર આવેશને કાળે સર્વ ભુલી ઉભો થયો ને એકલો એકલો પણ ખડખડ હસી પડ્યો.

" ગંગાભાભી, તમે સઉથી જોરાવર!" વળી શાંત પડ્યો ને શોકની છાયા મુખ ઉપર આવી. " ચંદ્રકાંત, આ સર્વ હાસ્યરસ વચ્ચે ઉભાં થઈ
" ત્હારા સંસારના શોકશંકુ મ્હારું હૃદય વીંધે છે. ગંગાભાભી, શું તમે એમ
" કહોછો કે ઘેરેઘેર આર્ય સ્ત્રીઓની દશા તમારા જેવીજ છે? જો એમ
" હોય તો તેથી મ્હારું દુઃખ શાંત થવાને બદલે સહસ્ત્રધા પ્રદીપ્ત થાયછે. શું
" આ દુઃખ ઘેરેઘેર છે? સરસ્વતીચંદ્ર, ગૌતમ બુદ્ધને જેમ એક સંજ્ઞા જોઈ
" અનેકનું ભાન થયું તેવુંજ તને અત્યારે થાયછે અને ત્હારા દુઃખની વાદળી
" આકાશના એક ન્હાના ભાગમાંથી વેરાતી દેખાઈ આકાશના સર્વ ભાગને
" ઘેરી લેઈ બંધાય છે? હરિ! હરિ! હરિ! અહા! પ્રિય કુમુદ! ત્હારો
" ત્યાગ કરી મ્હેં તને એકલીને અનાથ કરી નથી, પણ અનેક સ્ત્રીયોને
" અનાથ કરી છે! ત્હારા જેવી સહધર્મચારિણીના સંયોગથી હું સર્વ
" સ્ત્રીજાતિ સાથે મ્હારા કાર્યને સાંધી શકત ને ગંગાભાભી જેવી અનેકનાં
" દુઃખ દૂર કરત!—આ સર્વમાં ત્હારો અને ધનનો—ઉભયનો—ખપ હતો
" અને ઉભયનો મ્હેં ત્યાગ કર્યો! ગંગાભાભીનાં અશિક્ષિત વાક્યોમાં પણ
" સ્ત્રીજાતિનું પવિત્ર રસચેતન સ્ફુરે છે અને સ્ત્રીજાતિનું સ્નેહસ્વાતંત્ર્ય
" બળથી ધસારા કરેછે—તો—તેનામાં વિદ્યાના આવાહનથી શું ન થાત?"

" મુજ દેશ વીંશે રસમાળી વિના
" ફળપુષ્પ ધરે નહીં નારીલતા!
" રસશોધનસેચન ના જ બને!
" ધનરાશિ અચેતન મુજ રહે!"

" Chandrakânta ! thou noble bust at my chamber-
" door ! The Raven is ominous that perches on thy
" head ! And it casts a shadow from which my soul–
" Shall *be* lifted ? never more !
" *Shall be lifted—never more !* "

ગંગાના પત્ર નીચે ચંદ્રકાંતે લખેલું ટાંચણ વાંચવા માંડ્યું, " મને
" સમાચાર ક્હેતાં કે લખતાં કે મ્હારી પાસે ઉભરા ક્હાડતાં મ્હારી
" દયા ન જાણવી ને બીજા કોઈની બ્હીક ન રાખવી. સ્વામી અને સ્ત્રીનાં
" અંતઃકરણ એક બીજા પાસે ઉઘડે એ તેમનો અનિવાર્ય અધિકાર
" છે. તેમાં માતાપિતા કે બ્રહ્મા જે કોઈ અંતરાય નાંખવા આવે
" તેને ધક્કો મારવામાં ધર્મ છે. એ ધર્મ ન પાળવાથી લગ્ન રદ
" થાય છે ને માબાપ છોકરાનું લગ્ન કરાવે ત્યારથી તેમને આટલી
" વાતમાં અધિકારનું રાજીનામું આપે છે. માટે આ વાતમાં કોઈનું
" કહ્યું માનવું નહી. બાળક પ્રતિ આપણો ધર્મ પણ એવાં જ કા-
" રણથી અનિવાર્ય છે. કીકીના વિવાહ અને અભ્યાસની વાતમાં
" મ્હેં કહ્યું છે તે જ કરવું અને કોઈની વાત ગાંઠવી નહી પણ
" માથાનાં થઈ ધાર્યું કરવું.

" કેટલાક સ્વામી માને વશ થઈ સ્ત્રી ઉપર જુલમ કરેછે અને કે-
" ટલાક સ્ત્રીને વશ થઈ માબાપ ઉપર જુલમ કરે છે. આ ઉભય જાતના
" સ્વામી અધર્મી અને અન્યાયી છે. એક પાસ માબાપ અને એક
" પાસ સ્ત્રી બે વચ્ચે ન્યાય કરવો એ જ ધર્મ છે. પણ બે પાસના વિશ્વાસ
" વિના આ ન્યાય શુદ્ધ થતો નથી અને તે શુદ્ધ હોય તો પણ તેનો
" અમલ બરોબર થતો નથી. ગંગાવહુ, આટલું સમજવા જેટલું મ્હેં
" તમને ભણાવ્યાં છે. તમે મ્હારી પાસે મન ઉઘાડી વાત કરી શકોછો
" એટલું ઘરનાં બીજાં માણસ કરે એમ નથી. તો તેમનો ને તમારો
" શુદ્ધ ન્યાય કરવો એ મ્હારાથી બને એમ નથી. તમે ન્હાનાં હતાં
" ત્યારે અરસપરસ સ્નેહ બંધાય અને મ્હારાં માણસ તમારાં થાય
" અને તમે એમનાં થાવ એટલો પ્રયત્ન મ્હેં કરેલો છે તે તમને ખબર
" છે. તમે મ્હોટાં થયાં ત્યાર પછી મ્હેં તમને અને તેમને પુરી સ્વતંત્રતા
" આપી છે એટલે તમારે સઉએ એક બીજાને કેમ સંભાળી લેવાં અને
" કેમ સુધારવાં કે પાંશરાં કરવાં એ હવે તમારી ચતુરાઈનું અને તમારા
" મનુગમાનું કામ છે તેમાં હું વચ્ચે પડવા ઇચ્છતો નથી. રોપશો તેવું

" ભણશો ને તમારાં સુખદુ:ખ તમે જાતે ભોગવશો—તે મ્હારે માથે
" નહી. શાસ્ત્રના વચન પ્રમાણે પુત્રને સોળે વર્ષે મિત્ર ગણવો ને સ્ત્રી
" ઘેર આવે ત્યાંથી મિત્ર થાય. તેને સટે દેશરીવાજ પ્રમાણે મ્હેં ગંગા
" વહુ વીશ વર્ષનાં થયાં ત્યાં સુધી તેમને બાળક ગણ્યાં ને તેમને ત્યાં
" સુધી રમાડ્યાં પણ ખરાં ને રોવડાવ્યાં પણ ખરાં. ત્યાર પછી એ અધિકાર
" છોડી તેમને કુલઅધિકાર આપેલો છે. એટલે હવે તમારે કે ઘરમાં
" કોઈએ એવી આશા ન રાખવી કે ઘરકુથલીના ન્યાયના કડાકુટામાં ચંદ્ર-
" કાંત પડે. બાકી આપણી મિત્રતા તો મરતા સુધીની ઠરી તેથી
" તમારી વાતો સાંભળવા અને માગો ત્યાં તમને સારી શીખામણ
" આપવાને આપણે કેડ ભીડીને તૈયાર છીએ. તમારે જે જોઈએ તે
" માગવા તમારી સ્વતંત્રતા છે. તમે ઘેલું માગો છો કે ડાહ્યું માગો છો
" તે વિચારવાનું કામ તમે મિત્ર થયા પછી હું હાથમાં રાખતો નથી.
" કારણ પુરુષ જે ઇચ્છે તે ડાહ્યું અને સ્ત્રી જે ઇચ્છે તે ગાંડું એ શાસ્ત્ર
" હું માનતો નથી. ન્હાનાં છોકરાંની પેઠે મ્હોટી ઉમરની સ્ત્રીઓને પણ
" સ્વામીની ઇચ્છાના સાંકડા ચીલામાં કેદ કરી ચલવવી એ વાત મિત્ર-
" ધર્મથી ઉલટી છે અને એમાં જગતનું કલ્યાણ પણ નથી. કારણ પુરુષ
" કરતાં સ્ત્રીયો ડાહી હોય એવું પણ હોય છે અને સ્ત્રીપુરુષ એ બે મિત્રોએ
" સંસાર એકઠો ચલાવવો હોય અને બે જણે સુખી થવું હોય તો બે
" જણે કાળજાં ઉઘાડી એક બીજાને શાણપણ આપવું અને પુરુષે સ્ત્રીનું
" કહ્યું કરવું કે સ્ત્રીએ પુરુષનું કહ્યું કરવું તેના કરતાં એમાંથી જે ડાહ્યું
" હોય તેનું ચાલે એ કરવું સારું છે. મ્હારા કરતાં ગંગાવહુ ડાહ્યાં
" છે એમ હું માનતો નથી, પણ એમની પોતાની બાબતમાં હવે એ
" સગીર નથી માટે જાતે વહીવટ કરે એવો મ્હેં ઠરાવ કર્યો છે. તમારે
" અને ઘરનાં માણસને કજીયા થાય ત્યાં તમારે તથા તેમને જેવો વહીવટ
" કરવો હોય તેવો કરવો. લ્હડીને કે લ્હડ્યા વગર કળા વાપરીને જે
" જીતશે તેનું ચાલશે. આપણે એ કડાકુટમાં પડવાના નથી ને સઉ તમને
" અને તેમને સોંપ્યું. ઘરમાં વહીવટ તમારો તેમાં હું વચ્ચે નહી પડું,
" અને ઘરબ્હાર વહીવટ મ્હારો તેમાં તમને પુછવાનો નથી. તમારો આ
" વહીવટ કરવામાં જે માગશો તે આપીશ. પણ કુવામાંથી ખુટે ને
" તમે તરસ્યાં રૂહો તો હવાડાનો વાંક નથી."

" સરસ્વતીચંદ્ર બાબત તમે લખ્યું તે બરાબર છે. લોક ધારે છે કે
" એ બાપ ઉપર રીસાઈને ન્હાસી ગયા. પણ તમે ખરી વાત સમજ્યાં

"છો. જે સંસારનો કડાકુટો આપણને ગભરાવે છે તેનો એમણે પરણ્યા-
"પ્હેલાં જ ત્યાગ કર્યો. આપણી પશ્ચિમ બુદ્ધિ થઈ તે પરણીને પસ્તાયાં
"અને એમણે આગળ બુદ્ધિ વાપરી તે સુખી થયા; પણ એમનો દોષ એ કે
"એકલપેટા થઈ એમણે પોતાનો સ્વાર્થ વિચાર્યો અને બીચારાં કુમુદસું-
"દરીનો ન વિચાર્યો. આપણે ઘરનું દુઃખ વેઠીએ છીયે ને ગજા
"પ્રમાણે એક બીજાને સુખી કરીયે છીયે તો એમનાથી કુમુદસુંદરી કેવાં
"સુખી થાત? લક્ષ્મીનંદનના બોલ સામું એમણે જોયું, પણ અનુભવ
"નહી તેથી એમ ન સમજ્યા કે મ્હોંડે બોલે એટલું મનમાં હતું
"નથી ને ઘડીનો ઉભરો જન્મારો પ્હોચતો નથી. સાંભળ્યા પ્રમાણે
"લક્ષ્મીનંદન બહુ પસ્તાય છે, અને એમનું શું થશે તે ખબર નથી.
"સરસ્વતીચંદ્ર ઘેર આવશે તો સંસારમાં પડી જાતે દુઃખી થશે એમાં
"વાંધો નથી, પણ બીજાં સઉને સુખી કરશે. રામસીતાને દુઃખ પડ્યું
"તો રાવણ મુઓ અને જગતનું કલ્યાણ થયું, માટે મ્હારે સરસ્વતી-
"ચંદ્રને ઘેર આણી દુઃખી કરવા છે ને સંસારને સુખીયો કરવો છે—
"માટે— મ્હારી લાડકી ગંગા! ત્હારું કહ્યું કરીશ ને ચંદ્રને લીધા
"વિના ચંદ્રકાંત પાછો ઘેર આવવાનો નથી. એ બે જણ આવે ત્યાં સુધી
"આપણા ઘરમાં જાદવાસ્થળી કરવી કે દ્વારામતીનું સુખ કરવું એ તમારી
"મરજીની વાત છે. તને "તમે" લખું છું તે વાંચી તું ખીજવાઈશ,
"ઘરનાં કોઈ જાણશે તો મ્હોં મરડશે, અને બ્હારનું કોઈ જાણશે તો
"હસશે. પણ એવું જોવાની તો મને ટેવ પડી છે તે ગંગાને ખબર
"છે. કાગળ પેટ ભરાય એટલો લાંબો લખ્યો છે કે મુંબાઈ આવીને
"મ્હેણું સાંભળવું ન પડે."

ટાંચણ પુરું થયું અને વાંચનારે દીર્ઘ નિઃશ્વાસ મુકયો. પિતાને દુઃખ થાય છે તે માન્યું નહી પણ પિતા ઉપરનો સ્નેહ નેત્રમાં આંસું વહાવવા લાગ્યો.

"સુખી શાને નહી પિતા?
"હવે શાની કરો ચિન્તા?"

પૃથ્વી ઉપર ઘુંટણે પડ્યો અને આકાશ સામા હાથ જોડી ઉંચું જોઈ સજળનેત્ર દીનમુખે ગાવા લાગ્યો.

"પિતા તું એક છે સન્ધે!
"જગતને બાંધ્યું ત્હેં બન્ધે.

" પ્રીતિની સાંકળો બાંધી,
' હૃદય સઉનાં લીધાં સાંધી.
" શરીર આ જે થકી જાયું,
" હૃદય આ જેશું શીવાયું,
' કરી કંઈ કંઈ કૃપા જેણે
" શિશુવય આ ભર્યું મ્હેને,
" પિતા આ દેહના એ જે,
" પ્રભુ ! તું સુખ દે તેને.
" પિતાનો તું પિતા એક,
" દીધો જે સ્નેહને ત્હેંય
" ધરી તે સ્નેહની આણુ,
" કરુંછું રંક ઉદ્ગારઃ
" નથી એ સ્નેહ મ્હેં તોડ્યો,
" નથી સુતધર્મ તરછોડ્યો,
" પિતા પર ક્રોધ નથી કીધો,
" પિતા પર દ્વેષ* નથી લીધો.
" પિતાના સુખનો રસ્તો
" કીધો છે માત્ર મ્હેં સસ્તો.
" પિતાના ઓ પિતા ! દેજે,
" પિતાને સુખ શાન્તિને !
' પિતાને સુખ દેવાને,
" મહા સુતધર્મ વ્હેવાને,
" પિતાને દીધું સ્વાતંત્ર્ય,
" ત્યજ્યાં પ્રીતિ-લક્ષ્મીનાં તંત્ર.
" ત્યજી એ કારણે દારા,
" હૃદયના દાહ સ્વીકાર્યા;
" પિતાના સુખને કાજે

---

* દ્વેષઃ ' જેમ કે એને સંસાર ઉપર દ્વેષ આવી ગયો; અન્નદ્વેષ ઇત્યાદિમાં સંસ્કૃત પ્રયોગ એજ અર્થે છે.

"કર્યું એ સર્વ પળમાંહે.
"હૃદયનો મંત્ર એ સર્વે,
"પિતા સઉનો તું કલ્પે.
"હૃદયની દીપવાલી એ,
"હૃદયની રમ્ય ભાતિ એ,
"પ્રભુ! ત્હેં કલ્પી! ત્હેં પ્રેરી!
"પ્રભુ! ત્હેં ગ્રન્થિ ઉકેલી!
"સફળ એ સર્વ કરજે તું!
"પિતાનું સુખ ભરજે તું!
"શરીર આ દુઃખતત્પર છે,
"હૃદય આ શોકસત્કર છે:—
"પિતાના સુખ કાજે તે,
"પિતાની શાન્તિ માટે તે.
"પ્રભુ! માગું! રડી માગું."
"સફળ એ વાસના માગું!"

ઉઠી, આંખો લોહી, વિચારમાં પડી, બોલી ઉઠ્યો:

"પ્રિય કુમુદ! આ યજ્ઞ ઉપર બલિદાનમાં તું હોમાઈ! કુલીન પ્રમાદધન! "ત્હારા ભાગ્યશાલી સુખમાં એ બલિ-હોમ થયો છે અને ત્હારા હૃદયમાં "એ આહુતિ રસસાયુજ્ય પામો! પ્રિય કુમુદ! એક ચંદ્રકાંતના દુઃખમાં "અનેક નરરત્નનાં દુઃખ અને એક રંક કુમુદનાં દુઃખમાં અનેક સ્ત્રી-"રત્નનાં દુઃખ દેખું છું-નક્કી—નક્કી મ્હારા ભાગ્યહીન દેશમાં --

"ધરતી રસ-સુન્દર કોમળતા,
"ફળ-પુષ્પ ધરે નહીં નારી લતા!
"રસપોષણ સૂર્ય વિના ન બને!
"ધનરાશિ અચેતન મુજ રહે!"

બીજો એક પત્ર લીધો. તે ચંદ્રકાંતના મ્હોટા ભાઈનો લખેલો હતો. એ ભાઈ નિરક્ષર જેવો હતો અને કાપડીયાને ત્યાં નામું લખતો. એ કાગળના ઉપલા ભાગ ઉપર અંહી તંહી દૃષ્ટિ ફેરવી વચ્ચેથી વાંચવા માંડ્યું.

"ભાઈ, મ્હારે મ્હોટે મ્હોયે ન્હાનડીયાંની વાતો કરવી ઘટારત નહી, પણ "કાળજું બળે ત્યારે લખી જવાય. માજીનું કહેલું ભાભીને ભાવતું નથી.

" જ્યાં સુધી બીજું નુકસાન ન હોય ત્યાં સુધી જુવાનીયાં વાજું મનસ્વી-
" પણે ચાલે તો બાધ નહી. પણ પઈસાની બાબતમાં તો પુરુષોનું ચાલવું
" જોઈએ. અમે તો પાઈએ પઈસે ભેગું કરીયે તેને રુપાનાણાનું ખરચ કાળ-
" જે વાગે. તમે ઘણું ભેગું કરો પણ ખરચો ઝાઝું. તે જાતે ખરચો ત્યાં
" સુધી નભે; પણ તમારાં બઇરાંયે તમારી પેઠે ખરચવા માંડે એટલે અમે
" તમે સરવાળે સરખા થયા ગણવા. બીજું, તમે સુધારાવાળા કન્યાઓને
" માટે મ્હોટા ને ભણેલા વર જુવો, પણ અમે તો એવું જાણીયે કે ન્હાના
" મ્હોટા થશે ને ભણેલા ભીખ માગે છે અને માત્ર જેનો ઓરડો ભરેલો
" હશે ત્યાં કન્યા આપીશું તો એના રોટલાની ફીકર નહી કરવી પડે, માટે
" ફીફીની વાતનો જે વિચાર કરવો હોય તે કરજો ને બાયડીયોને બ્હેંકાવશો
" તો ખાવા ટળશે. પછી આજ કાલ તો ઘેરે ઘેર રાણીનું રાજ્ય છે
" તેમાં ભાઈબાંડુ બોલે તે નગારાંમાં તતુડીના નાદ જેવું થવાનું તે જા-
" ણીને તતુડી વગાડીએ છીએ. કારણ કાળજું બળે છે ને બોલાવે છે."

આ કાગળ નીચે પણ ચંદ્રકાંતના અક્ષર હતા.

" ભાઈજી, લખો છો તે સત્ય છે. શું કરીયે? ન્હાનપણમાં પરણાવ્યા
" ત્યારથી નગારાપાસે બેઠા છીએ તે નગારું આણનાર પણ તમે અને
" આજ નગારાથી કંટાળો છો તે પણ તમે. સુધારાવાળામાં હું ભળ્યો છું
" તે પણ સત્ય છે. મને તમે ભણાવ્યો ન હત તો સુધારામાં ભળત
" પણ નહી, અને તેની સાથે તમને પંદર રુપીઆ મળે છે તેટલા
" જ મને મળતા હત, એટલે આવ ભાઈ હરખા ને આપણે
" બે સરખા થાત. વાણીયાવિદ્યા કરી ઈંગ્રેજી ભણાવ્યો તો
" વધારે કમાઈ થાય છે ને તેમાંથી તમારે માટે મ્હારા પટારા
" ઉઘાડા રાખ્યા છે. અમે સુધારાવાળા રાણીજીની વફાદાર રૈયત, તે
" રાણીજીની વહુવારુઓને બ્હેંકાવીએ નહી તો અમારા ઉપર રાજદ્રોહનો
" આરોપ આવે ને સુધારાવાળા અમને કાળે પાણીયે કહાડે. માટે સા-
" સુજી ને જેઠનાથી જેટલું ખરચાય તેટલું ખરચો તેમાં તમને કોઈ
" ના નહી કહે, અને વહુવારુ ખરચે તેમાં સાસુ કે જેઠે ન બોલવું.
" આમ છે, માટે આપને ફરીયાદ કરવાનું કાંઈ કારણ નથી. મઝા કરો.
" મ્હારી પાસેથી ખુટશે ત્યારે તમારે મને આપવું નથી અને મ્હારે
" તમને આપવું નથી— તેવું ખુટે ત્યારે એમ જાણજો કે બાર વરસ
" મને ભણાવ્યો તો બાર વરસ મ્હારી કમાઈ મ્હેં સઉ પાસે ભોગવાવી
" અને તેરમે વર્ષે ભણ્યાનો બદલો પુરો થઈ રહ્યો."

"આમ છે. માટે આ બાર વર્ષ ધનના બૃહસ્પતિ બેઠાછે તેયે તમારા
" ને બીજાં સઉના ભેગા; ને સઉને ભાગ્યે પછી અવળી ગ્રહદશા કે પનોતી
" બેસશે તેયે તમારી સઉની બેસશે. આપણે તો જ્યાંથી આવ્યા
" ત્યાં જવાને બેઠા છીયે ને આપના આશીર્વાદથી જન્મથી મરણસુધી
" પરમાનંદસ્વરૂપમાંજ લીન છીએ. માટે ચિન્તા ફીકર રજકરશો નહી
" અને તતુડીના જેવું બોલવું મુકી દઈ નગારાને ઢાંકી દેવા ભેરી નાદ
" કરશો કે પડઘમ જેવું બોલશો ત્હોયે કાન ઉઘાડા જ રાખીશું અને
" ક્‌હેશો તે સાંભળીશું. કોઈનું સાંભળી હું તમને કનડવાનો નથી અને
" તમારું સાંભળી બીજા કોઈને કનડવાનો નથી. આપ મ્હારા મ્હોટા
" ભાઈ છો તે આપની સેવા ક્‌હેશો તેટલી કરીશ. બાકી વડીલના
" વચનથી ન્હાનેરાંને મારવાં એવો પરશુરામનો જુગ વીતી ગયો અને
" સરે વીક્ટોરીયા રાણીનો જુગ બેઠો છે, માટે દેશકાળ પ્રમાણે વર્તીને
" ચાલવું એવું તમારો ભાઈ ભણ્યો છે તે આ જન્મમાં તો ભુલાય કે
" મિથ્યા થાય એમ નથી."

એક હાથમાં પત્ર રાખી અને બીજો છાતીયે મુકી સરસ્વતીચંદ્ર ગર્જી ઉઠ્યો:

"હર! હર! હર! હર! હર! ચંદ્રકાંત! તું ભાઈ આગળ
" દુઃખને ગણતો નથી અને કેવળ ખડખડ અટ્ટહાસ્ય કરેછે; પણ જે
" વાક્યોમાં તું દુઃખને ગણતો નથી તેના અંતઃશ્વાસમાંથી ઉંડી ધમ-
" ણોનો વેગ સંભળાય છે અને ત્હારું જે હાસ્ય ફુવારા પેઠે ફુટી રહે છે
" તેનાં નિર્મળ જળના મધ્યભાગમાં ત્હારા ચીરાતા મર્મભાગની રુધિ-
" રધારાઓ હું જોઉં છું! હરિ! હરિ! હરિ! ચંદ્રકાંત! ત્હારો
" શોક જગતનો પરાભવ કરે છે અને અભિમાન ભર્યો ઉડે છે—

"Thy deep-seated proud pain is the raven—of
" which it was so truly said—
" *Not the least obeisance made he!*"
" And it has—
" *Perched upon my bust of Pallas—just above my chamber-door!*"

બીજો પત્ર લીધો. તે કવિ તરંગશંકરનો લખેલો હતો.

"સહૃદય નાનારસ મનોજ્ઞ પ્રિય મિત્ર,

"તમારી ઇચ્છાને અનુસરી તમારા કુટુમ્બકાર્યની ચિન્તા હું રાખું
"છું. વિચિત્રચિન્તાકર આ સંસારમાં કોઈ નિશ્ચિન્ત નથી, માટે
"ચિન્તા રાખવા બેસીશું તો તમારાથી કે મ્હારાથી નિશ્ચિન્ત રહેવાય
"એમ નથી એવો તમારો સર્વદા સર્વને ઉપદેશ છે તે યોગ્ય છે. માટે
"તમારી ગૃહસ્થિતિ વીશે વિશેષ તમને લખવું તે પુનરુક્તિ કરવા જેવું
"છે, પણ મને સોંપેલા ક્ષેત્રનું અવલોકન કરી તમને વૃત્તાન્ત લખવા તે
"મ્હારો ધર્મ છે માટે લખું છું."

"તમારા બન્ધુએ તેમ ગંગાભાભીએ તમને પત્રો લખેલાં છે તે
"ઉપરથી મ્હારે જણવવાનું તમે જાણી લીધું હશે. મ્હારે હવે એટલુંજ
"જણવવાનું બાકી છે કે તમારાં સર્વ કુટુમ્બીઓ કેવલસ્વાર્થી છે,
"અને તેમને તમારા પ્રતિ ન્યાયવૃત્તિ નથી તો દયા તો ક્યાંથી હોય ?
"હું એક કાળે જાણતો હતો કે આ દશા મ્હારા એકલાની જ હશે,
"અનુભવ વધતાં ઘેર ઘેર એ જ દશા દીઠી, એ દુષ્ટ નીરસ સંસારનો
"ગન્ધ માત્ર આવતાં ચતુર સરસ્વતીચંદ્રે તેનો સહસા ત્યાગ કર્યો, અને એ
"સંસારના સર્પોથી હાથે પગે અને કોટે વીંટાયલા રહી શિવજી પેઠે
"સંસારને શ્મશાન ગણી તેમાં આત્મવિભૂતિથી નિજાનંદમાં રહેનાર તો
"તમને જ દીઠા ! શુદ્ધ નિઃસ્વાર્થ પ્રીતિરસ સંસારમાં તો કોઈ પણ
"સ્થાને નથી એવી મ્હેં વ્યાપ્તિ બાંધી છે, અને સંસાર એવો નીરસ છે
"માટે જ સંસારમાં ન જડતો રસ કાવ્યાદિમાં તરતો દેખી મનુષ્યો
"કવિજનો ઉપર પ્રીતિ રાખે છે ! જો સંસારમાં જ રસ શુદ્ધ સ્વરૂપે
"હોય તો કવિઓનો ભાવ કોણ પુછે ?— રસના આત્માને મુકી માત્ર
"અક્ષરમય રસનો આદર કરવા કોને અવકાશ મળે ?"

"પ્રિય ચંદ્રકાન્ત ! આ વ્યાપ્તિમાં ગંગાભાભી પણ અપવાદરૂપ
"નથી. તમે કુટુમ્બમાં સર્વ પ્રતિ ઉદારતા રાખી છે તેનું મહાફલ એ
"થયું છે કે તમારો હાથ ક્યારે પ્હોચી વળતો બંધ થશે તેની કોઈને
"ખબર નથી અને તમારો હાથ સર્વદા પ્હોચશે તો તમારો દેહ ક્યાં
"સુધી કામ કરશે તેની કોઈને ખબર નથી અને તેવે કાળે જે વસ્તુ
"જેના હાથમાં હશે તેની પાસે તે રહેશે અને જેની પાસે કોઈ વસ્તુ-
"સંગ્રહ નહી હોય તે સંગ્રહશૂન્ય થઈ દુઃખી થશે અને તેની
"કોઈ સંભાળ નહી રાખે—આમ સર્વના મનમાં છે અને સર્વ સ્વાર્થ-
"સંગ્રહ કરવા મથે છે. સ્ત્રી ઉપર પુરુષનો પક્ષપાત સ્વાભાવિક રીતે
"હોય છે, તે તમારે નથી, અને જેના ઉપર તમારો પક્ષપાત નથી

“ તે સ્ત્રીના હૃદયમાં તમારે માટે પ્રતિધ્વનિ કેવી રીતે થઈ શકે તે
“ હું સમજતો નથી. શુષ્ક સ્નેહનો પ્રતિધ્વનિ અ-રસિક ચિત્તોમાં થતો
“ નથી અને થાય તો ટકતો નથી. ગંગાભાભીને પોતાની જાત વળગી છે
“ અને પોતાનાં બાળક વળગ્યાં છે ત્યાં સુધી તેમને સ્વાર્થ વળગ્યો છે. એ
“ સ્વાર્થમાં જ્યાં સુધી એમના અર્ધાંગરૂપ થઈ એ સ્વાર્થમાં તમે પક્ષપાત
“ નહી કરો ત્યાં સુધી તેના ઉંડા સ્નેહની તમે આશા રાખતા હો તો તે
“ વ્યર્થ છે. તમારું ઇતર કુટુંબ પોતાના સ્વાર્થોથી છુટતું નથી, પોતાના
“ યોગ્યાયોગ્ય પક્ષપાતોથી છુટતું નથી, પોતાના બાળકોની સમૃદ્ધિ ઇચ્છે
“ છે, અને તેની સાથે એવો અભિલાષ રાખે છે કે એવા જ સ્વાર્થોથી,
“ એવાજ પક્ષપાતોથી અને એવાં જ બાળકોથી ગંગાભાભીનું ચિત્ત
“ છુટી જાય ! Do unto others as you would have it
“ done unto yourself—આપણા ભણી સામાની જે કૃતિની ઇચ્છા
“ રાખીએ છીએ તેવીજ કૃતિ આપણે સામા તરફ કરવી—એ ભાવના
“ આપણાં કુટુંબોમાં ઉદય પામી શકતી નથી ત્યાં સુધી ગંગાભાભીની
“ વૃત્તિઓ ઉપર તમારે પક્ષપાત કરવો જોઈયે. આ જ એમની પાસેથી
“ સ્નેહ પામવાનું સાધન, આ જ એમના અને તમારા સુખનું સાધન,
“ અને એ સાધન નહી કરો ત્યાં સુધી તમારા ઘરમાં ચારે પાસ મચી
“ રહેલી અવ્યવસ્થા દિવસે દિવસે વિકાસ પામશે.

“ મ્હારા પોતાના કુટુમ્બની વ્યવસ્થા હું આવાં સાધનોથી જ રાખું
“ છું. જેમની અવ્યવસ્થા દૂર કરવા પ્રયત્ન કરીયે તેની ગાળો ખાઈએ
“ છીએ અને જેનો પક્ષપાત કરીએ છીએ તે આપણો પક્ષપાત કરે
“ છે એટલે મ્હારું સુખ પણ જળવાય છે. તમારા જેવા નિષ્પક્ષપાતી
“ થઈ સઉની ગાળો ખાવી અને સર્વથા અવ્યવસ્થા રાખવી તેના કરતાં
“ આ મ્હારા માર્ગમાં મને પ્રમાણમાં સુખ લાગે છે.

“ ખરું પુછો તો એક મ્યાનમાં બે તરવારો સમાય નહી અને એક
“ ઘરમાં બે સ્ત્રીયો સમાય નહી. માટે જ સાસુવહુને જુદાં રાખવાંનો
“ ઇંગ્રેજી વ્યવહાર મને સુખકર લાગે છે બાકી શુદ્ધસ્નેહ તો તેમનો પણ
“ શૂન્ય છે અને આપણામાં પણ શૂન્ય છે.”

“ આવા આવા અનેક અનુભવના વિચાર કરી હું મ્હારા કુટુંબની
“ વ્યવસ્થા રાખું છું, અને વેદાન્તીઓ સંસારને દુઃખમય કહે છે તેને
“ હું નીરસ માનું છું. વેદાન્તીઓનો આનન્દ સંસારમાં નથી માટે
“ જાતે જ આનન્દરૂપ થવામાં શ્રેષ્ઠતા માને છે. તેમ સંસારમાં રસ નથી

" માટે જાતે જ રસરૂપ થવામાં હું શ્રેષ્ઠતા માનું છું. વ્યવહારમાં મ્હોટા
" મ્હોટા વેદાન્તીઓ અને સંન્યાસીઓ રાગદ્વેષનો ત્યાગ કરી શકતા નથી અને
" આનંદરૂપ ન થઈ શકતાં આનન્દના ગપાટા હાંકે છે. હું પણ નીરસ
" સંસારનો ત્યાગ કરી શકતો નથી અને રસરૂપ ન થઈ શકતાં રસના
" રાગડા તાણું છું. ચંદ્રકાંતભાઈ, તમારા આશ્વાસનમાટે હું આ મ્હારો
" અનુભવ લખું છું. પણ સરસ્વતીચંદ્ર જડે તો તેમને એ ક્હેશો
" નહી. તેમણે આજ સુધી પ્રોસ્પેરોની મિરાણ્ડા જેવું અને બુદ્ધના
" પ્રથમ વય જેવું જીવન જ અનુભવેલું છે એ શુદ્ધ સરલ રસના પાત્રમાં
" આપણા સંસારની શાહી પડવા દેશો નહી."

" જો એ તમને મુંબાઈની દશા પુછે તો ક્હેજો કે આપણું
' મુંબાઈ તો આપણા મંડળમાં જ સમાયલું છે; અને એવા મુંબાઈની
" દશાનો તરંગ તમારી પાસે ઉછળે છે તેને એમની પાસે તમે ઉછાળજો."

" ગોપિકા ઘણી ઘણી રુવે છે કુંજકુંજમાં,
" રોતી મુકી સર્વને તું કૃષ્ણચંદ્ર ક્યાં ગયો ?
" પદ્મમાળ પાણીમાં ઉંચાં વિકાસી મુખને
" જોઈ રૂહેતી વ્યોમમાં, રસિક ભ્રમર ક્યાં ગયો ?
" રસરસિક કંઈ કવિ ને કંઈક શુદ્ધ સાક્ષરો
" મળી વીંટાઈ પુછતા, ઉદાત્ત ચંદ્ર કયાં ગયો ?
" સઉ સખીથી એકલી અગ્ર વાધી શોધકા
"વ્રજ ભુલામણીમાં ભુલી રટતી "ધૂર્ત ક્યાં ગયો ?"
" દેશવીરો, કવિજનો, સાક્ષરો, સુભાષકોઃ—
" એ સઉથી છુટી તું જતો, કાંત, ચંદ્ર જ્યાં ગયો !
" શોધજે, તું શોધજે, કાંત પવન, ચંદ્રને !
" કુમુદમાળ ઉંચું જુવે, ઘનથી ચંદ્ર શું છુટયો ?
" વેરજે, તું વેરજે, પવન, શ્યામ મેઘને !
" ચકોર પાંખ ઉંચી કરે, ઘનથી ચંદ્ર શું છુટયો ?
" વેરજે, તું વેરજે, પવન, પેલા મેઘને !
" ચકોર આંખ ઉંચી કરે ચંદ્રમા શું કંઈ દીઠો ?
" વેરજે તું વેરજે, કાંત પવન, મેઘને !
" તરંગ ઉછળી રૂહે ઉરે, ચંદ્ર ચળકી ક્યાં રહ્યો !

"પ્રિય ચંદ્રકાંત ! સરસ્વતીચંદ્રના સ્નેહરસે ફારસી બેતના રાગને
"મ્હારા હૃદયની સારંગીમાં આમ ઉતારી સંસ્કારી કરી દીધી છે. નિ-
"રક્ષર અ-રસિક ગૃહિણી ઉપર ગમે તેટલો પક્ષપાત કરવા જાઉં છું,
"ગમે તેટલી gallantry અને chivalry ની ઈમારત મનમાં બાંધવા
"જાઉં છું, પણ તેના હૃદયની સ્વાર્થવાસના મ્હારા ચણતરને દારુગોળા
"પેઠે ઉરાડી મુકે છે તે પ્રસંગે હું ગોલ્ડસ્મિથને સંભારી ભાષાંતર કરી
"ગાઉં છું કે, —

"સ્ત્રીની પ્રીતિ તો સર્વેથી ખોટી,
"મોહ જાળ નાંખે જોતી જોતી;
"જાળ નાંખે; જોતામાં ફસાવે,
"ફાવે ત્યાં જ એ ધુતકારી નાંખે;
"ફ્હાવે અબળા ને નરને નચાવે,
"ગોરી ગુમાનભરી પછી રાચે.
"નરના દુઃખની મશ્કરી કરતી
"નારી પ્રીતિ ખરી નવ ધરતી.
"પ્રીતિની હુંફ પંખી ધરે કો,
"સુરલોકમાં હો કે નહી હો.
"પ્રીતિ નામે સળગાવી આગ,
"નારી નરને કરે છે ખાખ.
"મોહમાયા ને જોગણી ફ્હાવે,
"નારી નરને ન જંપે સુવા દે !
"બેટા, શાને વેઠવી એની શુળો ?
"એની પ્રીતિમાં મુકની પુળો.

"જગતમાં ન જડતી સ્ત્રીપ્રીતિને કવિતામાં શોધું છું અને સાતમે
"આકાશ ચ્હડાવી તે મૂર્ત્તિની સુંદરતામાં ગ્રુકી રહું છું તેની ના નથી.
"પણ જગતમાં જડતી સ્ત્રીપ્રીતિ તો ઉપર ગાઈ તેવી છે. મ્હારા
"વર્ગમાં તમને ભળેલા જોઈ દુષ્ટ આશ્વાસન પામું છું. સરસ્વતીચંદ્રને એવી
"પ્રીતિમાંથી બચેલા જોઈ તેને ભાગ્યશાળી માનું છું અને એના ચકોરપણા
"ઉપર મોહ પામું છું. બસ, જ્યાં હશે ત્યાં એમના હૃદયના નિર્મળ રસમાં
"સંસારનો મેલ નીચોવાશે નહી અને એ રસ નિર્મળ રૂહેશે. જગતમાં
"એના જેવા નિર્મળ રસની એક પણ મૂર્તિ પ્રત્યક્ષ કરી તરંગ આ નીરસ
"સંસારમાં પોતાનો રસાવતાર સફળ થયો માનશે."

આ પત્રને અંતે પાછા ચંદ્રકાંતના અક્ષર હતા. " Hobbes જેવા "તત્વશોધકો અને બીજા નૈયાયિકો વ્યાપ્તિઓ બાંધેછે તે પોતાના " અનુભવ અને જ્ઞાનમાં પરસ્પરવિરોધ જાણી જોઈને નથી રાખતા. " પણ કવિઓના સંસારઅનુભવની વ્યાપ્તિઓ એક જાતની બંધાય અને " તેમનો રસાત્મા જુદી જાતનો થાય તે તમે પ્રસક્ષ કરાવ્યું. વૈરાગ્ય " અને રસના પરસ્પરવિરુદ્ધ પ્રવાહમાં તરનાર સરસ્વતીચંદ્ર પણ તમારા "જેવા જ કવિ છે અને તમે બે કવિજનોને સમભાવ થાય તે મ્હારા જેવા " કવિત્વશૂન્ય પ્રાણીએ જોવા જેવો ખેલ છે. કૃષ્ણઅવતારનું રહસ્ય પણ " કંઈક આવાજ વિરોધાભાસથી ભરેલું છે એમ તમે સમજાવેલું તેનું " અત્યારે સ્મરણ થાય છે.

" મ્હારા ઘરની અવ્યવસ્થા દર્શાવી તે ખરી છે. એ અવ્યવસ્થામાં " જેવાં સર્વ કુટુમ્બીઓ કારણભૂત છે તેવીજ રીતે હું ને તમારાં ભાભી " પણ કારણભૂત છીયે. છતાં મ્હારે તમારાં ભાભી ઉપર પક્ષપાત રાખ- " વાની કર્તવ્યતા દર્શાવી એ પણ કવિત્વનોજ વિરોધાભાસિત ચમત્કાર છે."

" કવિરાજ! ઇંગ્રેજોની રીતને અનુવર્તી આપણે ગૃહિણીઓ ઉપર " પક્ષપાત કરવાનો કાળ આવવાની વાર છે. જ્યાં સુધી આપણે ઘર- " માંથી માતાપિતાદિક મંડળને ક્‌હાડી મુકવા ઠરાવ કર્યો નથી ત્યાં સુધી " પક્ષપાતના કરતાં પક્ષોત્પાત વધારે ઉચિત છે. તે એવી રીતે કે બે " પક્ષ—બે પાંખો—ઉંચી કરવી, એક પાંખઉપર માતાપિતાદિ ભારને " વ્હેવો અને બીજી ઉપર સ્ત્રીપુત્રાદિને લેવાં, તે બેનું પરસ્પરસંઘટ્ટન " થાય નહી અને પરસ્પરવિનાશ થાય નહી માટે તે બેના મધ્યભાગમાં " આપણો શરીર-પિણ્ડ રાખવો અને પછી એ પાંખો વડે ઉડવું—એને " હું પક્ષોત્પાત ગણું છું. એ પાંખો ઉપરના ભાર નીરસ હો; પરંતુ એ " ભારનું વહન અને એ પક્ષોત્પાત—એ ઉભયમાં મ્હારે મન રસ છે; પણ " મને આપની પેઠે તે રસની કવિતા કરતાં આવડતી નથી: જો તે કવિતા " મને આવડતી હત તો સરસ્વતીચંદ્રને ન્હાસી જવા દેત નહી."

" હું કુટુંબમાં સર્વ જનને સ્વતંત્રતા આપું છું, મ્હારો દેહ ન હોય તો " મ્હારા ડબાણ વિના અને મ્હારા પક્ષપાત વિના સર્વને જેવી રીતે " પોતાના બળથી અને કળાથી પરસ્પર સ્વાર્થોના સંઘટ્ટન વચ્ચે ર્‌હેવું " પડે તેવી રીતે આજથી ર્‌હેવાનો અભ્યાસ તેમને હું પાડુંછું. એ અભ્યાસ " હાલ ક્લેશકર છે, પણ અંતે સર્વ પરસ્પરનું રક્ષણ અને પોષણ કરવાનું- " શીખશે અને સર્વ સુખી થશે એવી હું આશા રાખુંછું. હું એ સ્વાતંત્ર્ય

" રસનો રસિક થઈ સર્વને એ રસ પીતાં શીખવું છું અને કુટુમ્બમાં એક
" જણનું સ્વાતન્ત્ર્ય નષ્ટ કરવામાં બીજું કોઈ ફાવે નહી એટલું બળ
" વાપરું છું. આમ કરવામાં મ્હારું ધન—સર્વસ્વ જશે તો હું તટસ્થ
" રહી હાસ્ય કરીશ, કારણ એ વ્યયથી દ્રવ્યવતી અવસ્થાને માટે અપાત્ર
" સિદ્ધ થયેલો કુટુમ્બવર્ગ ઉચિત દરિદ્રતાને પામશે, અને દરિદ્રતાનું
" અમૃત સર્વનાં હૃદયમાં અમૃત ભરશે, એવી દરિદ્રતા મ્હારાં સર્વ રત્નો-
" ઉપર લાગેલા કચરા અને કર્કશતા ક્હાડી નાંખી સર્વને સુવૃત્ત અથવા
" અકર્કશ અને સતેજ કરશે. કવિરાજ ! મને આમાં પણ રસ
" પડશે. શુદ્ધ પ્રીતિ અને નિર્મળ રસ તો અત્યંત નિષ્કિઞ્ચનતામાં
" અથવા તૃપ્તિસાધનની પ્રાપ્તિ પછીનાં મનોરાજ્યોમાં જ જડે છે.
" મધ્યાવસ્થામાં ન જડે. એ પ્રાપ્તિ મ્હારાથી થાય એમ નહી હશે તો
" રસસિદ્ધિની સાધનાને અર્થે એ નિષ્કિઞ્ચનતામાં મને ઇષ્ટાપત્તિ છે.
" એ પ્રાપ્તિનો ત્યાગ કરવા ઉઠી પડેલા સરસ્વતીચંદ્ર એ મનોરાજ્યમાંથી
" ભ્રષ્ટ થશે માટે એ પક્ષિરાજને પકડવા આથડુંછું. એ મ્હારી ઇષ્ટા-
" પત્તિ અને એ પક્ષિરાજનું મનોરાજ્ય—એ ઉભય દેશકલ્યાણનાં સા-
" ધન છે અને તેમાં જ મ્હારું, તમારું, તેમનું, અને ઇતર સર્વનું ક-
" લ્યાણ છે. ગરીબ બીચારાં કુમુદસુંદરી ! સરસ્વતીચંદ્રના મનોરાજ્યનું
" રસતત્વ પત્રદ્વારા ચાખી, એ પક્ષિરાજની પાંખ ઉપર બેસવાનો સમય
" સમીપ દેખી, યમજવનિકા જેવા અભેદ્ય અંધકારમાં લીન થઈ ગયાં !
" એમની વાર્તા તો અસાધ્ય થઈ !

" કવિરાજ ! તમે ક્હોછો કે ઘરમાં કોઈની પ્રીતિ નિર્મળ નથી અને
" સ્વાર્થનો મેલ સર્વની પ્રીતિને નીરસ બનાવી મુકે છે. સત્ય છે. પણ
" ઉદાત્ત ચિત્તનો રસ સ્વયંભૂ છે અને સામાની પ્રીતિની અપેક્ષા રા-
" ખતો નથી. ન્હાનપણમાં માતાપિતાનો સ્નેહ બાળકના ભણીથી પ્રી-
" તિની અપેક્ષા રાખતો નથી. આપણે સ્વદેશઉપર પ્રીતિ કરીયે
" છીયે ત્યારે દેશ આપણા ઉપર પ્રીતિ રાખે એવી ગણના કરતા નથી.
" એવી પ્રીતિ તો ગમે તો ઇશ્વિરપ્રીત્યર્થ રાખીયે છીયે કે ગમે તો
" આપણા ચિત્તનો રસપ્રવાહ એ દિશામાં જાતે જાય છે. આપણાં
" નિરક્ષર કુટુમ્બ ઉપર પણ આપણો પ્રીતિરસ એવો જ સ્વયંભૂ
" છે, એ રસ પ્રીતિપાત્ર વિષયની પ્રીતિના પ્રત્યાઘાતરૂપે સ્ફુરતો નથી,
" પણ જડમાં આત્મચેતન પેઠે સ્વપ્રકાશે સ્ફુરે છે."

* આપણાં કુટુમ્બોમાં નિઃસ્વાર્થતાની—નૈષ્કામ્યની આશા રાખવી તે

" જ ખોટી વાત છે. આત્માને લેઈને સર્વ પ્રિય છે એવું શ્રુતિવચન છે
" તે સાક્ષરોને ઉદ્દેશે છે તો આપણાં નિરક્ષર પામર કુટુમ્બીઓને ઉ-
" દ્દેશે એમાં શી નવાઈ? તેમના સ્વાર્થની શુક્તિઓમાં પ્રીતિનાં સ્વયંપ્ર-
" કાશ મુક્તાફળ ઢંકાયલાં હોય છે તે શોધી, સ્વચ્છ કરી, ભોગવવાં
" એ ઉદાત્ત રસિક જનોનો રસમાર્ગ છે."

" સંસારમાં સર્વ જનોનાં ચિત્ત ન્હાની ન્હાની સૃષ્ટિમાં અનેક તૃ-
" ષ્ણાઓ અને અનેક લિપ્સાઓ રાખે છે. આપણાં ચિત્તમાં સરસ્વતી
" અથવા રસનો ઉદય થતાં એ સર્વ નાશ પામે છે અને તેને સ્થાને
" બીજી વિભૂતિ રચાય છે. દ્રવ્યવાનોએ દ્રવ્યનું અભિમાન ન ધરતાં
" દ્રવ્યહીન બન્ધુઓ ઉપર દયા આણવાની છે, તેમ સરસ્વતી આદિની
" વિભૂતિ ધરનારે નિરક્ષર જનોની ક્ષુદ્ર અને મલિન વાસનાઓ ઉપર દયાજ
" આણવાની છે. ધર્મશોધકો કહી ગયા છે કે दया धर्मको मूल है तेम
" તેમની જોડે આપ જેવા કવિયો પણ ઉદ્ગાર કરશો કે દયા પ્રીતિનું
" મૂળ છે. આવા આર્દ્ર રસને ધરનાર મહાત્માઓ જ કહે છે કે

" उपकारिषु यः साधुः साधुत्वे तस्य को गुणः ।
" अपकारिषु यः साधुः स साधुः सद्भिरुच्यते ॥

" જેમ જેમ કુટુમ્બવર્ગ અથવા સ્ત્રીજનની પ્રીતિ વધારે સ્વાર્થ
" ભરેલી દેખું છું, તેમ તેમ મ્હારા હૃદયની પ્રીતિમાં વધારે ઉલ્લાસ
" આણવા પ્રયત્ન કરું છું. ઈશ્વરે તેમને કોઈક યોગથી મ્હારા સંબં-
" ધમાં સૃજી મુક્યાં; તેમ કરવાનો તેનો હેતુ તો અગમ્ય છે, પણ
" સહૃદય જનોની દૃષ્ટિ એવી જોઈએ કે એ દૃષ્ટિ જ્યાં પડે ત્યાં આ-
" ત્મવત્ જુવે, અને નિકટ રહેલાં ઉપર પ્રથમ પડવું એ મ્હારી
" દૃષ્ટિનો ધર્મ છે તો મ્હારી હૃદયવૃત્તિને હું એવો રસધર્મ શીખવું
" છું કે દૃષ્ટિદ્વારા એ વૃત્તિ જ્યાં જુવે ત્યાં આત્મવત્ જુવે અને એ
" નિકટદૃષ્ટસંબંધી જનને પણ આત્મતુલ્ય કરવા પ્રયત્ન કરે. આમ
" જ જ્યાં જ્યાં દૃષ્ટિ પડે ત્યાં ત્યાં રસધર્મ પ્રવર્તાવું છું અને यत्र
" यत्र मनो याति तत्र तत्र समाधयः એ વાક્યના અનુભવના અભ્યાસનો
" આરંભ કુટુંબમાંજ કરું છું. Charity begins at home."

સરસ્વતીચંદ્રે પત્ર બગલમાં મુક્યો અને ઉંચું જોઈ વિચારગ્રસ્ત થયો.

" કુમુદસુંદરી ! આપણી પ્રીતિ શુદ્ધ હતી. દયામૂલક પ્રીતિ તે વત્સ-
" લતા. સમરસમૂલક પ્રીતિ તે મૈત્રી અને દામ્પત્ય પણ મૈત્રીનો જ

"પ્રકાર છે. ચંદ્રકાંત! ત્હારા ઘરના દામ્પત્યનો દયામાં સમાસ કરી
"દેતો તને જોઉં છું ત્યાં મૈત્રીમૂલક દામ્પત્યને વિષયે ત્હારું હૃદય નિરાશ
"થતું જોઉં છું. ચંદ્રકાંત! તરંગશંકર! તમારા સંસારનાં ચિત્ર
"ઘેરે ઘેર હોય તો દેશની અધોગતિ થતી સમજવી, અને તમારા
"ઉચ્ચગ્રાહ માત્ર એ અધોગતિમાંથી સકુટુમ્બ પોતાની જાતને
"ઉદ્ધારવાના પ્રયત્ન છે. આર્ય વિદ્વાનો આ ઉદ્ધારને માટે આ પીડા
"ભોગવે છે તે વધારે ફલદ કે લોકસામે સુધારાનાં યુદ્ધ થાય છે તે
"વધારે ફલદ? જ્યારે સુધારાનાં વાદિત્ર સમાજોમાં ગાજે છે અને થોડાંક
"પરાક્રમાધિક મનુષ્યોને આશ્રય આપી સુધારાની સિદ્ધિ તેટલાનેજ થતાં
"તેમને વિજયમાળા પ્હેરાવી અને સમાજશાખાઓ સ્થાપી શાંત થાય
"છે, ત્યારે આ કુટુમ્બોદ્ધારક વિદ્વાનો વગરવાદિત્રે પોતાનાં આખાં કુટુ-
"મ્બને માત્ર આત્મબળે ઉચકવાના અપ્રસિદ્ધ પણ વિકટ પ્રયત્નનો ક્લેશ પામે
"છે. ખરી વાત છે કે હજી સુધી ગંગાભાભી સમાજમાં જવા યોગ્ય
"નથી થયાં અને સુધારાના અગ્રેસર ઉદ્ધતલાલનાં શ્રીમતી પેઠે પુસ્તક
"પણ રચતાં નથી અથવા ઇંગ્રેજી ઉદ્ગાર કરી શકતાં નથી; પણ
"જ્યારે ઉદ્ધતલાલ માત્ર શ્રીમતીનો અને તેમની પુત્રીઓનો જ ઉદ્ધાર
"કરી શકે છે અને તેમને સો ફૂટ ઉન્નતિ આપે છે ત્યારે તરંગશંકર અને
"ચંદ્રકાંતનાં આખાં કુટુમ્બ ને કુટુમ્બ દશ દશ ફૂટ ચ્હડેછે અને તેમનું
"અનુકરણ કરી આશપાસની વસ્તીમાં કેટલું થતું હશે? આ બેમાં ગમે
"તે ફળ વધારે હો પણ ચંદ્રકાંતનો શ્રમ પરોપકારી છે અને જેવો
"એ પરોપકાર ગુપ્ત છે તેવોજ એ સ્વાર્થપરિત્યાગનો ભરેલો છે. શ્રી-
"મતીની વિદ્યાના ઉપભોગમાં ઉદ્ધતલાલનો પોતાનો જ સ્વાર્થ સરે છે
"ત્યારે ચંદ્રકાંત અને તરંગશંકરનાં હૃદય દામ્પત્યમૈત્રીની પ્રાપ્તિમાં નિરાશ
"છે. અશિક્ષિત સ્ત્રીપુરુષોને આ મૈત્રી સ્વતઃ મળે છે. બુદ્ધિધન અને
"સૌભાગ્યદેવીને અશિક્ષિત મૈત્રી જ છે, પણ શિક્ષિત પુરુષોને અશિ-
"ક્ષિત સ્ત્રીઓ સાથે એ મૈત્રી અસંભાવ્ય છે. ત્યાં તો માત્ર ચંદ્રકાં-
"તના જેવી વત્સલતા જ છે. આખા કુટુમ્બને લાભ આપવામાટે
"ચંદ્રકાંતે ગંગાને આપવામાં ન્યૂનતા રાખી છે અને પોતે દામ્પત્યમૈ-
"ત્રીથી હીન રહ્યો છે."

" एके सत्पुरुषाः परार्थघटकाः स्वार्थं परित्यज्य ये ॥

"ચંદ્રકાંત! આ સ્વાર્થપરિત્યાગ ત્હેં કર્યો છે! આ સત્પુરુષત્વ ત્હારું છે!
"પણ શું એ ઉત્તમ વસ્તુના ત્યાગ વિના એવી જ રીતે કુટુંબને ફલ

the Heart. Their only chance lies in waiting until our people become colour-blind on this their lightsome land. Are they destined to be so blind ? No—this sweet girl says—No. Keshab Chunder's last-stage, too, says—No ! Evil will be that day for India when these temples of divine raptures will have been turned into the soul-less laboratories and workshops of materialistic ideals ! Science I love !—but not at the cost of this—the sweet living heaven of the poverty-stricken angels of my country. Can't give *them* up for the highest blessings of the Western civilization ! Poor sweet angels ! You shall live through the din and the turmoil that the world wakes with !"

વિચાર થઈ રહ્યા. કુમુદનું મધુરી-સ્વરૂપ સાંભર્યું. જિજ્ઞાસા સુતેલી જાગી. મન ચંચળ થયું. પગ અસ્વસ્થ થયા. મ્હોટેથી બોલાયું.

"વિહારપુરી, આપણે ચાલશું?"

"જી મહારાજ, ભલે ચાલો."

સરસ્વતીચંદ્ર વિના સર્વ જણે દેવને પ્રણામ કર્યા. એ અને તે સર્વ જણ પાછા ફર્યા અને મંદિર બ્હાર નીકળ્યા. સામી ચંદ્રાવલી મળી. તેને જોઈ વિહારપુરી આગળ નીકળી ગયો. એ પણ એની પાછળ છેટે ઉંચું જોયા વિના ચાલી ગઈ. ચાલતાં ચાલતાં કંઈક વિચાર થતાં પાછી ફરી, અને રાધેદાસને પકડી પાડી ઉભો રાખી પુછવા લાગી.

"રાધેદાસજી, મધુરીમૈયા માર્ગમાં દૃષ્ટ થઈ?"

"હા. હવે તો તે યદુશૃંગ ઉપર પ્હોંચી હશે."

"એની સાથે મ્હારી મધુરી હતી?"

સરસ્વતીચંદ્ર ઉત્તર સાંભળવા ઉભો.

"કોઈ નવીન ગૃહસ્થ કન્યા તો હતી."

"તે શ્રાન્ત હતી કે અશ્રાન્ત હતી?"

"અમે આવ્યા ત્યારે શ્રાન્ત હતી. જુદા પડ્યા ત્યારે એને તેડી લેવી હતી. એ કન્યા કોણ છે?"

' તમ પુરુષ જાતિની કઠોરતાનો ભોગ થઈ પડેલી એ બાપડી કુબતી

" કુબતી માતાને શરણ આવી જીવી છે."

" જ્યાં ત્યાં અમ પુરુષોનો જ દોષ ?"

" છે તે છે."

" એકના દોષને માટે સર્વને દૂષિત ગણવા યોગ્ય નથી."

" રાધેદાસ, ઉત્કર્ષના લોભને હું દોષ કેમ કહું ? જે લોભ મ્હેં રખાવ્યો તેને હું દોષ કેમ કહું ? પણ આપણે આ વાત પડતી જ મુકવી. બિન્દુમતીને દીઠી ?"

" મંદિરમાં છે. ઠાકોરજી જોડે પ્રણય અને અભિનય કરતી હતી."

" પુરુષનો પ્રણય કરવા કરતાં આ વસ્તુ સારી."

" સત્ય બોલે ત્યાં ના કેમ કહેવાય ?"

રાધેદાસ બ્હાર ચાલ્યો. ચંદ્રાવલી અંદર ચાલી. સરસ્વતીચંદ્ર રાધેદાસથી આગળ ચાલતો હતો. વિહારપુરી સઉથી આગળ નીકળી ગયો હતો અને આમની વાટ જોતો માર્ગમાં ઉભો હતો.

ચંદ્રાવલીને બિન્દુમતી સામી મળી અને ભેટી પડી બોલી.

" મૈયા, વિહારપુરી જોડે નવીન કોણ હતું !"

" આપણે શી ચિન્તા !"

" તેની આકૃતિ રમણીય હતી."

" ત્હારે ક્યાં પુરુષનું કામ છે?"

" હું તો સહજ પુછુંછું. એ ઘણું કરીને વિષ્ણુદાસજીના અતિથિ છે."

" હં! ત્યારે તો આપણે તેનું કામ છે–મધુરીની કથા ત્હેં સાંભળી છે કની ?"

" તે પુરુષ આ ?"

" એમ જ હોવું જોઈએ."

" સૂર્ય ગયે પદ્મિની મીંચાય છે તે યોગ્ય જ છે. મધુરીનાં દુઃખની મધુરતા અને તીવ્રતા હવે સમજાય છે."

" મૈયા, તું માજીનું મંદિર બે દિવસ જોવાશ ?"

" હા. કેમ ?"

" મધુરી ગઈ ત્યારથી મ્હારો જીવ ઉંચો હતો—તે હવે વધારે ઉંચો થયો—"

" તે યદુશૃંગ જવા ધારો છો ?"

" હા."

" પણ બ્હાર—"

"મ્હારે તેનું શું કામ છે? મધુરીને સુખ કરી પાછી આવીશ."

"ભલે. જાવ ત્યારે."

"કોઈ સ્ત્રીયોને ત્હારી સાથે ર્‌હેવાનું કહીશ."

"ક્યારે જશો?"

"તે બેટ જઈને નિર્ણય કરીશું."

"ભલે."

"અથવા—બિન્દુબેટા, તું પણ મ્હારી સાથે જ ચાલજે; મંદિર કોને
"સોંપીશું."

"કેમ વિચાર ફેરવ્યો?"

"શરીર એકલું પડે ત્યારે કાળજું હાથમાં ન ર્‌હે—તો વિપરીત
"થાય. બેટા, જેને એવું ભય હોય તેણે કોઈ ન મળે તો બોલતું બાળક
"પણ સંગતમાં રાખવું."

"માશી, સાધુજનોનો કાળ સર્વદા મનને આમ અંકુશમાં રાખવામાં
"જ જતો હશે?"

"સંસારમાં જન્મ લેનાર સર્વને માટે એ સાધુચરિત ઉચિત છે, તો
"સાધુનો આ ભેખ ધરે તેનું તો પુછવું શું?"

"પણ વિવાહિત જનોને એ પ્રયાસની આવશ્યકતા નહી ર્‌હેતી હોય?"

મન્દ સ્મિત કરી, મુગ્ધાને ચુમ્બન કરી, તેને વાંસે જરીક થાબડી, ચંદ્રાવલી બોલી.

"બેટા, અનેક ભોગ અને ભોગનાં સાધન હાથમાં છે તેને પણ સ-
"તોષ દુર્લભ છે તે પામવાને આવું સાધુચરિત જોઈએ છીયે તો ત્હારા
"જેવી આ ન્હાની સરખી કોમળ દેહલતિકાને શ્રી અલખ ભગવાનના
"અશરીર યોગથી તૃપ્ત ર્‌હેવા માટે કેટલું જાગૃત ર્‌હેવું પડે વારું? બેટા
"બિન્દુ, તું અને મધુરીના વયમાં બહુ ફેર નથી. ત્હારી સાથે એ
"મન મુકી વાત કરશે ને એને સુખી કરવામાં તુ સાધનભૂત થાય તો
"એ પુણ્ય ત્હારે ઓછું નથી. માટે પણ મ્હારી સાથે ચાલ. મન ઉપર
"જય, માજીનો યોગ, અને અન્ય જીવોને સુખી કરવા: એ ત્રણ કામ પુરાં
"થાય તો સાધુજીવનનું ફળ પૂર્ણ મળ્યું ગણવું."

# પ્રકરણ ૧૫

## કુસુમનું કઠણ તપ.



"કુસુમ, ઓ કુસુમ, તને ખોળી ખોળીને તો હું થાકી ગઈ! બળ્યું, આમ તે શું કરતી હઈશ?" એમ બોલતી બોલતી કુસુમનાં માંડવા આગળ થઈને સુન્દર ઉતાવળી ઉતાવળી ચારેપાસ જોતી જોતી ફરતી હતી. આજ પ્રાતઃકાળની તે જડતી ન હતી અને એને માટે નિર્મેલા કોઈપણ સ્થાનમાં તેનો પત્તો ન હતો. એમ કરતાં કરતાં છેટે માળણની ઓરડીની પાછળ એક પીપળા તળે કંઈક ધસારો લાગ્યો, કાન માંડ્યા, બીજા ઝાડ પાછળ સંતાઈને જોયું, અને જુવે તો એક હાંલામાં કંઈક રાંધવા બેઠેલી કુસુમની પીઠ—માળણનો જાડો સાલ્લો પ્હેરેલો તેથી—એકદમ ઓળખાઈ નહી...પણ જરીક એક પાસથી જોયું તો કાન, નાક, આંખ, ગાલ—સર્વ કુસુમનાં જ. શ્વાસ રુંધી સ્તબ્ધ થઈ, છાતીએ—હાથ મુકી, કાકી ભત્રીજીનો આ ચિત્રવેશ જોઈ રહી. નાક ચ્હડાવી, ઓઠ લંબાવી, આંખો સંકોડી, અનેક ગુંચવારામાં પડી, મનમાં ને મનમાં સુન્દર બડબડી: "આ છોકરીથી તો ત્રાહિ દીનના "નાથ! એ શું કરે છે ને શું કરશે તે આપણાથી તો કંઈ સમજાય "નહી. એની માને દુઃખ આવી પડ્યું એટલે એને સુઝતું નથી ને "બાપને કારભારમાં દીકરીનું ચરિત્ર વસતું નથી. એવાં એવાંની બુદ્ધિ "લોપ પામી ગઈ ત્યાં મ્હારા તે શા આશરા!—છતી થઉં?—ના, "ના, જોઉં તો ખરી કે આ વેશ આખરે કેવો ઉતરે છે?"

માળણની ઝુંપડી અને વાડીના કોટવચ્ચે ખાલી જગા હતી અને તે એક પીપળાના ઝાડની છાયાથી ઢંકાઈ હતી. આ ઝાડના મૂળ આગળ કુસુમે ભાંયમાંજ ખાડો ખોદી ચુલો કર્યો હતો અને તેમાં દેવતા સળગાવી ઉપર હાંલીમાં ખીચડી ચ્હડાવી હતી. પોતે પાસે એક ઇંટ ઉપર અધોત્થિત—અર્ધોત્ક—અધુકડી બેઠી હતી. પોતાના શરીર ઉપરથી સર્વ અલંકાર ક્હાડી મુકેલા હતા, પણ પીંપળાના તળ આગળ પોતે કોઈ વેલી પેઠે બેઠેલી લાગતી હતી અને પીપળાનો અલંકાર જાતેજ થઈ પડી હતી. કૃષ્ણપક્ષમાં મધ્યરાત્રિયે ચંદ્રબિમ્બ ક્ષિતિજમાં ઉગે અને આસપાસના

પ્રદેશમાં રમ્ય નવીન પ્રકાશ પ્રકટાવી રહે તેમ ઝાડના મેલા થઇ આગળ કાળા સાલ્લામાં કુસુમનું ગૌર સુખબિમ્બ નવીન કાન્તિ ધરતું હતું. તે જોતાં સુન્દરને ઉમળકો આવ્યો અને છતી થઈ તેને બાઝી પડતી પ-ડતી અટકી.

ઝાડની ડાળો અને પાંદડાં વચ્ચેથી કોયલ ટહુકી ઉઠે તેમ શાન્તિની છાયાથી ઉભરાતા આ સ્થાનમાં કુસુમ બોલી ને સુન્દરનો પગ અટક્યો:

" જમની, આ ચુલામાંથી દેવતા ઘેર જાય છે ને ધુમાડો થાય છે
" તે ભુંગળી વગર શું કરવું ? "

થોડેકે છેટે ઉગેલું ઘાસ એક લાંબી કાતરવડે બેસાને કાપતી કાપતી માળણ બોલી:

" ઉભાં રહો, ભુંગળી લાવું."

" ના ના, ભુંગળી ન હોય ત્હોયે ફુંક મરાય એમ કર."

" તે વારુ અમ માળીડાંને યે ભુંગળી મળે તે તમને જંગલમાં નહી
" મળે? ત્યાં તો ઘણાએ વાંસ હોય."

" પણ વાંસને કાપવાનું જોઈએ કની ? આપણે તો વગર ભુંગળીયે
" તાપ લાગે એવું બતાવ."

" માળણ ઉઠી આવી, ને ચુલા સામું જોતી જોતી બોલી. "વારું,
" બ્હેન, તમે કર્મી લોક તેને આ તે શા અકર્મીના ધંધા કરવા ? જાવ,
" ઘેર જાવ! જુવો તો ખરું આ ધુમાડે તમારી આંખો કરી છે તે—
" કેસુડાનાં ફુલ જેવી ?"

"ના, તે હું કહું તે કર."

માળણ કંઈ વિચાર કરી બોલી.

" પાંદડાં ને ઘાસનો દેવતા—તે પુરો થયો; એ હવે બીજાં સુકાં પાંદડાં
" વીણી લાવ્યા વગર નહી બળે."

" તે તેમ કરતાં તો ખીચડી કાચી કાચી સુકાઈ જશે. તળે છે થોડો
" ભુકો તે લાગશે. માટે ફુંકવાનો રસ્તો બતાવ."

" મ્હારી તો અક્કલ ચાલતી નથી. ફુંક જેવી ફુંકો મારો તે તમારાં
" નાજુક મ્હોમાં જોર કેટલું ? હું ફુંક મારું તો અભડાવ ને તમારામાં
" ફુંકવાનું જોર નહી!"

કુસુમ જરાક ઉંચી થઈ વિચારમાં પડીને બોલી ઉઠી. " જો, ભુંગ-

ાને ઠેકાણે આ હાથેલી મ્હોં આગળ રાખું ને ફુંક મારું તો દેવતા સળગશે કની ?"

"હા, લ્યો, એમ કરી જુવો."

ફુંક મારતાં આંખમાં રાખ ઉડી ને માળણ હસી પડી.

"લ્યો લ્યો હવે! જાવ ઘેર. જેનું કામ તે તે જ કરે. આવા રુડા મ્હો-" ઉપર રાખોડી ઉડી મ્હોટી તે બાવીઓ જેવાં કાળાં હત તો તો બરો-" બર લાગત."

"ત્યારે આ કેવી લાગે છે?" હાથેલી વડે ભુલી ત્યાંથી ફરી ફુંક મા-રવાનું કરતી કરતી કુસુમ બોલી, ને ઉત્તર મળતા પ્હેલાં હાથેલી ધરી ફુંક મારવા લાગી. માળણને ઉત્તર સુઝે ત્યાર પ્હેલાં ભડકો થયો અને સુન્દર પાસે આવી બોલી ઉઠી.

"આ દિવસમાં ધોળી વાદળીઓથી ઢંકાયલો ચંદ્ર લાગે છે એવું ત્હારું" રાખોડીવાળું મ્હોં લાગે છે! કુસુમ!"

કાકીને દેખી કંઈક ચમકી, અંતે સ્વસ્થ થઈ, હાંલાનું ઢાંકણું ઉઘાડી એક ધોયેલા છોડીયાવડે ખીચડીના દાણા ક્હાડી ચાંપી જોતી, એણી પાસ જ દૃષ્ટિ રાખી, કુસુમ બોલી.

"કાકી, એ રાખોડા ને એ મ્હોં—એ બે આખરે એક દેખાવાનાં તે" આજથી અજમાવી જોઉં છું કે એ બેનો અરસપરસ મેળ કેવો થાય" છે? આખરનું જે સાથી તેનું આજથીજ હેત કરું છું."

"કર્યું કર્યું એ હેત! ઉઠ-આઘી-રોજ નવા નવા વેશ ક્હાડે છે તે હવે" નહી નભે. ખળડકાર જમની! જો આ છોકરીને અંહી આવવા" દીધી તો!"

જમની "કાકીબા મ્હેં તો ઘણું યે સમજાવ્યાં પણ એ કંઈ એમ જેવાનું માને ? રૂહાડ કરીને આવું આવું કરે છે!"

સુંદર–તે કેમ, કુસુમ, કહ્યું માને છે કે નહી! ઉઠે છે કે ઘરમાંથી વડીલને બોલાવું ?

ચાંપેલો દાણો હાંલીમાં પાછો નાંખી હાંલી ઢાંકતી ઢાંકતી કાકી ભણી કંઈક ફરીને ઉંચું જોઈ કુસુમ બોલવા લાગી.

"તે શું, કાકી, એમ જાણો છો કે વડીલ કુસુમને તમારી પેઠે ધમકાવશે?"

"ના, તું તો એમની હૈયાની હોડી–લજવામણી! તે તને કેમ ધમકાવે?

"પણ એટલું તો થશે કે ત્હારા આ ચાળા જોઈ વડીલ દુખના
"દરીયામાં ડુબશે. માનું કાળજું બાળે છે ને દાદાનું બાળ! જોઉં તો
"ખરી કે કોનાં કોનાં કાળજાં બાળે છે? ભાયડાઓ છોકરીયોને
"ભણાવે ન આમ બગાડે તે ત્હારા બાપ નથી જાણતા, પણ દાદા તો
"જાણે છે."

હાંલી ઉઘાડી માંહ્ય પાણી રેડતી રેડતી હસતી હસતી પાણીની ધાર ભણીજ આંખ રાખી કુસુમ બોલી.

"કાકી, એ તો ભુલ્યાં. દાદા તો વળી પિતાજી જેટલું પણ કુસુમને ક્‌હેવાના નહી અને પિતાજીની જોડે તો બહુ બોલાય નહી, પણ દાદાજીને તો ક્‌હેવાય એટલું કહું."

મ્હોં લંબાવી ખભા ઉંચા કરતી સુંદર બોલી: "ઉંહ - તું તે કોઈને ગાંઠવાની નહી. શું કરીયે આને તે? પણ બોલ તો ખરી કે આ બધું
"શું કરે છે ને આ વેશ શો ક્‌હાડ્યો છે? મને તો ત્હારી કંઈ સમ-
"જણ પડતી નથી."

"કાકી! કોઈને ભારે પડ્યા વિના ગરીબ થઈ એકલાં બાવીઓ
"પેઠે કેમ ર્‌હેવાય—આવું કેમ ખવાય ને આવું કેમ પ્હેરાય તે શીખું છું." ઉભી થઈ, કાકીના સામી ફરતી, પ્હેરેલા વસ્ત્રનો જાડો પાલવ હાથમાં ઝાલી બતાવતી, અને આંખવડે હાંલી બતાવતી કુસુમ પ્રફુલ્લ મુખથી બોલી અને અંતે જય પામતી હોય તેમ કાકીની આંખો સામું તાકીને જોઈ રહી.

"કુસુમ, ત્હારે કરવું હોય તે કર. પણ આ કંઇ સારું કરતી નથી!" નઃશ્વાસ મુકી સુંદર એક ઝાડના ઠુંઠા ઉપર લમણે હાથ મુકી બેઠી અને કુસમના ચુલા સામું જોઈ રહી.

થોડી વારે હાંલીમાં જોઈ, ઉભી થઈ બે ચાર પાંદડાં વીણી, કુસુમ પત્રાળું કરવા બેઠી, ને તેને સળીયોના કકડાથી સાંધતી સાંધતી બોલી
"કાકી, આ અન્ન ખાવું હોય તો ચાલો–એ પણ મિષ્ટ લાગશે, એથી
"પણ જઠરાગ્નિ તૃપ્ત થશે."

"શું આમ હાથમાંથી જમવાને બેઠી છે? ત્હારા ઘરના અન્ન જેવું આ અન્ન ન હોય અને એ જાડું અન્ન ત્હારા નાજુક પેટમાં ને નળામાં ખુંચશે ને પ્રાતઃકાળે ઔષધ ખાવું પડશે."

"કાકી, આ ખીચડી ખાતે તો બે ત્રણ દિવસ થયા."

"હેં! ત્રણ દિવસ થયાં ખાય છે? દીકરી, ગજબ કર્યા!"—છાતી ઉપર હાથ મુકતી સુન્દર ચપ લેઇને ઉભી થઈ અને હાંલીને અડકવા ગઈ.

"હાં, હાં, અડકશો નહી—નવણમાં છું" કુસુમ ગાજી ઉઠી.

"હવે જાણ્યું ત્હારું નવણ ને બવણ. જમનીનું લુગડું, જમનીની માટલી, ને બધું નવણમાં હશે ખરું કની?"

"તો, આ જુવો. પણે કાલને માટે ધોઈ સુકવી મુકેલું લુગડું પેલા ઝાડની ડાળ ઉપર, ને આ હાંલી તો કુંભારના ઘરની નવી છે. કાકી, આવો તો ખરાં; જરા ચાખો તો ખરાં, જુવો તો ખરાં વારું, આમ શું ગાંડાં ક્‌હાડો છો?"

"હા હા, હું ગાંડી, ને તું ગાંડી તે ડાહી. હું તો અડકુંછું ને હાંલી બાંલી બધું લઉંછું ઘરમાં ત્હારાં માને ને બાપને દેખાડવાને." સુન્દર અડકવા ગઈ, કુસુમે તેને અટકાવી.

"જો, ત્હારે આ વાત તેમનાથી છાની રાખવી હોય તો એટલું કબુલ કર કે આવું આવું જે જે ધતીંગ કરે તેની પ્રથમ મને જાણ કરવી."

"તે તમે કબુલ કરોછો કે તમારે એ વાત કોઈને ક્‌હેવી નહી?"—

"હા."

"ને મને અટકાવવી નહી?"

"એ તો અટકાવવાનું હોય ત્યાં અટકાવવીયે પડે!"

"તે બળથી કે કળથી?"

"કળથી, બાપુ, કળથી. એટલું યે કબુલ તો કર."

"નક્કી—ખાતરી?"

"હા નક્કી! ખાતરી!"

"જાવ ત્યારે કબુલ."

"ત્યારે ક્‌હે કે આવું આવું શું શું ધાર્યું છે?"

"જુવો. ગુણીયલના મનમાં મને બુદ્ધધનભાઇને પરણાવવાનું છે-તેની આપણે ના છે. બ્હેનના સસરા તે મ્હારા વડીલ. પિતાજીના મનમાં મને સરસ્વતીચંદ્રને પરણાવવી છે-તેમાં પણ આપણી ના સમજવી. અને આ ચંદ્રકાંતભાઈના ઘરમાં એક છે ને તેના ઉપર મને બીજી બેસાડવાની માગણી તેમના ભાઈએ કરી છે—તે કાગળ પિતાજી ઉપર છે—તેની પણ ના."

સુન્દર૦—એ વાતની ના તો સમજાઈ. પણ સરસ્વતીચંદ્રની ના કેમ ક્‌હે છે?

કુસુમ—એ વાતની નામાં છેલેસુધી મને મદદ આપો તો સમજાવું. પિતાજી, દાદાજી, ગુણીયલ, જરાશંકરમામા ને એ બધાંને આ વાતમાં તમારે સમજાવવાં.

સુન્દર૦—તે એટલી બધી હું બન્ધાઉં તેને સટે તું કેટલું બન્ધાય છે?

કુસુમ૦—સરસ્વતીચંદ્રને ના પરણવાનું મ્હારું કારણ તમને બદલામાં સમજાવું.

સુન્દર૦—ના, તે એટલામાં બદલો ન વળે; હું બંધાઉં તેના બદલામાં તું સરસ્વતીચંદ્રને પરણવાને બન્ધાય છે!

કુસુમ૦—આવડી આવડી ના!

એણે "આવડી" ઉચ્ચારતાં હાથના ચાળા કર્યા.

સુન્દર૦—ત્યારે અમારી યે આવડી આવડી ના; આટલી છોકરી મને પટાવે છે—જમની, જો તો ખરી.

જમની—કુસુમબા, ત્યારે કહીજ ધોને. કાકીબાને યે મનની વાત ન કહીયે?

કુસુમ૦—જો તમે આટલું બન્ધાવ તો હું એટલી બન્ધાઉં કે—સરસ્વતીચંદ્ર જડે ને પોતાના વિચાર ફેરવે તો પણ તેટલાથી કંઈ મ્હારે મ્હારા વિચાર ફેરવવાના નથી—પણ હું પુછું એ બધા પ્રશ્નોના ઉત્તર આપે ને એવા ઉત્તર આપે કે તેથી મ્હારા મનનું સમાધાન થાય ને મ્હારા વિચાર ફરે ને તેમનો ને મ્હારો બેનો વિચાર એક થાય તો પછી હું મને ઠીક લાગે તે વિચાર કરું—તે વિચાર કરું—હાં—વિચાર કરું; બીજું કાંઈ અત્યારથી બંધાવાનું નહી.

સુન્દર૦—આ જોને—આનું આમ થાય, તેનું તેમ થાય, પેલાનું પેલું થાય—તો પછી મ્હારાં કુસુમ બ્હેન શું કરે—વિચાર કરે! બીજું કાંઈ ન કરે, પણ વિચાર કરે. જાવ અમે તો કંઈ- બંધાતાં નથી.

કુસુમ૦—હું તો આ ખાવા બેસું.

પત્રાળું તૈયાર થયું હતું. તેમાં ખીચડી નાંખી કુસુમ ખાવા લાગી. સુન્દર કેડે હાથ દઈ ઉભીજ રહી. વળી સ્મરણ સ્ફુરતાં બોલી.

"કુસુમ, બીજી વાતમાં બન્ધાવાનું પડતું રહ્યું, પણ વાત ક્‌હેવા તું બંધાઈ છે તે તો ક્‌હે કે ત્હેં શાં શાં ધતીંગ ધાર્યાં છે?"

કુસુમ હસી પડી. "કાકી, આ અન્નમાં એવો નીશો છે કે સાંભરેલું ભુલી જવાય છે."

સુન્દર.—"ઠીક છે ત્યારે હું ભુખથી ભુલી જાઇશ." સુન્દરે જવા માંડ્યું, કુસુમે તેને ઉભી રાખી.

કુસુમ૦—ઉભાં તો રહો. જરા મશ્કરી કરીયે તેમાં સું રીસાવછો જે! મ્હારા વિચાર ધારેલા છે તે તું, જમની, કાકીને કહે. પછી બાકી રહેશે તો હું કહીશ.

સુન્દર—કહે બાપુ, જમની, તું કહે; એ નહી કહેવાની.

જમની—કાકીબા, બ્હેનને તો બાવીની પેઠે રહેતાં શીખવું છે, માળણ પેઠે રહેતાં શીખવું છે, અને જાણવું છે કે અમે બધાં રહીયે છીયે તેમ એમનાથી રહેવાય કે નહી?

સુન્દર—પછી?

જમની—હું તો આટલું જ જાણું.

સુન્દર—તેમાં તે શું વધારે કહ્યું? કેમ કુસમ? શું ધાર્યું છે?

કુસુમ—મ્હોં ધોઈ ઉઠી, અને મ્હોં લ્હોતી લ્હોતી આગળ આવી બોલી.

"કાકી, લ્યો હું જ કહીશ. મ્હારે જમી લેવું હતું તેમાં વાર થાય માટે આટલી યુક્તિ કરી ઉતાવળથી જમી લીધું. હવે સાંભળો. આ કાળમાં કુમારી સ્ત્રીયોને દ્રવ્ય વિના ખાવા પીવાનો વાંધો પડે અને મ્હોટાં ઘરનાં બાળકથી રાંક લોકની રહેણી પ્રમાણે રહેવાય નહી એવું તમે જ કહ્યું હતું. મ્હેં મ્હારી હવે ખાતરી કરી લીધી કે આ લુગડાં મ્હારાથી પ્હેરાશે, આ ધાન્ય મને પચશે ને ભાવશે, ને આવે ઠેકાણે રહેવામાં મને કંઈ હરકત નહી પડે. આ માળણનો માસના બે રુપીઆના ખરચથી નિર્વાહ થાય છે—લુગડાં, ખાવાનું, અને માટલાં લાકડાં સુધાંત! બાર માસે એ ચોવીશ રુપીઆ થયા. તે ચાર ટકા પ્રમાણે છસો રુપીઆનું વ્યાજ થાય. પિતાજી મને કન્યાદાનમાં એટલી રકમ તો ઓછામાં ઓછી આપવાનું ધારશે ત્યારે આ તો એ રકમ પણ નહી જોઈએ. એટલા રુપીઆ પિતાજી એમને પોતાને નામે રાખવા હોય ત્યાં રાખે અને મને આટલું વ્યાજ અપાવે એટલે આપણે થયું. તેટલામાં તો "તાકડધીના" થાય ને કુમારી કુસુમ મિસ્ ફ્લોરાનાથી પણ વધારે સુખી થાય."

સુન્દર—તને આ બધું કોણે શીખવ્યું?—હશે. હવે એ આવડ ત્હારામાં આવી. ચાલ પછી શું કરવું છે?

કુસુમ૦—પિતાજીને નાતજાતની હરકત પડે નહી ત્યાં સુધી મને ઘરમાં રાખશે ત્યાંસુધી રહીશ. તેવી હરકત પડવા માંડશે ત્યારે—

સુન્દર૦—ત્યારે શું ?

કુસુમ—ત્યારે કે—ગાઉં ?—

" કુસુમ બ્હેન ચા...લ્યાં...રે...ગોદાવરી !"

" ગોદાવરી જતાં તો પઇસા બેસે, પણ સુરગ્રામ, સુન્દરગિરિની બાવીઓ, અને એવાં એવાં સ્થાન ક્યાં ઓછાં છે કે જ્યાં સ્ત્રીની જાતને પણ ભય નથી અને મનજી બંડકરે તેને કેદ કરવાને તો સાધુજનોના કીલ્લા તૈયાર જ છે. કાકી, હવે સુન્દર મીરાંબાઈ થવાને તૈયાર છે."

સુન્દર—તે ગાંસડાં પોટલાં ક્યારે કરવાનાં છે ?

કુસુમ—આવી જાત્રા કરવાને ગાંસડાં પોટલાં શાં ? શરીરનો રથ અને મનની સ્વારી; કુસુમ ક્હાડે સંઘ, ત્યાં તો આનંદની વારી.

સુન્દર—પણ પિતાજી ઘરમાં રાખે ત્યાં સુધી તો રહેવું છેની ?

કુસુમ—એમાં કાંઈ વાંધો નથી. માત્ર વચ્ચે એક દિવસ આ બધાં સ્થાન જોવા જવું છે અને ક્યાં ઠીક પડશે તેનો નિર્ણય કરી રાખવો છે.

સુન્દર—તે ક્યારે ?

કુસુમ—કાંઈ નિમિત્તે પ્રસંગ આવશે.

સુન્દર—કુસુમ, હવે ઘરમાં આવવું છે કે નહી ?

કુસુમ—હાસ્તો, હવે ઘર અને આશ્રમ બે કુસુમને મન સરખાં છે, ને પિતાજી અને ગુણીયલ એ બે શિવપાર્વતી જેવાં છે; તેના મન્દિર જેવું આ ઘર આશ્રય આપશે ત્યાં સુધી ત્યાં જ આનન્દ છે. કાકી, કુસુમનું આયુષ્ય હવે તપોમય સમજવું. મીરાંબાઇનો કાળો કામળો કુસુમને ગમ્યો છે–એને સંસારના બીજા રંગ લાગે નહી ને ત્હાડમાં હોડાય.

સુન્દર—કુસુમ, કન્યાઓને વિદ્યા આપતા પ્હેલાંજ સંસારમાં પરોવવી એ શાસ્ત્ર ત્હારા દૃષ્ટાંતથી વધારે સમજાશે. અને—બીજાં માબાપ પોતાની કન્યાઓને વિદ્યા આપતાં ત્હારા દૃષ્ટાંતથી ડરશે અને તે બાપડીઓને વિદ્યા નહી મળે—એ સર્વ સંસારનું પાપ—કુસુમ—ત્હારે માથે ! માતાપિતાને અને સંસારને દુઃખી કરી તેનું દુઃખ દેખી પસ્તાજે ને કાકીને સંભારજો

ક્રોધ અને અશ્રુથી ભરેલી સુન્દર ચાલી ગઈ. કુસુમ ઓઠે આંગળી મુકી પાછળ ઉભી રહી–તેનું મુખકમળ કાકીની છેલી શબ્દવૃષ્ટિના

પ્રહારથી નમી ગયું. નવા ઉંડા વિચારમાં પડી જઈ તે ધીમી ધીમી ચાલવા લાગી. તેના મનના પ્રબળ તાપને દેખી બ્હારનો તાપ હારી જતો હોય અથવા એવા તાપવાળી સુન્દર બાળાને વધારે તાપ ન આપવો એવી સૂર્યને કે મેઘને દયા આવતી હોય-તેમ એક વાદળું સૂર્યની નીચે આવી ગયું, અને કુસુમના મ્લાન શરીર ઉપર છત્રની છાયા થઈ.

“ શકુન તો બહુજ સારા થાય છે” —મ્લાનિ ત્યજી કુસુમ કાકીની પાછળ ગઈ, અને શકુનદર્શક આશીર્વાદ હૃદયમાં ઉભેલા સત્વના મુખમાંથી નીકળતો સાંભળતી સાંભળતી લ્હેમાં ને લ્હેમાં સ્વગૃહમાં ચાલી. તેના હૃદયને આજ એ સત્વ પ્રથમ દેખાયું અને જે ખંડમાં સરસ્વતીચંદ્રના મુખમાંથી ભાષણ સાંભળ્યું હતું ત્યાં, તેના જેવો સ્વર ધારી, એ સત્વ કહેવા લાગ્યું.

“સૌંદર્યોદ્યાનના સુન્દર કુસુમ ! ત્હારું ભાગ્ય રાત્રિવિકાસિ કુમુદ જેવું નથી. આ દેશકાળને અપરિચિત સ્વતંત્રતાની જે વાસના ત્હારામાં જન્મી છે તે વાસનાનો પિતા હું છું. એ વાસનાના બીજનું આજ સુધી ગુપ્ત એકાંતમાં ત્હારા ઉરમાં જગત્‌થી અદૃષ્ટ રક્ષણ અને પોષણ મ્હેં કર્યું છે. ત્હારા જેવી જેની માતા અને મ્હારા જેવો જેનો પિતા એ વાસનાને શાનું ભય છે ? ”

પોતાની વાસનાને માથે આવાં “ માતાપિતાની ” કલ્પનાથી કુસુમ કમ્પી—એ કલ્પનાજ એ વાસનાને ભયંકર લાગી. તે ભયથી એ કમ્પવા માંડે છે ત્યાં ગૃહમાં એક બારીએ વિદ્યાચતુર એકલો ઉભો ઉભો કાંઈ રાજ્યસંબંધી વિચાર કરતો દીઠો. કુસુમને દૂરથી જોતાં તેના વિચાર અટક્યા. કુસુમના કૌમારવ્રતની વાસના એને વિદિત હતી અને એના મનોરાજ્યને પ્રિય હતી; એ વાસનાનો ઉદય કુસમમાં થયો તે એને અ-ભિનન્દનીય લાગતો હતો; માત્ર આ દેશકાળમાં એ વાત્ વ્યવહારવિરુદ્ધ છે અને એ વાસનાનો ઉદય કન્યાને દુઃખકર અને અનિષ્ટકર છે એટલો—આ વિષયની તુલના કરતાં—સામો પક્ષ સમજાયો અને સત્ય લાગ્યો હતો. આ ગુંચવારામાંથી છુટવાનો માર્ગ તેને હજી જડ્યો ન હતો. પણ એક પાસથી આ વિષયમાં ગુણસુંદરીની ચિન્તાનો તે અંશભાગી થયો હતો, ત્યારે બીજી પાસથી આ વાસનાની તૃપ્તિ શોધવાને માર્ગે નીકળી પડેલી પુત્રીના તપની વાર્તા સુન્દરને મુખે સાંભળી એ ઉત્કર્ષથી પિતાનું હૃદય ફુલ્યું હતું. એટલામાં જ એ ઉત્કર્ષદાત્રી મેધાવિની દુહિતાને દાદર ઉપર જોઈ પિતાના

હૃદયે હૃદયમાં કાલિદાસની વાણીવડે, પણ ઉચ્ચાર બોલ્યાવિના, આશીર્વાદ દીધો કે—

"रम्यान्तरः कमलिनीहरितैः सरोजै-
श्छायाद्रुमैर्नियमितार्कमयूखतापः ।
भूयात्कुशेशयरजो मृदुरेणुरस्याः
शान्तानुकूलपवनश्च शिवश्च पन्थाः ॥

"કુસુમ! સંસારમાં ત્હારો માર્ગ આવો કરી આપવા ત્હારો પિતા પ્રયત્ન કરશે. કુમુદ ગઈ તેમ તેને જવા દેવી નથી. આવી દુઃખકારક એક ભુલ થઈ તેવી બીજી કરવી નથી. જે અવિશ્વાસ અને ભયથી આ મન્દિરમાં રહી રહી તું ઓછું આણે છે અને આવું તપ કરે છે તેમાંથી મુક્ત કરી ત્હારા સુન્દર સ્વતન્ત્ર પવિત્ર અભિલાષને સફલ કરે એટલી શક્તિ—એટલી વૃત્તિ – શું મ્હારી અપત્યવત્સલતામાં નથી? કુસુમ જેવી એક ન્હાની બાલકી–હવે એકલી એજ– તેનો અપરાધીન ર્‍હેવાનો, ઉપાધિમુક્ત ર્‍હેવાનો, અભિલાષ, વેળાસર સમજાયો છતાં રત્નનગરીના પ્રધાન જેવો પિતા તેટલો અભિલાષ સિદ્ધ કરવા અશક્ત નીવડે એ દેશકાળનું તારતમ્ય."

"રંક કુમુદની સ્વતંત્રતા ઉગતા પ્હેલાંથી મ્હેં નષ્ટ કરી. આ પ્રધાનપદની જંજાળમાંથી જન્મેલા પ્રમાદને બળે મ્હેં એ નષ્ટ કરી. મ્હારા ભાગ્યોદયને કાળે જન્મેલી કુસુમની સ્વતંત્રતાને એનું પ્રારબ્ધ મ્હારી પાસે વિકાસ અપાવે છે. એ વિકાસ આપવો એ મ્હારો ધર્મ મ્હારી દૃષ્ટિમાં જણાય છે.

"કુમુદનાં દુર્ભાગ્ય જોઈ આ દૃષ્ટિ ઉઘડી—તેનો લાભ કુસુમને મળશે—
" એ તેનું ભાગ્ય. અનાર્ય થઈ ગયલા લોકાચાર ઉપર વિશ્વાસ રાખી હું
" સ્વકાર્યનો અનભિજ્ઞ રહ્યો, મ્હેં મહાપ્રમાદ કર્યો, અને પરિણામમાં કુમુદ
" જેવી સુશીલ રંક પુત્રીરૂપ ગૃહરત્ન ખોયું! કુસુમને એમ ખોવી નહી
" એ હવે પ્રતિજ્ઞા. પુત્રહીન ગુણીયલે પુત્રીઓને પુત્રસમાન ગણી છે, અને
" એકના નાશથી તે આવી વિકલ થઈ છે તો બીજીના દુઃખથી તેને શું
" નહી થાય? એના મનની ચિન્તા, અને કુસુમની ચિન્તા—સર્વ હવે
" મ્હારે શિર પડી! પરણે તે પાળે ને જન્મ આપે તે આત્મજનું જીવન
" સુધારે. કુસુમનું જીવન સુધારવું—એના જેવીના મનોરાજ્યને ધ્વસ્ત ક-
" ર્યાથી નહી પણ સફલ કર્યાથી જ એ જીવન સુધરશે."

" આ મ્હારા વિચારમાં કેટલું સત્ય છે તે મને સુઝતું નથી. પુત્રી ઉપર

"માતાપિતાનું વાત્સલ્ય તેમને રંક કરી દે છે, વિકલ કરી દે છે, પરાધીન કરી
"દે છે! કણ્વ મુનિને પણ કહેવું પડયું હતું કે वैकल्यं मम तावदीदृशमपि स्ने-
"हादरण्यौकसः ॥ સર્વથા પુત્રીનો પિતા વિકલ જ છે – પુત્રના દુઃખથી.
"પણ એમ જ થતું હશે. બુદ્ધિધન અને લક્ષ્મીનંદનને અત્યારે કેવી
"તીવ્ર વેદનાઓ થતી હશે ?

"I fear I am, what they call, *Doting*. A strange "weakness is creeping over my soul, and I don't "know what absurd follies I shall commit next, while "under the magic influence of this awful weakness. "Let it be! The weakness, if weakness, is noble and "blessed, and I am not going to be frightened out of "it by its being called a weakness. For the sake of "this dear innocent child, I shall, like the poet, say "to my manlier soul–" Resist not the weakness."

"અનાથં બાળક માતાપિતાની પ્રીતિથી જ સનાથ છે. શંકરાચાર્ય "જેવા ત્યાગીએ પણ એ પ્રીતિને પૂજ્ય ગણી છે. માતાપિતા જ્યારે "પુત્રપુત્રીનાં રક્ષક પોષક નહી થાય ત્યારે બીજું કોણ થશે ? The "State certainly cannot take care of all its children "when parents call parentage an accident and shift "all duty from their own heads. It is, therefore, "for the parents to look to the preservation and "advancement of the cradled world. Parents alone "can do this work most efficiently as being placed "nearest their little ones and able to study their "wants and give them that warmth which can "develop the seeds of adolescence. This is a "function which parental affection alone can best "perform, and, therefore, by the logic of final "causes, the function is also a duty. And I must "perform it best for my little Kusum. When "affection cooperates with duty, custom and con- "vention must be ruled out of order!"

"કુસુમ! લગ્નના ઉપાધિમાંથી મુક્ત રહેવાનો ત્હારો અભિલાષ દૃઢજ રહેશે તો આવા કષ્ટ તપની અપેક્ષા વિના જ ત્હારો પિતા ત્હારા અભિલાષ સિદ્ધ કરશે ને જે સૌંદર્યઉદ્યાનમાં તું આજ રહે છે તેવીજ રમણીય જગામાં એ અભિલાષની વાડી ખીલવશે. એ ધર્મને માટે નાતજાત ને પ્રધાનપદ જેવા સર્વ સ્વાર્થનો ત્યાગ કરવા એ તત્પર છે."

---

## પ્રકરણ ૧૯.

### શશી અને શશિકાન્ત.



સાધુજનના મુખમાંથી સરસ્વતીચંદ્ર સંબંધના પદ્યાક્ષર કાને પડતાં ચંદ્રકાંત સૌંદર્યોદ્યાનમાંથી બ્હાર નીકળ્યો અને લોકસમુદાયમાં કાને પડેલા સ્વરનો ઉચ્ચારનાર શોધ્યો. દમયન્તીને શોધવા નીકળી પડેલા સુદેવનું પ્રેમાનંદકવિએ વર્ણન કર્યું છે કે

"કહ્યું કોનું ન સાંભળે, છે કલેવરમાં કષ્ટ;
"સુદેવ ને દમયન્તીની ત્યાં મળી દૃષ્ટે દૃષ્ટ"

એ વર્ણનમાં સુદેવના હૃદયની જે વૃત્તિ સમજાય છે તેવી જ વૃત્તિથી, "શશી" અને "શશિકાંત" એટલે ચંદ્ર અને ચંદ્રકાંતનો સંયોગ કરનારી કડી સમજતાં, ચંદ્રકાંતને વાર ન લાગી. આટલામાં જ સરસ્વતીચંદ્ર હશે જાણી આ ઉદ્યાનબ્હારના લોકવચ્ચે કાન અને આંખને ચોપાસ અતિપ્રવૃત્ત કરતો કરતો એ આગળ ચાલ્યો. હાથની ક્હાણીઓથી સર્વને ધક્કા મારી તે ઘેલાની પેઠે ધસતો હતો. સર્વ જાતની પાઘડીઓ અને સર્વ જાતનાં વસ્ત્રોમાં સરસ્વતીચંદ્રનાં વસ્ત્રનો કે આકારનો આભાસ ન જડ્યો. ઘણું શોધી શોધી થાકી પાછો ફરે છે ત્યાં ઉદ્યાનના કીલ્લાની એક પાસ ઉગેલા ઘાસ ઉપર ચાર પાંચ બાવાઓ બેસી ચલમ ફુંકતા હતા અને એક બાવો તેમના સામો પગ ઉપર પગ ચ્હડાવી તેમની સાથે વાતો કરતો હતો અને વચ્ચે વચ્ચે "શશિ" અને "શશિકાંત," વાળી કડી બોલતો હતો. ત્યાં આગળ આવી ચંદ્રકાંત ઉભો અને આ સાધુના મુખમાં આ શબ્દ સાંભળી ચમક્યો.

"નક્કી આ મ્હારો મિત્ર ન્હોય!—પણ આ પંક્તિયો તો એની "જ!" પાસે ગયો અને બાવાઓની વાતો સાંભળવા લાગ્યો.

"ક્યા ભૈયા! અલખ જગવવાનું છોડી આ નવો સંપ્રદાય ક્યાંથી કહાડો છો?"

"મ્હારા ઉદ્ગારમાં જે આત્મા અલખ રહ્યો છે તે તેના અધિકારીના "કર્ણપુટમાં જતાં ત્યાં અલખ જગાવશે."

જોડે બેઠેલા બાવાને ચલમ આપતો આપતો બીજો બાવો બોલ્યો.

"જગાવો અલખ આ ચલમમાં! માર ફુંક! એ આપણો સંપ્રદાય."

"આ ચલમમાં અલખ અગ્નિ પ્રથમ ભડકારૂપે લખ થાય છે અને પછી અમારા અંતઃકરણમાં લખ થાય છે--તમે યદુશૃંગવાસી તે ન સમજો:" એક જણ બોલ્યો.

એને ઉત્તર ન મળ્યો. ગાનાર ફરી ગાવા લાગ્યો.

"સબ સંસારકી ચીલમ ધગાવો, અલખ ફુંક વાં ફુંકો ફુંકો,
"ચીલમ મીટ્ટીકી, અગ્નિ લખકા, અલખ ફુંક વાં ફુંકો ફુંકો!"
"ભૈયા, છોડી દે આ ચલમને ને ફુંક આ અલખ ફુંક!"

મ્હોંમાંથી ચલમ પળવાર દૂર રાખી એક જણ હસી પડ્યો: "દેખો એ બોધ દેનેવાલા સાધુ! ભૈયા, ચલમકા આસ્વાદન કભી કીયા હય?"

એના ઉત્તરમાં ગાનાર માત્ર ગાવા લાગ્યો.

"મુખકી ચીલમકું મૂર્ખ લેત હય, મે નહી લેનેવાલા!
"યદુનંદનકી ચીલમ હૃદયમેં મેં તો ફુંકનેવાલા!"

"અચ્છા ભૈયા, તુમ તુમારી ચીલમ ફુંકો! અમ અમેરી ચીલમ ફુંક લેઉંગા"

"નહીં કાન્તા નહીં નારી, હું, હોય પુરુષ મુજ કાન્ત!
"જડ જેવો દ્રવતો શશી, સ્મરી રસમય શશિકાન્ત"

ચંદ્રકાંત ધૈર્ય ખોઈ આગળ આવ્યો ને બાવાને નમસ્કાર કરી પુછવા લાગ્યો.

"બાવાજી, આપ ક્યાંથી આવો છો ને આ ઉદ્ગારનો અર્થ શો છે?"

"એ ઉદ્ગાર સમજવાનો અધિકારી હશે તે સમજશે. એનું રહસ્ય બીજાપાસે પ્રકટ કરવાનો મને નિષેધ છે."

"વારું, આટલુંજ ગાવાનું છે કે બાકી કાંઈ ગાવાનું છે?"

"બચ્ચા, તેરા નામ ક્યાં?"

"મ્હારું નામ ચંદ્રકાંત."

"હાં? ચંદ્રકાંત? નામ તો અચ્છા છે. જો નામ પ્રમાણે અર્થ
"હોય તો મ્હારું ગાવાનું જાતે જ સમજી લ્યો. તમારો ઉતારો ક્યાં છે?"

"પ્રધાનજીને ત્યાં."

"મ્હારા જેવો કોઈ સાધુજન થોડા દિવસ ઉપર આપને મળ્યો
"હતો?"

"હા, મહારાજના બાગ પાસેના તળાવ પાસે."

બાવો વિચાર કરી બોલ્યો. "ચંદ્રકાંતજી, મ્હેં જે ગાયું તેમાં કાંઈ તમને સ્વાર્થ છે?"

"સમજાયલું સત્ય હોય તો તો તમારા ગાયામાં મ્હારા સર્વ સ્વાર્થ છે.
'સર્વ સાર છે." ચંદ્રકાંત નિઃશ્વાસ મુકી બોલ્યો.

આ પ્રધાનના અતિથિ છે જાણી, અને આ વાતમાં સાર ન લાગતાં, ચલમ ફુંકનાર ઉઠી ચાલી ગયા અને આ બે જણ એકલા પડ્યા. ચારે પાસ દૃષ્ટિ કરી સાવધ થતો બાવો બોલ્યો: "ચંદ્રકાંતજી, તમારો સ્વાર્થ અને સાર કોનામાં છે?"

"શશિકાંતના શશીમાં મ્હારો સર્વ સ્વાર્થ છે,

"જો એમ હોય તો હું વિશેષ બોલું તે ઉપરથી અભિજ્ઞાન પામો—"

ચંદ્રકાંત અત્યાતુર સ્તબ્ધ થઈ સાંભળતો ઉભો. બાવે જાડા પણ સુન્દર સ્વરથી ગાવા માંડ્યું.

"સાંભળો, ચંદ્રકાંતજી, અને પછી મનન કરો–"

"સુન્દરગિરિનાં શૃંગ ચુમ્બતાં જળધરગણને—" વગેરે પંક્તિયો બાવાએ ગાવા માંડી; "જગ ત્યજી જનારા તણો પંથ–
"સંતોને સસ્તો!" એ પંક્તિ આવી.

આ પંક્તિ સાંભળતાં ચંદ્રકાંત કંપવા લાગ્યો ને મનમાં બોલ્યો—
"શું ત્હેં જગ છોડી જ દીધું?" તેનો વિચાર વધે તે પ્હેલાં ગાયન વાધ્યું, "ઇન્દ્રપુરી" અને "ચન્દ્રવિકાસિ કમળના" ત્યાગ સાંભળી તેનું અભિજ્ઞાન સ્પષ્ટ થયું. "લીધ ભગવો ભેખ વિરક્ત" — એ શબ્દ નીકળતાં તો તેનાં નેત્રમાં અશ્રુ રહ્યાં નહી એને નેત્રમાંથી નીકળી ગાલ ઉપર આવ્યાં.

"શું બાવાજી, મ્હારા ચંદ્રે તમારા જેવો ભેખ લીધો છે? મને
"હવે સ્પષ્ટ વાત કહી દ્યો. હું સંસારી છું ને મ્હારું હૃદય હવે કહ્યું

"નથી કરતું. શું મ્હારો ચંદ્ર સાધુ થયો?" લ્હોવા માંડેલાં આંસું વધારે વધારે નીકળવા લાગ્યાં.

ચંદ્રકાંતનાં અશ્રુ જોઈ બાવાના મનમાં પણ પોતાના શ્રોતાનું અભિજ્ઞાન સિદ્ધ થયું, અને આર્દ્ર હૃદયથી તે ચંદ્રકાંત સામો ઉભો રહી એનાં અશ્રુ લ્હોવા લાગ્યો અને બોલ્યો.

"બચ્ચા, ત્હારે રજ પણ ગભરાવું નહી. ત્હારા મિત્રરત્નને તું "સત્વર પ્રાપ્ત કરીશ. એ અમારું પણ રત્ન છે. એ જીવ ત્હારે મા-"રે તૃષિત છે ને મ્હારા મુખમાં જે ઉદ્ગાર છે તેનો પ્રભવ એ-"નાજ એ જ મુખમાંથી, એનાજ હૃદયમાંથી, અને એની જ તૃષા-"માંથી છે. એ ઉદ્ગારસુધાનું પાન એકવાર કરી લે ને બોધી લે કે "ત્હારા મિત્રની ત્હારે માટેની તૃષા ત્હારાથી સમજાય."

અશ્રુ લ્હોતો લ્હોતો મિત્રવિયુક્ત મિત્ર "બોલો બોલો, બાવાજી, બોલો-"પરમુખે પણ મિત્રના શબ્દ મિષ્ટ છે— પણ —"

"પણ" વાળું વાક્ય નીકળવા ન દેતાં બાવાએ આગળ ગાયું અને ગાન પુરું થયું- "નહી મળે મિત્રઅધ્વર્યુ—યજ્ઞમાં વિઘ્ન જ આવે!"

"આવ્યું—ભાઈ, યજ્ઞમાં વિઘ્નજ આવ્યું— હું આ ભેખ લીધો "ત્યારથી જ—બાવાજી, હવે મને કાંઈ જાતે કહો—સુન્દરગિર ઉપર "મ્હારો મિત્ર ક્યાં છે.? તેનું શરીર કેવું છે? તેના અન્નપાનની વ્ય-"વસ્થા કેવી છે? તેના મનની અવસ્થા કેવી છે? તે મને ક્યારે મળશે? "ક્યાં મળશે? મ્હારે અત્યારેજ નીકળવું છે. આમાંથી જેટલા ઉત્તર દે-"વાય તેટલા સત્વર આપો. એ જીવમાં અનેક જીવોનું જીવન છે અને "મ્હારું તો સર્વસ્વ તેમાં જ છે."

"બચ્ચા, આ કામ ગુપ્તપણે કરવાની મને આજ્ઞા છે. આ સ્થાન "ને સમય તેને પ્રકટ કરવાને અનુકૂળ નથી. ત્હારું રત્ન સુવર્ણની "પેટીમાં સાચવી રાખેલું છે અને સર્વ રીતે આનન્દરૂપ છે. એ-"ટલું જાણી શાન્ત અને શીતળ થા. તું જેમ મ્હોટાના ગૃહનો અતિથિ "છે તેમ ત્હારો મિત્ર મહાત્માનો પ્રિયતમ અતિથિ છે. જો તને શોધતું "કોઈ આવે છે—હું તેમની જિજ્ઞાસાને જાગૃત નહી કરું. ચંદ્રકાંતજી, હું "આ સ્થાને સંધ્યાકાળથી પ્રાતઃકાળ સુધી તમારી વાટ જોઈશ અને "એકાંતમાં તમારી ઇચ્છા તૃપ્ત કરવાનો સંકેત દેખાડીશ."

શંકરશર્મા અને પ્રવીણદાસ ત્યાં આવી પ્હોચ્યા. બાવો ચાલ્યો ગયો. ચંદ્રકાંત ગુંચવાતો ઉભો રહ્યો અને આવેલા ગૃહસ્થો સામો ફર્યો. બાવાની ગોષ્ઠીમાં ભંગ પાડનાર આ મિત્રોનો યોગ અત્યારે તેને રજ પણ ગમ્યો નહી. તેના મ્હોં ઉપરનો કડવાટ ઢાંક્યો ન રહ્યો. પણ બાવો તો ચાલ્યો ગયો અને હવે તો પ્રારબ્ધ જે ઢીલ કરે તેને વશ થવામાં બળાત્કારે તૃપ્તિ આણવી પડી. મિત્રના સમાચારના અભિજ્ઞાને ઉત્પન્ન કરેલા સંરંભમાં તે ઉદ્યાન છોડી મસ્તક ઉપર પાઘડી વિના આટલે સુધી આવેલો હતો. તેનું અચિંત્યું ભાન આવ્યું અને ભાન સાથે લજ્જાયુક્ત થયો. આ નવા મિત્રોને પણ આ દેખાવથી જિજ્ઞાસા અને ચિન્તા થઈ હતી અને તે બે જણે સાથે લાગો પ્રશ્ન પુછ્યો કે તમે અંહી આમ ક્યાંથી ?

---

## પ્રકરણ ૧૭.

### ચન્દ્રકાન્ત, અને કારાગૃહમાં સરસ્વતીચંદ્રનો શોધ.



સાધુએ ગુપ્ત રાખવા સૂચવેલી વાત કહ્યા વિના આ પ્રશ્નનો ઉત્તર આપવો જેવો કઠણ હતો તેવોજ કંઈ પણ ઉત્તર આપ્યાવિના ચાલે નહી એવી પોતાની સ્થિતિ હતી.

" મ્હારા મિત્રના કંઈ સમાચાર જેવું મળવાનું નિમિત્ત લાગવાથી ઉતાવળમાં હું આમ આવ્યો. "

" કંઈ સમાચાર મળ્યા ? "

" મળ્યા તે ન મળ્યા જેવા છે ને તેટલા પણ ગુપ્ત રાખવાને હું બંધાઈ ચુક્યો છું "

" કાંઈ ચિન્તા નહી. આપ કારાગૃહમાં ચાલો; ત્યાં કેટલાક સમાચાર એકઠા થયા છે તે જાણી લેઈશું ને આપની ઇચ્છા સમજી વ્યવસ્થા કરીશું." શાંતિશર્માએ કહ્યું.

બન્ધનપાત્ર ઠરેલા અપરાધીઓને માટે એક કારાગૃહ, અને ન્યાયનિર્ણય થતા સુધીના બદ્ધશંકિત જનોને માટે બીજું, એમ બે કારાગૃહ એક મન્દિરના આગલા પાછલા ભાગોમાં રાખેલાં હતાં. પ્રથમ ગૃહ અપરાધીઓનું કારાગૃહ—પાકું કેદખાનું—કહેવાતું, અને બીજું શંકિતકારાગૃહ અથવા કાચું કેદખાનું કહેવાતું. ઈંગ્રેજી રાજ્યમાં શંકિતકારાગૃહ દેશપાલક-પોલીસ-અધિકારીઓના હાથમાં હોય છે. પણ તેઓ તેમ કરવામાં

બદ્ધ જનો ઉપર ત્રાસ વર્ત્તાવે તે બન્ધ કરવાના હેતુથી ભોમ-ભવનમાંથી એક આજ્ઞા નીકળી હતી અને તે પછી બે કારાગૃહ એકજ કારાગૃહાધિકારીને સોંપ્યાં હતાં, અને દેશપાલકોને શંકિતકારામાં માત્ર શોધનને અર્થે જવાના અધિકાર રાખેલા હતા.

ચન્દ્રકાંતને લેઈ પ્રવીણદાસ અને શાંતિશર્મા શંકિતકારાના દ્વાર આગળ આવ્યાં ત્યાં દેશપાલક વર્ગના બે કનિષ્ટ અધિકારીઓ-સીપાહીઓ–એમને સામે મળ્યા અને અંતર્—અંદર—લેઈ ગયા.

વચ્ચે એક ચોક અને ચોપાસ લોખંડના સળીયાથી કરેલી કોટડીઓવાળી ઓસરીયો હતી. તેમાંની અર્ધી કોટડીઓ ખાલી હતી અને અર્ધીમાં બન્દીલોક–કેદીઓ–હતા. તેમાંની એકમાં અર્થદાસ બેઠો હતો, તેને કારાધિકારીએ આંગળી વડે દેખાડ્યો અને સર્વ ચોકના મધ્યભાગમાં ખુરશીયો ઉપર બેઠા. થોડી વારમાં હરભમ, અબ્દુલ્લાખાન અને ફતેહસંગ ત્યાં આવ્યા. તે પછી રત્નનગરીના રાજ્યનો મુખ્ય દેશપાલક કેટલાક પત્રો તથા લખેલાં પુસ્તકો લેઈ આવ્યો.

" સરદારસિંહ, સરસ્વતીચંદ્ર વીશેના સર્વ સમાચાર પુરાવા સહિત
" ચંદ્રકાંતભાઈને બતાવો " પ્રવીણદાસે મુખ્ય દેશપાલને કહ્યું.

" હાજી, અને તેની સાથે એમનો પોતાનો પણ કેટલીક વાતમાં પુરાવો
" લેવો પડશે " સરદારસિંહ બોલ્યો.

" બોલો, બોલો, જેમ નિરુપયોગી વાત ઓછી થાય ને ત્વરા વધારે
" થાય એમ કરજો." શાંતિશર્મા બોલ્યો.

એક આન્હિક–રોજનીશી-નું પુસ્તક સરદારસિંહ ઉઘાડવા લાગ્યો અને ઉઘાડતાં ઉઘાડતાં બોલતો ગયો.

" જી, સરસ્વતીચંદ્ર કેટલાક માસ સુવર્ણપુરના અમાત્ય બુદ્ધિધનભા-
" ઈને ઘેર અતિથિ હતા અને તેમને કારભાર મળ્યો તે જોઈ બીજે દિવસે
" ત્યાંથી નીકળ્યા......એ નીકળ્યા તેને બીજે દિવસે કુમુદબ્હેન નીકળ્યાં.
" સુવર્ણપુરની બ્હાર રત્નેશ્વર મહાદેવ છે ત્યાંથી એક ગાડામાં બેઠા,
" અને નીકળતા પ્હેલાં પ્રમાદધનભાઈનો ખાનગી માણસ નામે રામસેન
" એમને મળી આવ્યો હતો. ચંદ્રકાંતભાઈનો એમના ઉપર પત્ર વાંચી.
" બુદ્ધિધનભાઈ સાથે કેટલીક વાત ચીત કરી, ચંદ્રકાંતભાઈ મ્હારા મિત્ર
" છે એવું કહી, તેમને મળવા જવાને નિમિત્તે એમણે સુવર્ણપુર છોડ્યું."

ચંદ્ર૦—"ક્યાં મળવાનું હતું ?"

સર૦—ભદ્રેશ્વરમાં. સુવર્ણપુર રહ્યા ત્યાં સુધી એમણે નવીનચંદ્ર નામ ધાર્યું હતું. બુદ્ધિધનભાઈના ઘરમાં તેઓ રહેતા હતા અને તે જ સંબંધમાં કાંઈ કારણ થવાથી પ્રમાદધનભાઈને ક્રોધ ચ્હડ્યો અને તેમણે ક્રોધમાં સમુદ્રમાં પડી આત્મહત્યા કરી.

ચંદ્ર૦—શું કારણ?

સર૦—તે હાલ ઉપયોગનું નથી અને તેની કથા ગોપ્ય છે. જેટલી વાત કહી તેટલીનો પુરાવો આપણાં માણસોએ સુવર્ણપુરથી જ મેળવ્યો છે. હવે ગાડામાં બેઠા પછીનો પુરાવો છે. તેમની સાથે ગાડામાં અર્થદાસ નામનો પેલો બેઠો છે તે વાણીયો, તેની સ્ત્રી, અને એક બ્રાહ્મણ ડોશી એટલાં હતાં. સુરસિંહ અને ચંદનદાસે તેમને લુટ્યાં. સરસ્વતીચંદ્રે અર્થદાસની સ્ત્રીનું રક્ષણ કરવા પ્રયત્ન કર્યો. તેમ કરવા જતાં તેમને પોતાને મારી પછાડી ચંદનદાસ અને તેના સ્વાર ઘસડી ખેંચી લેઈ ગયા. આટલી વાત નિશ્ચિત છે. હવે પછી જે બન્યું તેની વાતો બે ત્રણ રૂપે આપણી પાસે આવી છે તે જ્યાં સુધી અમે તેનો નિર્ણય કરી શકીયે નહી ત્યાંસુધી ન્યાયના ધર્માસન પાસે આ કામ વસ્તુતઃ ચાલવું અશક્ય છે.

ચંદ્ર૦—એ શી વાર્તાઓ છે?

સર૦—પ્રથમ વાર્તા પ્રમાણે સરસ્વતીચંદ્રને બ્હારવટીયાઓએ કતલ કર્યા છે.

ચંદ્રકાંત હૃદયમાં કમ્પ્યો. બ્હારથી અવિકારી દેખાયો.

સર૦—બીજી વાર્તા પ્રમાણે અર્થદાસે મણિમુદ્રામાટે તેનું ખુન કર્યું. ત્રીજી વાર્ત્તા પ્રમાણે તેઓ કોઈક સ્થળે વિદ્યમાન છે.

ચંદ્ર૦—તે તમારી ત્રીજી જ વાર્ત્તા સત્ય છે. બીજી વાર્ત્તા હું માનતો નથી. ત્રીજી અસત્ય ઠરે તો પ્રથમ સત્ય હોય.

સર૦—પ્રથમ વાર્ત્તા હીરાલાલ નામનો મુંબાઈનો માણસ કરે છે. તેના કહેવા પ્રમાણે સરસ્વતીચંદ્રનું ખુન બ્હારવટીયાઓને હાથે બ્રીટિશ હદમાં થયું છે—તેમ હશે તો આ કામ ત્યાં ચાલશે.

ચંદ્ર૦—હીરાલાલ લુચ્ચો છે-જુઠો છે.

સર૦—તે અસ્તુ. અમારાં માણસોની બાતમી પ્રમાણે અર્થદાસે ખુન કરેલું છે અને તે અમારી હદમાં થયું છે-પણ એ બાતમી જ છે—પુરાવો શોધવો બાકી છે.

ચંદ્ર૦—તે બાકી જ રહેવાનો છે.

સર૦—તે અસ્તુ. ત્રીજી વાત અર્થદાસ કહે છે, પણ સરસ્વતીચંદ્રના શરીરનો પત્તો તે બતાવી શકતો નથી.

ચંદ્ર૦— પણ તે સત્ય જ બોલેછે. એ પત્તો આપ મેળવો.

સર૦—તે અસ્તુ. મ્હારો તથા આપનો અભિપ્રાય એક જ છે. પણ શોધવાનું શરીર જડે ત્યાં સુધી સર્વ વાર્તા સાંભળવી ઘટે છે. સરસ્વતીચંદ્રનો સગો ધૂર્તલાલ મુંબાઈના કારાગૃહમાં છે. હીરાલાલ તેનો માણસ ભારે ખટપટી છે. તેણે જીલ્લાના કલેક્ટરને અરજી કરી છે કે તેની વાર્તાનું શોધન ઇંગ્રેજી કોર્ટમાં થવું જોઇએ. તેનું લખાણ આ રાજ્યસાથે પોલીટિકલ એજેન્ટ દ્વારા ચાલે છે.

ચંદ્ર૦—એની પાસે કંઈ પ્રથમદર્શનીય પુરાવો છે?

સર૦—દેખાતો નથી. પણ અર્થદાસ ઇંગ્રેજી પ્રજા હોય અને અપરાધનું સ્થળ પણ ઇંગ્રેજી હદમાં હોય ત્યારે પ્રથમદર્શનીય પુરાવો હોય ન હોય તેની અમારા પોલીટિકલ એજંટ કદી કદી બહુ પરવા નથી કરતા.

ચંદ્ર૦—તે નથી કરતો પણ તમે કેટલી કરોછો?

સર૦—આવા પ્રશ્નો અમારે ત્યાં ચક્રવર્તીભવનમાં વિચારાય છે અને ત્યાંની આજ્ઞા પ્રમાણે વર્ત્તન થાય છે. પ્રસ્તુત પ્રસંગમાં બેત્રણ ગુંચાવારા છે. હીરાલાલ કંઈ કારણથી સરસ્વતીચંદ્રની હત્યા સિદ્ધ કરવા ઇચ્છે છે અને સરકારી પોલીસમાં પૈસા વેરે છે. પોલીસ કલેક્ટરને સમજાવે છે ને કલેક્ટરનો ચીટનીસ પણ હીરાલાલને વશ છે. એજંસીનો શીરસ્તેદાર પણ તેને વશ છે. પ્રધાનજી સાથે સરસ્વતીચંદ્રનો સંબંધ તુટેલો ગણી તે નિમિત્તે આ પ્રસંગમાં ન્યાય થવાનો અસંભવ ગણી હીરાલાલ આ કામ ઇંગ્રેજી કોર્ટમાં ચલવવા ઇચ્છે છે અને સર્વ તેને ટેકો આપે છે. આવાં આવાં કારણોથી એજંસી સાધારણ નિયમ પ્રમાણે પુરાવો બસ છે કે નહી તેનો નિર્ણય અમારી પાસે કરાવવા ઇચ્છતી નથી.

શાંતિ૦—ત્યારે પુરાવો જ ઓછો હોય તો છો ને કામ ચાલતું ઇંગ્રેજી કોર્ટમાં? ત્યાં શું ખોટું થવાનું છે જે?

સર૦– ના જી, પ્રથમ તો અર્થદાસ જે શંકિત છે તે જ એ વાત ઇચ્છતો નથી. ધૂર્તલાલના મનમાં એમ છે કે ગમે તેમ કરી સરસ્વતીચંદ્રને મુવેલા ઠરાવવા—પછી કોઈ અપરાધી ઠરો કે ન ઠરો—કારણ તેમને તેમ કરવામાં દ્રવ્યનો લાભ છે. અર્થદાસના મનમાં એમ છે કે હીરાલાલ પોતાના

સ્વાર્થને માટે એને મારી પાડશે, અને ઇંગ્રેજી હદમાં કામ ચાલવાની અરજી કરવા હીરાલાલ ઘણુંએ સમજાવે છે, પણ વ્યર્થદાસ એનો એક થતો નથી ને અરજી કરતો નથી. હીરાલાલના મનમાં એવો પેચ છે કે વ્યર્થદાસ ઇંગ્રેજી કોર્ટમાં જઈ સરસ્વતીચંદ્ર મરેલો કબુલ કરે અને પોતે ખુન નથી કર્યું પણ બ્હારવટીયાઓયે કર્યું છે એવું ક્‌હે—પછી એની પાસેની મણિમુદ્રાનાં અનુમાનથી કોર્ટ એને શિક્ષા કરે કે છોડે તેની હીરાલાલને બહુ પરવા નથી. સરકારી પોલીસ ધારે તો સરસ્વતીચંદ્રને શોધી શકે એ નક્કી છે તેટલું જ એ પણ નક્કી છે કે તેઓ સરસ્વતીચંદ્રને શોધાવાનું ધારેજ નહી એટલી હીરાલાલે ચોકસી કરી છે.

ચંદ્રકાંતે ઓઠ પીસ્યા, "ધૂર્ત્તલાલ કેદમાં પડ્યો પડ્યો પણ આટલા દાવ રમે છે ! ઠીક ! પણ બગડેલી પોલીસ જેને શોધતી નથી તેનો શોધ તમે કેટલે સુધી કર્યો છે?"

હસતો હસતો સરદારસિંહ બોલ્યો: "અમે પણ પોલીસ જ છીયે કની ? ઇંગ્રેજી પોલીસને હીરાલાલનું દ્રવ્ય મીઠું લાગે તે અમને કંઈ કડવું લાગવાનું હતું ?"

ચંદ્રકાન્ત--હું કાંઈ તમારા ઉપર એવો આક્ષેપ નથી કરતો.

સર૦—મુંબાઈગિરી ભાષા આક્ષેપવાળી હશે—આપના મનમાં આક્ષેપ નહી હોય. પણ હશે. હવે આપની આતુરતા યથાશક્તિ તૃપ્ત કરીશું. જુવો, સાહેબ; ઇંગ્રેજી કોર્ટમાં આ કામ ચાલે ન ચાલે તેની ચિન્તા ચક્રવર્તીભવનને છે—અમારે સાધારણ રીતે ચિન્તા નથી હતી, પણ આ કામમાં તેમ નથી. મુંબાઈમાં તેમ અન્યત્ર શુદ્ધ અંતઃકરણવાળી પોલીસની વૃત્તિ એટલી હોય છે કે ખરો અપરાધી હાથમાં આવ્યો તો તેને જવા દેવો નહી—પછી ખરા આરોપ ઉપરથી કે ખોટા આરોપ ઉપરથી મરે તેની પોલીસને ચિન્તા નહી.

"તમે પોતે પોતાને સર્ટીફિકેટ તો સારું આપો છો !"—ચંદ્રકાંત હસી પડ્યો ને બોલ્યો. સરદારસિંહ ગંભીર મુખ રાખીને જ ઉત્તર દેતો ગયો.

"હાજી, ન્યાયાધીશોની આંખોમાં તમે પક્ષવાદીઓ ધુળ નાંખો તે અંજાય તો ભલે, પણ અમે ન અંજાઈયે. પણ આ ચર્ચા પડતી મુકી માંડેલી કથા પુરી કરવી સારી છે. બુદ્ધિધનભાઈના ઘરમાં સરસ્વતીચંદ્ર ર્‌હેતા હતા તે જ ખંડની જોડે પ્રમાદધનભાઈનો ખંડ હતો. આ સંબંધમાં સુવર્ણપુરમાં અનેક સારી ખોટી વાતો ચાલે છે, અને આ કેસ ઇંગ્રેજી

કોર્ટમાં ચાલશે તો આ વાતનો પુરાવો પાકો હીરાલાલના હાથમાં છે ને તે પુરાવો કોર્ટમાં મુકી, સરસ્વતીચંદ્રનું ખુન શા કારણથી થયું, અને કોણે કરાવ્યું એટલું પાકે પાયે સિદ્ધ કરી, આરોપ અને શિક્ષા કોને માથે પડવા દેવાં તેની ચિંતા અનુમાનો કરનાર ન્યાયાધીશને માટે હીરાલાલ રહેવા દેવાનો છે; પણ વિનાકારણ અમારા પ્રધાનજીના બાળકની ફજેતી ઈંગ્રેજી કોર્ટમાં અમે થવા દેનાર નથી!

ચંદ્ર૦—મ્હારા કામમાં મને પૂર્ણ આશ્રય આપ આપશો એવો હવે મને નિશ્ચય થયો. ચાલો, બોલોજી.

સર૦—હવે સરસ્વતીચંદ્રની વાત કરીયે. જો અર્થદાસનું ક્‌હેવું સત્ય હોય તો ત્રિભેટાના વડની પેલી પાસ ઘાસનું બીડ છે તેમાં ચન્દનદાસના સ્વારો સરસ્વતીચંદ્રને ઘસડી આણી પડેલો નાંખી ન્હાસી ગયા હતા.[1] મણિમુદ્રા લેઈ દોડેલો અર્થદાસ રાત્રે એ વડના ડાળોમાં સંતાઈ રહેલો હતો, અને બ્હારવટીયાઓ રાત્રે એ જ વડતળે વાતો કરતા હતા, તે અર્થદાસે સાંભળી હતી. આપણા બે માણસ તે રાત્રે એ જ વડમાં હતા અને નીચેથી ઉંચા જતા ભડકાનું તેજ અર્થદાસના હાથમાંની વીંટીના હીરા ઉપર ચળકતું હતું[2] તે એ બે માણસોએ જોયું હતું. બ્હારવટીયા વેરાયા એટલે એ બે જણમાંથી એક જણ મનહરપુરીના મુખીને ખબર કરવા ગયું અને બીજું માણસ અર્થદાસની પાછળ પાછળ ચાલ્યું[3], અને તેમાંથી આ મુદ્રાનો પત્તો લાગ્યો છે. જે જગાએ અર્થદાસનો ને સરસ્વતીચંદ્રનો ભેટો થયો હતો ત્યાં પાણી અને બાબાજરીયાં છે, તેમાંથી પગલાં નીકળેલાં માર્ગ ઉપર જાય છે, અને ત્યાંથી બીજાં પગલાંઓભેગાં અદૃશ્ય થાય છે. જે ગાડામાં તેમણે પ્રવાસ કરેલો તે ગાડાવાળાને અર્થદાસે ઓળખાવ્યો છે અને તેમાં બધું લુટાતાં એક પોટકું રહી ગયેલું તેમાં કાગળો જોતાં એ સરસ્વતીચંદ્રનું લાગેછે.

"એમ!"—ચંદ્રકાંતે હર્ષમાં આવી ઉદ્ગાર કર્યો.

સર૦—હાજી, અર્થદાસ ક્‌હેછે, કે એની સ્ત્રીનું રક્ષણ કરવા સરસ્વતીચંદ્ર ગાડા બ્હાર કુદી પડ્યા તેવામાં એ પોટકું ગાડામાં રહી ગયું હશે.

"શું મ્હારા મિત્રે એટલું શૌર્ય દેખાડ્યું?— વાહ! સરદારસિંહ, અર્થદાસ બોલે છે તે સત્યજ છે." ચંદ્રકાંત વચ્ચે બોલ્યો

---

૧. ભાગ ૨ પૃષ્ઠ ૧૦. ૨. ભાગ ૨ પૃ ૪ પંક્તિ ૨૪–૨૫. ૩. ભાગ ૨ પૃષ્ઠ ૧૫. પંક્તિ ૭.

સર૦—તે અસ્તુ. પણ વાંધો એટલો આવે છે કે અર્થદાસ એ માણસનું નામ નવીનચંદ્ર કહેતો નથી પણ ચાંદાભાઈ કહે છે.

ચંદ્ર૦—એમાં કાંઈ નહી–જે એક નામને બદલે તે બીજા નામને પણ બદલે.

સર૦—તે જે હોય તે ખરું. હવે અમે અમારા રાજ્યમાં ગામે ગામે થાણાંઓમાં નવીનચંદ્ર અને ચાંદાભાઇને અમુક નીશાનીઓ વડે શોધવા આજ્ઞાઓ મોકલી છે—પણ કોઈ ઠેકાણેથી હજી પત્તો નથી.

ચંદ્ર૦—થયું, એનો પત્તો નથી ત્યારે બીજી વાતો ધુળ ને ધાણી.

સર૦—એમ જ છે, પણ હવે કાંઇક આશા પડે છે.

ચંદ્ર૦—શી?

સર૦—આપણી વાતો થાય ને અમારું કામ થાય એવો માર્ગ હવે લેવાનો છે. આપ અમને સાક્ષ્ય[1] આપો તે આ માણસ લખશે.

"મ્હારું સાક્ષ્ય! તે શાનું? આ શી ધાંધળ છે?" ચંદ્રકાંત ભડકીને બોલ્યો.

સર૦—હાજી, બોલો. હું સંક્ષેપમાં જ પુછી લેઇશ. આપ આજ અપૂર્ણ વસ્ત્રો પ્હેરી સૌન્દર્યોદ્યાનમાંથી બ્હાર નીકળ્યા હતા અને ત્યાં કોઈ સાધુ આપને મળ્યો હતો?

ચંદ્ર૦—હા. તમે શાથી જાણ્યું?

સર૦—એ પ્રશ્ન અકારણ છે. એ સાધુએ સરસ્વતીચંદ્રની વાત કરીને આપને તેને મળવાને બોલાવ્યા છે?

ચંદ્રકાન્ત અટક્યો. સાધુએ જે વાત ગુપ્ત રાખવા કહેલી તે કહેવું જેવું અનિષ્ટ હતું તેવું જ તેનું ગોપન પણ અસત્ય ભાષણ વિના અસાધ્ય હતું અને અસત્ય તો અનિષ્ટ જ હતું. સરદારસિંહ તેનો ગુંચવારો સમજ્યો હોય તેમ બોલ્યો.

"આપને એ વાત ગુપ્ત હોય તો બલાત્કારે પ્રકટ કરાવવાનું મ્હારે કારણ નથી. મ્હારે એટલું જ કહેવાનું છે કે એ સાધુ આપની પાસે જે વાત ગુપ્ત રીતે કરે તે પુરેપુરી રાખજો અને આપને પોતાની સાથે કંઈ તેડી જવા કહે તો અમને સમાચાર કહી પછી ખુશીથી જજો અને જેટલી વાત અમને કહેવી તમને યોગ્ય લાગે તેટલી કહેજો ને કહો તે

---

[1] જુબાની.

વેળાસર ક્‌હેજો. અમે અમારા ચાર મન્ત્રશોધકો—ડિટેક્‌ટિવ—
લીગે તેના કરતાં આપ આ મન્ત્ર વધારે સારી રીતે શોધી શક
એટલું માત્ર લક્ષ્યમાં રાખજો કે અમને ક્‌હેવા જેવું નહી ક્‌હો અ
વેળા વીત્યા પછી ક્‌હેશો તો અમારા હાથમાંથી વાત જતી ર
કોઈ રંક માણસ માર્યો જશે, મુંબાઈમાં સરસ્વતીચંદ્રના પિતા
મિત્રોની યોજનાઓ ઉપર પાણી ફરી વળશે, અને સરસ્વતીચન્દ્ર
કુમુદબ્હેનના શત્રુઓ વિપવાર્તાઓ ભર કોર્ટમાં નિર્ભય થઈ કરશે.

ચંદ્ર૦—તે વાતમાં તમને આશ્રય આપવો અને તમારો અ
સેવો એ મ્હારો નિઃશંક ધર્મ છે.

સર૦—એમજ. પણ બે વાત બીજીયે લક્ષ્યમાં રાખવાની છે.
આપના શીવાય સરસ્વતીચન્દ્રની ભાળ બીજા કોઈને લાગી છે
માલમ પડશે તો એ મહાત્મા તમને પણ નહી મળે, અને સુવર્ણપુ
જ્યાં આવ્યા ત્યાં છે ત્યાંથી બીજે સ્થાને જશે. વળી એ ક્યાં છે
કોઈ એવા માણસને માલમ પડશે અને તેની જીભ હાલશે તો હ
લાલ જાણશે અને સરસ્વતીચન્દ્ર જીવતા માલમ પડે તો એમને
કરાવવા એવી એની પ્રતિજ્ઞા છે. માટે પણ આ વાત અત્યંત
રાખવી અને માત્ર મને વેળાસર ક્‌હેવી કે તે જ્યાં હોય ત્યાં એ
રક્ષણમાટે હું વ્યવસ્થા કરી શકું. છેલી વાત આપને ક્‌હેવાની એ
કે હીરાલાલપાસેથી આ નાટક કોર્ટમાં ચ્હડે ત્યારે ચ્હડવા દેઈ, તે
કાંઈ પુરાવો આપે ત્યાર પ્‍હેલાં, સરસ્વતીચંદ્રને તે કોર્ટમાં પ્રત્યક્ષ ક
અને તેમને જીવતા સિદ્ધ કરી હીરાલાલની ફરીયાદને જડમૂળથી
કરવી અને બીજો કાંઈ દુષ્ટ પુરાવો આપવાનો પ્રસંગ તોડવો. આવો મ
સંકેત છે તે સિદ્ધ કરાવવા જેટલી સહાયતા તમે સરસ્વતીચંદ્રપાસે આ
શો એટલે આ પોલીસને કે રાજ્યને એમને બીજા કાંઈ પણ સંકો
રાખવાનું કારણ નથી.

"મને લાગે છે કે આટલું હું કરી શકીશ:" ચંદ્રકાન્ત વિચાર
કરતો બોલ્યો.

"ચન્દ્રકાન્તભાઈ, આપના ઘરમાં પણ હીરાલાલની ખટપટ છે તે ભુ
માં." સરદાર ઉઠતો ઉઠતો બોલ્યો.

"મ્હારા ઘરમાં !" ચંદ્રકાંત ચમક્યો: "મ્હારા ગરીબના ઘરમાં તે
શું જડવાનું હતું ?"

"શ્રીમંત્‌ના રંક મિત્રો શ્રીમંત્‌ જ સમજવા. આપના મ્હોટાભાઈ અને આપનાં માતા ગંગાબાને માથે શૉક્ય લાવવા પ્રયત્ન કરે છે અને તેમને હીરાલાલનો શેઠ દ્રવ્યની સહાયતા આપે છે."

"ધૂર્તલાલને તેથી શું ફળ ?"

"આપ સરસ્વતીચંદ્રને શોધવું મુકી ઘેર જાવ તો ધૂર્તલાલ નિશ્ચિન્ત થાય તે એને ફળ."

"એ તો સમજ્યો—" ચંદ્રકાંત કંઈક હસી પડ્યો. "મૂર્ખ, એમાં તે છેતરાવાના. ગંગા મરે ત્હોયે ચંદ્રકાંત હાથમાં લીધેલું છોડવાનો નથી તે બીજી બાયડી કરવાની હોળીમાં પડવા માટે તે આ રત્નનો શોધ કરવો પડતો મુકશે ?"

"ત્યારે—તો ક્ષમા કરજો —કાંઈ વધારે પણ સૂચવવું પડશે."

"સરસ્વતીચંદ્રનું મરણ જેઓ ઇચ્છેછે તેઓ જ ગંગાબાની કાશ પણ ક્‌હાડવા ઇચ્છેછે."

"કારણ ?" ચંદ્રકાંતને કપાળે પરસેવો છુટ્યો.

"કારણ એ જ કે મુંબાઈ છોડતી વેળા સરસ્વતીચંદ્રે આપેલા પત્રો તથા દ્રવ્યની કુંચી તમે અંહી હો ને ગંગાબા સ્વર્ગમાં હોય તો જ તેમને મળે. શૉક્યના ડરથી જો ગંગાબા શત્રુનું કહ્યું નહી કરે તો સ્વર્ગમાં જશે."

"એ વાત તો ખરી ! અરેરે ! આ ગુંચવારો સઉથી ભારે આવ્યો !" માથું ખંજવાળતો દાંત પીસતો, ડોકું ધુણાવતો, અને હાથપગ પછાડતો ચંદ્રકાંત બડબડ્યો.

"તેની પણ ચિન્તા ન કરશો. આપ અમને આપના સ્વહસ્તના અક્ષર આપો કે ગંગાબા અમારા માણસ ઉપર વિશ્વાસ રાખે અને તેની જોડે મુંબાઈ છોડી અત્રે આવે અથવા આપના કોઈ સમર્થ મિત્ર મુંબાઇમાં હોય તો તેને ત્યાં જાય."

"તરંગશંકર—ઉદ્ધતલાલ—ના—તરંગશંકર ગરીબ છે—ઉદ્ધતલાલ પ્હોચી વળશે—હા, ઉદ્ધતલાલના ઉપર ચીઠી આપું છું ને પરભાર્યો પત્ર લખું છું તેને ત્યાં ગંગાને મુકજો."

"ઠીક, તમે ગંગાબા ઉપર પરભાર્યો પત્ર ન લખશો. તે તેના શત્રુના હાથમાં જશે."

"બરોબર. પણ તમે આ કામ કેટલા દિવસમાં કરશો ?"

"ગંગાબાનું કામ પાંચ દિવસમાં કરીશું. ત્યાં સુધી તો કાંઈ ભય નથી."

"તો હું ગંગાને તમને સોંપું છું ને સરસ્વતીચંદ્રને મને સોંપો."

"એમજ. પણ મ્હેં કહેલી વાતો એકેએક લક્ષ્યમાં રાખજો. ભુલશો તો માર ખાશો."

અંહીથી સર્વ વેરાયા. સરદારસીંહના શબ્દોના ભણકારા ચંદ્રકાન્તના કાનમાંથી ગયા નહી. એક પાસ સરસ્વતીચંદ્રને અને બીજી પાસ ગંગાને માથે ઝઝુમતાં ભયસ્વપ્નોએ એની સ્વસ્થતાનો નાશ કર્યો. અંતે રાત્રિ પડી. રાત્રિયે ચંદ્રકાન્તે બાવાની વાટ જોઈ. પણ તે મળ્યો નહી. સટે કોઈ વટેમાર્ગુએ તેના હાથમાં ચીઠી આપી કે "ગુપ્ત વાત પ્રકટ થવાના ભયથી આપણો સંકેત પાર ઉતારવામાં ઢીલ થઈ છે. જો એવું ભય તમે જ ઉત્પન્ન કરશો તો સંકેત નષ્ટ થયો ગણવો. જો ગુપ્ત વાત ગુપ્ત રાખી શકશો તો ખોયેલો પ્રસંગ પુનઃપ્રાપ્ત થશે." સૌંદર્યોદ્યાનના દ્વારબ્હાર અંધકારમાં ચંદ્રકાંત ઉભો હતો ત્યાં એના હાથમાં ચીઠી મુકી વટેમાર્ગુ કંઈક દોડી ગયો, દ્વારના ફાનસના પ્રકાશથી ચીઠી વાંચી ગુંચવાયલો ચન્દ્રકાંત વધારે ગુંચવાયો, ગભરાયો, ખીજવાયો, અને ચિન્તામાં પડ્યો. પ્રાતઃકાળે બાવાને શોધવા, ને ન જડે તો એકલાં યદુશૃંગ જવા, મનમાં ઠરાવ કર્યો. એક સરસ્વતીચંદ્રને તો શોધવાનો હતો તેમાં બીજો બાવો શોધવાનો થયો. વિધાતાની ગતિમાં આવાં વૈચિત્ર્ય જ છે.

---

## પ્રકરણ ૧૮.

### અલખ મન્મથ અને લખ સપ્તપદી.[1]

"Fool, not to know that Love endures no tie,
"And Jove but laughs at Lovers' perjury!"
*Dryden.*

"Let me not to the marriage of true *minds*
"Admit impediments."—*Shakespeare.*



વિષ્ણુદાસના મઠથી અર્ધા કોશને છેટે વિવાહિત સાધુઓનો મઠ હતો. તે ગૃહસ્થમઠ ક્‌હેવાતો. તેની પાછળ તેટલેજ છેટે પરિવ્રાજિકામઠ હતો તેમાં અવિવાહિત અને વિધવા સાધુસ્ત્રીઓ રહેતી. પરિવ્રાજિકામઠની રચના વિષ્ણુદાસબાવાના મઠ જેવી હતી. ગૃહસ્થમઠ પણ ઘણી વાતમાં તેવોજ હતો, તેમાં

1. લગ્નના મંગળ ફેરા અને સાત પગલાં ભરાય છે તે સપ્તપદી.

ફેરમાત્ર એટલો હતો કે તેને એક માળ હતો, અને તે ઉપર ન્હાનાં ન્હાના ખંડ ત્યાં વસનાર દમ્પતીઓને માટે હતા, અને દરેક ખંડની પાછળ ન્હાનો સરખો અગાસીનો કડકો સઉ સઉનો નીરાળો હતો. આ મઠ "વિહાર" નામથી પણ ઓળખાતો. ત્રણે મઠ વચ્ચે પર્વતની લીલોતરી અને શિલાઓ હતી; અને સાધુઓએ તેમાં ધ્યાનયોગ્ય, તપયોગ્ય, અને વિહારયોગ્ય કુંજવન કરેલાં હતાં, અને પર્વત ઉપર ઉડનાર પક્ષીઓ તેમાં ટોળાબંધ આવ જા કરતાં.

ભક્તિમૈયા વગેરેનો સાથ કુમુદસુંદરીને લેઈ ખરે મધ્યાન્હે પરિવ્રાજિકામઠના દ્વાર આગળ આવ્યો. શ્રમથી અને ભુખથી કુમુદસુંદરીનું શરીર ગ્રીષ્મના કુમુદ પેઠે મ્લાન થઈ ગયું હતું, પણ નવી સૃષ્ટિના દર્શનથી સતેજ થવા કોમળ પ્રયત્નનો ઉત્સાહ અનુભવતું હતું: માર્ગમાં જ ત્રણે મઠોની સ્થિતિ અને અલખનું રસરહસ્ય એણે સાધ્વીઓ પાસેથી જાણી લીધાં હતાં અને નવીનચંદ્રનો ઇતિહાસ પણ પ્રસંગે પ્રસંગે પુછી લીધો હતો. એના મનના મર્મ જાણનારી ચતુર વત્સલ સ્ત્રીઓએ એની તૃષાને સર્વાંગે તૃપ્ત કરી હતી અને એની નિરાશાના ઉદરમાં આશાનો ગર્ભ પ્રકટાવ્યો હતો.

મઠના મધ્યભાગે વિશાળ ચોક હતો અને તેની વચ્ચોવચ એક ઓટલો અને ઓટલા ઉપર એક મ્હોટો તુળસીક્યારો અને પીપળો હતાં. તુળસીક્યારાને અઢીંગી પીપળાની છાયામાં કુમુદને બેસાડી અને આશપાશ પરિવ્રાજિકાઓ વીંટાઈ વળી અને અનેક સુન્દર પ્રશ્નોત્તરની પરંપરાથી થોડોક કાળ તો અજ્ઞાત જ ચાલ્યો ગયો. અન્તે એક ઓસરીમાં સર્વ ભોજન કરવા બેઠાં. તે પછી સર્વેની છુટી છુટી ટોળીયો પડી ગઈ; અને કોઈ ટોળીમાં જ્ઞાનની, તો કોઈમાં રસની, અને કોઈમાં રસની તો કોઈમાં વ્યવહારની, વાર્ત્તાઓ ચાલી રહી. કોઈ ટોળીમાં અધ્યાત્મ રામાયણ વંચાવા લાગ્યું, તો કોઈમાં તુળસીના ચમત્કાર પ્રકટવા લાગ્યા. એક સ્ત્રી પૂર્વાવસ્થામાં દક્ષિણી હતી, તે "તુકા"ના અભંગ ગાતી હતી અને બેચાર જણીને મરાઠી-ગુજરાતીમાં છટાથી અને રસથી સમજાવતી હતી. બે ત્રણ ટોળીઓમાં ભજન ગવાતાં હતાં અને સાથે તુમ્બુરા સાજક અને એકતારાના સ્વરનો સંવાદ[1] થતો હતો.

આ પ્રમાણે રમણીય પવિત્ર કાળવિનોદ કરતાં ઉત્તર મધ્યાન્હ ચાલ્યો ગયો. કુમુદે કંઈક નિદ્રા પણ લેઈ લીધી, અને જાગૃત થતાં પર્વતની

---

૧. Concert.

ઉત્સાહિની પવનલહરીથી ચારેપાસના સમાજ સાથે ભળી જવા ઉમંગથી પ્રયત્ન કરવા લાગી. તેના મનની સુધરતી દશા જોઈ સાધ્વીઓને પણ આનંદ થતો ગયો, અને સંધ્યાકાળે આકાશમાં ચંદ્રોદય થયો તેની સાથે સ્ત્રીવનમાં કુમુદિનો જેવી કુમુદ પણ ઉત્ફુલ્લ થઈ ભાસી. મઠની ઓસરીમાંથી એક બારી પર્વતના એક ઉંડા અતટ[1] ભાગઉપર પડતી હતી, તેને જાળીવાળું બ્હાર લટકતું છજું હતું તેમાં કુમુદ બેઠી હતી, અને ઘડીમાં બારીબ્હાર જોતી હતી તો ઘડીમાં બારી પાસે ઓસરીમાં બેઠેલી બંસરી અને મોહનીની વાતો ધ્યાનથી સાંભળતી હતી.

બારી બ્હારનો અતટ પચાશેક વામ ઉંડો હતો, સુરગ્રામથી આવવાના માર્ગના એક છેડાના દશ પંદર હાથ જેટલી જગાનું વળણ આ અતટને તળીયે આવતું હતું, ત્યાંથી એક પાસના ચ્હડાવ વચ્ચે તેનું મ્હોં દેખાતું હતું, અને એ મ્હોં આગળ એ વળણ દિવસે પણ બારીએ ઉભેલાંની દૃષ્ટિને અદૃશ્ય થતું હતું. આજે શુક્લપક્ષનો મધ્યભાગ હતો અને સંધ્યાકાળથી જ ચંદ્ર આકાશના મધ્યભાગમાં ઉદય પામતો હતો. અતટ આગળના ઉંડા ઉંડાણમાં એનું શાંત તેજ ચમકતું હતું, અને કાળા કઠણ અન્ધકાર અને ખડકોના હૃદયની ઉંડામાં ઉંડી અને એકાંતમાં એકાંત ખોમાં ચન્દ્રિકાની કોમળ સૂક્ષ્મ પ્રભા ચન્દનના લેપ પેઠે લીંપાઈ જતી હતી; અને એ કઠિનતા અને કોમળતાનું સુન્દર રસિક તેજસ્વી મિશ્રણ આ દેશકાળના દૃશ્યને તેમ દ્રષ્ટીને[2] પ્રશાંત ગંભીર કરી દેતું હતું. સુરગ્રામ ગયેલા સરસ્વતીચંદ્રને પાછો આવતો આ ખોના તળીયાને માર્ગે શોધતી કુમુદની આંખ એ તળીયાના અંધકારમાં પણ ફરકતી છાયાઓથી ચમકતી હતી; એની ચિત્તવૃત્તિ ચન્દ્રિકાનું એ ભાગ ભણીનું વ્હેવું આતુરતાથી લક્ષ્યમાં રાખતી હતી; અને તળીયામાં પવન ગુંચવાયાથી સુસવાટ આવતા કે ખડકોની બખોલોમાં ઉગેલાં પાંદડાંનો ખખડાટ અથવા તેમની વચ્ચે થઈ નીકળતા પવનનો ધસારો સંભળાતાં એના કાન સજ્જ અને સાવધાન થઈ જતા હતા.

આવી આતુરતા ભરેલી શાંતિ-અશાન્તિના મિશ્રણસમયે પાસે બેઠેલી બંસરી અને મોહનીની વાતો સાધારણ હત તો તેમાં કુમુદનું ચિત્ત ચ્હોટત નહી, પણ બારી બ્હારનો દેખાવ શાંત ગંભીર છતાં કુમુદને ઉન્માદક હતો તેવીજ આ સાધ્વીઓની ગોષ્ઠી શાંત રસથી ભરેલી છતાં કુમુદના મનોરાગની પ્રોત્સાહક હતી.

---

૧. તટવગરનો. precipice. ૨. જોનારી.

બંસરી—મોહની, સામે આ આકાશમાં ચન્દ્ર લટકયો છે તેના સામે મધુરીમૈયાનો મુખચન્દ્ર તોળાઈ રહેલો છે, પણ એ ચંદ્ર શીતળ અને શાંત છે તેને સટે મધુરીનું પુષ્પજીવન તપ્ત નથી લાગતું?

મોહની—મધુર મધુરી ! ત્હારા પુષ્પજીવનનો જૈવાતૃક ચન્દ્ર આ જ પ્રદેશમાં છે તે જાણી તું શાન્તિ પામ.

કુસુદ૦—પ્રિય બ્હેનો ! મ્હારા જીવનને એ ભાન અભાન જેટલું જ સંતાપકર છે. આ આકાશના ચન્દ્રની પ્રત્યક્ષતાથી તેની ચન્દ્રિકાને ભોગવીએછીયે, પણ મ્હારા ચન્દ્રનો પ્રત્યક્ષ સંયોગ મ્હારે અધર્મ્ય છે અને હું તેની વાસના રાખતી નથી. મ્હારા હૃદયમાં પ્રકટેલો દવાગ્નિ પોતાનું ક્ષેત્ર બાળી દેઈ કાષ્ઠાદિને અભાવે જ શાન્ત થશે.

બંસરી—તમારા સંસારી જનોની સ્થિતિ પ્રમાણે ત્હારું કહેવું સત્ય છે—ગાઢ પ્રેમની ભરેલી માલતીનાં નિઃશ્વાસ સાથે પણ એવો જ ઉદ્ગાર નીકળ્યો હતો:—

* " ज्वलतु गगने रात्रौ रात्रावखण्डकलः शशी
दहतु मदनः किं वा मृत्योः परेण विधास्यति ।
मम तु दयितः श्लाघ्यस्तातो जनन्यमलान्वया
कुलममलिनं न त्वेवायं जनो न च जीवितम् ॥

" તમ સંસારી જનોની અવસ્થા આવા લેખોથી અને ત્હારા જેવાં દૃષ્ટાંતથી અમે સમજી શકીયે છીયે. પણ તું હવે અલખ ભગવાનના આશ્રમોમાં આવી છે ત્યાં આ ત્હારા સંસારનાં કૃત્રિમ બન્ધન છુટી જશે અને ત્હારું કલ્યાણ થશે."

કુસુદ૦—બ્હેન, પતિવ્રતાનો ધર્મ તો સર્વ માર્ગમાં એક જ છે અને તેમાંથી ચળવું નહી એવો મ્હારો નિશ્ચય છે.

બંસરી—માલતીનો પણ નિશ્ચય જ હતો અને તે ચળ્યો તે જ વાત ધર્મ્ય ગણાઈ.

---

* પૂર્ણચંદ્ર ગગનમાં રાત્રિ રાત્રિ જ્વાલારૂપે પ્રકટો ! મદન મને બાળી નાંખો !—મૃત્યુથી વધારે તે એ શું કરવાનો હતો? હું તો મ્હારો શ્લાઘ્ય તાતને, વિમળ વંશની જનનીને, અને વિમલ કુળને દયિત ગણું છું. તેના આગળ મ્હારો પ્રિયજન પણ દયિત નથી અને આ મ્હારું જીવન પણ દયિત નથી—ભવભૂતિ.

કુમુદ૦—માલતીને મ્હારા જેવો પ્રશ્ન ન હતો. એક પાસ માતાપિતાની આજ્ઞા અને બીજી પાસ પ્રિયજન —એ બેમાંથી કોને પ્રસન્ન કરવું તેટલું જ એને જોવાનું હતું. તેને કંઈ મ્હારી પેઠે વિવાહિત પતિનાં બન્ધનમાંથી છુટવાનો દુષ્ટ અભિલાષ ન હતો. મ્હેં નિશ્ચય કર્યો છે કે એ અભિલાષથી મ્હારે દૂર રહેવું.

બંસરી—મૈયા, ત્હારા હૃદયની શુદ્ધિ અને મધુરતા ત્હારી પાસે આ શબ્દો બોલાવે છે, પણ સત્ય ધર્મના જ્ઞાન વિનાની કેવળ હૃદયશુદ્ધિથી શુદ્ધ દૃષ્ટિ ઉઘડતી નથી અને શુદ્ધ ધર્મ દેખાતો નથી.

કુમુદ—સર્વ ધર્મ જેને શ્રેષ્ઠ ગણે છે એ પાતિવ્રત્યને પ્રિય ગણવું અને આ જીવિતને અને જીવિતના નાથને અપ્રિય ગણવાં એવો મ્હારો ધર્મ છે. બંસરી બ્હેન, તમારી પ્રીતિ મને જે માર્ગે લેવા ઇચ્છેછે અને મને સુખી જોવા ઇચ્છેછે તે માર્ગને મ્હેં ઘણા દિવસથી અશુદ્ધ ગણ્યો છે અને તેણી પાસ દૃષ્ટિ સરખી ન નાંખવા દૃઢ નિશ્ચય કર્યો છે.

બંસરી—મૈયા, ત્હારા નામાભિધાન જેવો એ નિશ્ચય મધુર છે, પણ તેનો આધાર સત્ય ધર્મ ઉપર નથી.

કુમુદ—કેમ નથી?

બંસરી—પતિવ્રત ઇચ્છનારીના જે પતિરૂપને ત્હારું વ્રત ગણવું ધર્મ્ય છે એ પતિ કીયો? તું જે દૃષ્ટિને દૂર રાખે છે તે દૃષ્ટિ ત્હારી? કે એ દૃષ્ટિને દૂર રાખનારી દૃષ્ટિ ત્હારી? મધુરી, આ યુગના સંસારી જનોમાં એટલા બધા દુરાચાર રૂઢ થઇ ગયા છે અને એટલા અધર્મ ધર્મ ગણાયા છે કે ત્હારા જેવી સુન્દર મધુર પક્ષિણી પણ તેની જાળમાં પડી રીબાય છે. હવે તું આ અમારા સાધુજનોના આશ્રમોમાં આવી; જે વીર્યવાન્ કલ્યાણકારક આચાર પ્રાચીન આર્યો પાળતા તે, તમારા દૂષિત સંસારથી દૂર રહી, અમે અગ્નિહોત્રીના અગ્નિ પેઠે સાચવી રાખ્યો છે અને અમારા આશ્રમમાં આવી તું એ આચારનો ધર્મ જોઈશ અને જોઈશ એટલે પાળીશ. મધુરી, દુષ્ટ સંસારે જે યુવાનપાસે ત્હારું પાણિગ્રહણ કરાવ્યું તે યુવાનને જાણતાં પ્હેલાં તું અન્ય જનને મનથી વરી ચુકી હતી અને તે અન્યજન જ ત્હારો પતિ—ત્હારો એક પતિ તે એજ. કન્યા જેને મનથી વરે તે તેનો વર. માતાપિતાનો વરાવેલો કે વરેલો વર તે કન્યાનો વર નહી, અને તેટલા માટે જ શ્રીકૃષ્ણે રુક્મિણીનું હરણ કર્યું તે મહાધર્મ ગણાયો. મધુરી, જો ચન્દ્રને ત્હેં ત્હારો આત્મા આપ્યો તે ત્હારો એકજ પતિ અને જે

[1]" शिशुत्वं स्त्रैणं वा भवतु ननु वन्द्याऽसि जगतः ।
गुणाः पूजास्थानं गुणिषु न च लिङ्गं न च वयः ॥ "

સર૦—એ અભિલાષ મને અનુકૂળ છે. આપ આગળ ચાલો ને મ્હારું તેમને અભિજ્ઞાન કરાવો.

બે જણ આશ્રમબ્હાર ગયા ત્યાં ઓટલા ઉપર ચન્દ્રાવલી બેઠી હતી. નવીનચન્દ્રને જોઈને તે ઉભી થઈ. બે જણ પરસ્પર પ્રત્યક્ષ થતાં તત્ક્ષણ રાધેદાસ બોલ્યો.

" ચન્દ્રાવલીમૈયા, આ અમારા નવીન જેવાતૃક –જેને માટે તમે આટલે દૂરથી આવ્યાં છો. નવીનચન્દ્રજી, આ અમારાં મંગલમૂર્ત્તિ મૈયા–જેનો ઉત્કર્ષ આપના શ્રવણપુટને પ્રાપ્ત થયો છે જ."

અત્યારે ચન્દ્રાવલીનાં સર્વ અંગ સુન્દરતા અને પવિત્રતાના સર્વ ચમત્કારથી ચમકતાં હતાં. એના દર્શનથી જ નમ્ર અને તૃપ્ત થઈ સરસ્વતીચન્દ્ર મસ્તક નમાવી બોલ્યો " મૈયા,

[2]" अञ्जलिरकारि लोकैर्ग्लानिमनासैव रञ्जिता जगती ।
" सन्ध्याया इव दृष्टिः कस्य मनोज्ञा न भगवत्याः ॥

" આ શરીરમાંનું હૃદય આપને શિરવડે નમે છે અને આપની પવિત્ર " આજ્ઞા જાણવા ઇચ્છેછે."

ચન્દ્રાવલી–સાધુનું હૃદય સાધુને ઓળખી લેછે. રાધેદાસ, મ્હારે એમની સાથે કંઈ મંત્ર કરવો છે.

રાધે૦–હું તેને અનુકૂળ જ છું. આપના શ્રવણપંથથી દૂર પણ નયનપથમાં પેલા ઝાડ નીચે બેસું છું અને સંજ્ઞા કરશો ત્યાં નિકટ આવીશ.

રાધેદાસ તેટલે છેટે ગયો ને ત્યાં બેઠો. તે બેઠો ત્યાં સુધી તેનાં ઉપર દૃષ્ટિ રાખી, તે પછી ચંદ્રાવલીએ સરસ્વતીચંદ્ર ઉપર દૃષ્ટિ કરી. એ નીચું જોઈ રહ્યો હતો.

---

૧ ત્હારામાં બાળકપણું હો, કે સ્ત્રીપણું હો ! તો પણ જગતે વન્દન કરવા યોગ્ય તું છે જ; ગુણિજનમાં પૂજાનું સ્થાન તેમના ગુણ છે— તેમની સ્ત્રીજાતિપણું કે પુરુષપણું નથી તેમ તેમનાં વયનાં વર્ષ પણ નથી. (ઉત્તરરામ.)

૨ સંધ્યાની દૃષ્ટિ જેવી સુન્દર-રમણીય છે તેવીજ આપ ભગવતીની દૃષ્ટિ કોને નથી? એ દૃષ્ટિ પડતામાં લોકો અંજલિવડે હાથ જોડવા મંડી ગયા અને પૃથ્વી, ગ્લાનિને પામી નથી ત્યાર પ્હેલાં તો, એ દૃષ્ટિથીજ રંજિત થઈ. (પ્રાચીન)

ચન્દ્રા૦—નવીનચંદ્રજી, હું આ ઓટલે બેસું છું; તમે આ પગથીય ઉપર બેસો. મ્હારે અતિવિસ્રમ્ભની ગોષ્ઠી કરવાની છે.

જિજ્ઞાસા, આતુરતા, પ્રીતિ, લજ્જા, અને કમ્પને અનુભવતો સરસ્વતીચંદ્ર તે પ્રમાણે બેઠો અને નીચલું પગથીયું જોઈ રહ્યો. ચંદ્રાવલી પણ બેઠી.

ચન્દ્ર૦—નવીનચંદ્રજી, સુન્દરગિરિ ઉપર આપની કીર્તિ આ સૂર્યના પ્રકાશ પેઠે પ્રસરી રહી છે; પણ હું તો નિમ્ન પ્રદેશમાંથી આપના પૂર્વાશ્રમની કથા સાંભળી આવી છું.

સર૦—આપની કીર્તિના શ્રવણપાનમાં જેવી શાન્તિ છે તેવી મ્હારા પૂર્વાશ્રમની કથામાં ક્લાન્તિ છે. મૈયા, એ આશ્રમનો શુદ્ધ ઇતિહાસ ગુપ્ત છે.

ચન્દ્રા૦—તમારે તે ગુપ્ત રાખવાની ઇચ્છા હશે પણ મને તો તે ઇતિહાસના સાક્ષિભૂત હૃદયના કરેલા ઉદ્ગારથી જણાઈ છે.

સર૦—એ હૃદય જે દેહમન્દિરમાં હતું તે મન્દિર નષ્ટ થયું છે.

નિઃશ્વાસ મુકી સરસ્વતીચંદ્રે નેત્ર ઉપર હાથ ફેરવ્યો.

ચન્દ્રા૦—એ મન્દિર નષ્ટ નથી થયું પણ મ્લાન થયું છે. નવીનચંદ્રજી, એ મન્દિરમાંના હૃદયની કુંચી લેઈને હું આવી છું અને તમને હું તે સોંપી દેઈશ.

સર૦—એ કેમ મનાય? આપ એક શરીરની વાર્તા કરતાં હશો અને હું બીજા શરીરની વાર્તા કરતો હઈશ.

ચન્દ્રા૦—આ ગિરિના તરસ્થાનમાં તે શરીર તમે દીઠું છે ને એ હૃદયનો કટાક્ષ તો કાલ તમને લાગી ગયોછે.

સર૦—એ શરીરનું નામાભિધાન જુદું છે.

ચન્દ્રા૦—તમે તમારું નામ બદલ્યું તેમ એ મધુર શરીરને અમે મધુરીનામે ઓળખીયે છિયે. એ નવીન પણ ઉચિત નામ મ્હેં જ પાડેલું છે.

સર૦—જો આપ ક્‌હોછો તેવી જ સ્થિતિ હોય તો મ્હારી એક ચિન્તા શાન્ત થશે. આપ જેવાના સત્સંગથી એ શરીરમાંનું વિકલ હૃદય શાંત થશે અને મને ભુલશે. એ શરીરનું સત્ય નામ જણુવવાની મ્હારા ઉપર આપ કૃપા કરી શકશો તો સર્વ પ્રશ્નોનું સમાધાન થશે.

ચન્દ્રા૦—તે નામ મ્હારાથી પણ ગુપ્ત છે. પણ નામ વિનાની સર્વ હૃદયગુહાની હું તલસ્પર્શી થઈ છું.

સર૦–મૈયા, આપ આજ્ઞા કરશો તે હું સાંભળીશ. માત્ર ગુપ્ત નામ રાખનારની ગુપ્ત વાર્તા પ્રકટ ન કરવી એટલો ધર્મ સાચવીશ.

ચન્દ્રા૦–એ તો ઉચિત છે. આપણી વાતોની સરત એટલી કે તમારૂં એનું પરસ્પર અભિજ્ઞાન સંપૂર્ણ થાય તો જ મ્હારી તમારી કથાઓ સત્ય ગણવી ને અભિજ્ઞાન અપૂર્ણ થાય તો સર્વ વાત સ્વપ્નવત્ ગણવી.

સર૦—તો આજ્ઞા કરો.

ચન્દ્રા૦—આપ આ આશ્રમમાં સર્વની સાથે શયન રાખો છો તેને સ્થાને ગુરુજી જાતે જ નીરાળો એકાન્તવાસ આપે તો આપે સ્વીકારવો.

સર૦—ગુરુજીની ઇચ્છા તે આજ્ઞા જ છે.

ચન્દ્રા૦—આપની ઇચ્છા પુછે તો તેમાં પણ આ યોજનાને જ અનુકૂળ રહેવું.

સર૦—આ આશ્રમમાં હું ગુરુજીની પ્રસન્નતા જ ઇચ્છું છું—બીજી ઇચ્છા દર્શાવતો નથી.

ચન્દ્રા૦—દર્શાવતા નહી હો, પણ રાખતા તો હશોજ.

સર૦– હૃદયતંત્રમાં તો જે હોય તે ખરું.

ચન્દ્રા૦—નવીનચંદ્રજી, તૃષિત ચકોરી ચન્દ્રપ્રકાશથી જ તૃપ્ત થશે.

સર૦—મૈયા, તેને ઉપદેશ કરજો કે જે શમપ્રકાશ ચન્દ્રાવલીમૈયા વિહારપુરીજીને આપે છે તે જ પ્રકાશ ચકોરીને અનેક ચન્દ્રની માળા જેવાં ચન્દ્રાવલી મૈયા આપી શકશે.

ચન્દ્રા૦–તેમાં તમે શું કર્યું ? નવીનચંદ્ર,

[1] “अयि कठोर शमः किल ते प्रियः
स नु शमो नु शमस्य विडम्बना ।
परगृहे किमभूद्धरिणीदृशः
कथय नाथ कथं बत मन्यसे ॥”

સરસ્વતીચંદ્રના નેત્રમાં અશ્રુધારા અપ્રતિહત થઈ. ભીંત ભણી મસ્તક ટેકવી તે સાંભળી રહ્યો હતો તે આ સાંભળી ઉંડા પ્રચ્છન્ન આવેશમાં પડી મુખે મન્દ મન્દ બોલવા લાગ્યો.

---

૧. અહો કઠોર પુરુષ ! તને શમ પ્રિય છે તે ઠીક. પણ આ તે ત્હારો શમ કે શમને નામે શમની વિડમ્બનાને તું દેખે છે ? પારકા ગૃહમાં મૃગનયનીનું શું થયું હશે તે કહે તો ખરો ! (તેનો નાથ થઈ તેના ઉપર ત્હારા નાથપણાનો ત્હેં અધિકાર વાપર્યો છે તે) નાથ ! તું આમાં શું માને છે ? (ઉત્તરરામ ઉપરથી)

"જેટલો આરોપ મુકો તે સત્ય છે, ઉચિત છે. મૈયા, હવે તો મ્હારે દુષ્યન્તનું સદ્ભાગ્ય હતું તેનો માત્ર એક અંશ માગવાનો બાકી રહ્યો—"

ચન્દ્રા૦—તે અંશ હું પ્રાપ્ત કરાવીશ.

સરસ્વતીચંદ્રે આ સાંભળ્યું નહી ને આગળ બોલતો ગયો.

[1]"सुतनु हृदयात्प्रत्यादेशव्यलीकमपैतु ते
किमपि मनसः संमोहो मे तदा बलवानभूत् ।
प्रबलतमसामेवंप्रायाः शुभेषु हि वृत्तयः
स्रजमपि शिरस्यन्धः क्षिप्तां धुनोत्यहिशङ्कया ॥

"આ શબ્દો બોલી, શકુન્તલાને ચરણે પડી, દુષ્યન્તે ક્ષમા મેળવી. મૈયા, હું એવી ક્ષમા મેળવવાને ઇચ્છુંછું, પણ તે ક્ષમાને માટે દુષ્યન્તની યોગ્યતા હતી એવી મ્હારી નથી. મને કોઈનો શાપ ન હતો, મ્હારા મનને ઇષ્ટ જનની વિસ્મૃતિ ન હતી, અને મ્હેં ફુલની માળાને સર્પ જાણી ફેંકી દીધી નથી. ઉભય હૃદયની પ્રીતિ જાણી, સર્વ વાત પ્રત્યક્ષ છતાં, કોમળ સુન્દર અને સુગન્ધ પુષ્પમાળાને, જાણી જોઈને ગ્રીષ્મમધ્યાન્હમાં સૂર્યના તડકાવચ્ચોવચ્ચ બળી જાય એમ, મુકી દીધી. ક્ષમા માગવાનો પણ મ્હારો અધિકાર નથી; છતાં આ અધમ હૃદય ક્ષમાને ઇચ્છેછે. તે મળે એટલે સંસારમાં મને બીજી વાસના નથી."

સરસ્વતીચંદ્ર દીન મુખે ટટાર થઈ બેઠો.

ચન્દ્રાવલી દયાર્દ્ર થઈ. તેનાં નેત્રમાં જળ આવ્યું: "નવીનચન્દ્રજી, મધુરીનો મધુર હૃદયસાગર ક્ષમાના તરંગોથી ઉભરાયે છે ને ઉછળે છે અને તેથી જ એની પ્રીતિની શુદ્ધિનું પ્રત્યક્ષ દર્શન કરાવે છે. એ કોમળ હૃદયઉપર અમાવાસ્યાના અપ્રત્યક્ષ ચન્દ્રનો સંસ્કાર પણ બળ કરે છે ને બળના પ્રત્યેક હેલારાની સાથે અનેક તરંગ ઉભા થાય છે. નવીનચંદ્રજી, એ તરંગે તરંગે શોક અને ક્ષમાના આમળા વીંટાય છે. એ માટે તમે નિઃશંક રહો."

---

૧. ઓ સુન્દર શરીરવાળી! મ્હેં ત્હારો સ્વીકાર ન કર્યો તેના ડાઘ ત્હારા હૃદયમાંથી હવે દૂર જાવ! તે પ્રસંગે મ્હારા મનમાં કોઈ બળવાન્ સંમોહ થયો હતો. જેની આશપાશ અન્ધકાર બળવાળો છે તેની વૃત્તિયો શુભ પદાર્થો પ્રતિ આવી જ થઈ જાય છે, અન્ધના શિર ઉપર પુષ્પની માળા નાંખો તો સાપ જાણીને તેને પણ તરછોડી ક્હાડી નાંખે. (શાકુન્તલ)

સર૦—તેની ઉદારતા જેમ જેમ આમ વધે છે તેમ તેમ મ્હારી કૃપણતા વધારે વધારે ક્ષુદ્ર લાગે છે, મ્હારો દોષ ક્ષમાને માટે વધારે વધારે અપાત્ર થાય છે, અને મ્હારું પ્રાયશ્ચિત્ત વધારે વધારે દુર્લભ બને છે.

ચન્દ્રા૦—મહાત્મા! તમારું એ માહાત્મ્ય મ્હારી મધુરી ઉત્તમ રીતે પ્રત્યક્ષ કરે છે અને માટે જ એના હૃદયના ચીરા વધારે વધારે દારુણ થતા જાય છે.

સર૦—હરિ! હરિ! હું શું કરું? મૈયા, મ્હારું પ્રાયશ્ચિત્ત નથી જ.

એની આંખમાં વળી આંસુ સરવા લાગ્યાં.

ચન્દ્રા૦—પ્રીતિતંત્રમાં સ્ખલન પામનારનું પ્રાયશ્ચિત્ત એ જ કે પ્રીતિપાત્ર જનના હૃદયને વશ થવું અને એ હૃદય પ્રીત પ્રસન્ન થાય એવાં થવું.

સર૦—તેના હૃદયમાં પવિત્ર સંસ્કારો જ છે-જેને લીધે મ્હારી આ સ્થિતિથી જ એ હૃદયની પ્રીતિ થશે.

ચન્દ્રા૦—તે તેમ છે કે અન્યથા છે તેનો તો નિર્ણય હજી કરવાનો છે.

સર૦—એમાં શંકા નકામી છે. એ હૃદયની અન્યથાસ્થિતિ અશક્ય છે.

ચન્દ્રા૦— તમે તમારી હાલની સ્થિતિ એને પ્રસન્ન કરવા સ્વીકારો છો કે તમારા પોતાના હૃદયના ઉલ્લાસથી?

સર૦—ગુરુજીનો આદેશ છે કે મ્હારે પ્રવાહપતિત સ્થિતિને અનુકૂલ રહેવું.

ચન્દ્રા૦—તમારું હૃદય જેવું ઉદાર ઉદાત્ત છે તેવું જ પ્રીતિતંત્રમાં મુગ્ધ છે. મ્હારી મધુરી આ પર્વત ઉપર ચ્હડી આવી તે શું તમને આ સ્થિતિમાં અચલિત જોવાને માટે? તમારા પૂર્વાશ્રમના મનોરાજ્યનું સ્મરણ કરી, મન મનનું સાક્ષિ છે એમ સમજી, આ પ્રશ્નનો ઉત્તર ઘો.

સર૦—તે એમ સમજે છે કે હું દુઃખી છું અને મને દુઃખી સમજી દુઃખમાંથી મુક્ત કરવાની વાસનાએ તેને આંહી સુધી પ્રેરી છે.

ચન્દ્રા૦—તે શું તમે દુઃખી નથી?

સર૦—એની ક્ષમા મળ્યે મ્હારું દુઃખ શાન્ત થશે.

ચન્દ્રા૦—જો તમારું દુઃખ એટલાથી શાન્ત થવાનું હોય તો તમે તેના શરીરના પતિના ગૃહમાં ગયા તે શા માટે? શું તમે ત્યાં એના દુઃખની મશ્કરી કરવાને માટે ગયા હતા?

સર૦— તેના મનમાં હું એવો દુષ્ટ હઉ તો તેમ ગણવું.

ચન્દ્રા૦—નવીનચંદ્રજી, જે આવેશને બળે તમે તમારા પિતાનો ત્યાગ કર્યો તે જ આવેશને બળે તમે તમારા પ્રીતિપરિપાકની અવગણના કરી. એ જ અવગણના તમારી પવિત્ર પ્રીતિએ સ્વીકારી નહી અને એ અવગણનાની અવગણના કરી તમારી પ્રીતિએ તમને મધુરી પાસે મોકલ્યા. તમારી ઉદાત્તતા એવી છે કે આટલી વાત તો તમે તરત સ્પષ્ટ સ્વીકારવાના.

પળવાર લજ્જાથી નીચું જોઈ સરસ્વતીચંદ્ર બોલ્યો. “મ્હારા હૃદયતંત્રનું “પૃથક્કરણ કરવામાં તમારી પ્રજ્ઞા સફલ હોય એટલી સફલ મ્હારી પોતાની “દુઃખમાં ડુબેલી પ્રજ્ઞા થઈ શકે એમ નથી.”

ચંદ્રા૦—મહાત્મા ! તમારું રસિક ઉદાત્ત માહાત્મ્ય એવું છે કે તેને તમે પોતે જોઈ શકતા નથી. પણ તમારું જે માહાત્મ્ય તમે જાતે જોઈ શક્ત નથી તે મ્હારી મધુરીની પ્રીતિ સ્પષ્ટ પ્રત્યક્ષ કરી શકે છે. જેમ આપણે આપણાં મુખ આપણી આંખોથી જોઈ શકતાં નથી પણ કાચમાં જોઈએ તો જ દેખાય તેમ મહાત્માઓનાં માહાત્મ્ય તેમને પોતાને જણાતાં નથી પણ તેમના ઉપર વિકસતી અન્ય હૃદયની પ્રીતિના નિર્મલ કાચમાં જ જણાય છે.

સર૦— હા ! મ્હારી દુષ્ટતાનું માહાત્મ્ય એ રંક હૃદયને સોળે કળાસાથે પ્રત્યક્ષ જ છે.

ચન્દ્રા૦—મહાત્મા ! જો તેના હૃદયમાં એવી ભાવના હોય તો એ હૃદય ધરનારી તે મધુરી નહી ! મ્હારી મધુરીના મધુર પ્રીતિને તમે કેવા ભાસો છો તે સાંભળી લ્યો.

[1] “ व्यतिकरितदिगन्ताः श्वेतमानैर्यशोभिः
सुकृतविलसितानां स्थानमूर्जस्वलानाम् ।
अकलितमहिमानः केतनं मङ्गलानाम्
कथमपि भुवनेस्मिंस्त्वादृशाः संभवन्ति ॥ ”

સર૦—હરિ ! હરિ ! હું મહા દુષ્ટ ઉપર તેનો ઉપકાર અપાર થઈ ગયો. મૈયા, હું મ્હારો જે દારુણ દોષ જોઉં છું તેને જોવાને જ્યારે એ ઉદાર હૃદય આટલું અશક્ત છે ત્યારે મને ક્ષમા તે કોણ આપવાનું હતું? હવે તો ઈશ્વર આપે ત્યારે !

---

૧ ઉજ્વલ શ્વેત થતા યશવડે દિશાના છેડાઓને જેમણે રંગ્યા હોય છે, સુકૃતના પ્રતાપી વિલાસોનાં જેઓ સ્થાન છે, જેમનો મહિમા કળાયો નથી, અનેક મંગલોની ધ્વજારૂપ જેઓ છે એવા ત્હારા જેવા મહાત્માઓ પૃથ્વીમાં પૃથ્વીનાં મહાભાગ્યે જ ક્વચિત્ જન્મે છે (ઉત્તરરામ ઉપરથી)

ચન્દ્રા૦—જ્ઞાનસ્વરૂપ ! આ અલખના પુણ્ય મઠમાં तरति शोकमात्मवित्.[1]

સર૦—શોક જશે, પણ થયું પાપ નહી ધોવાય.

ચન્દ્રા૦—ગુરુજી, તમને તે ધોવાનો પ્રસંગ પણ પ્રાપ્ત કરાવશે ને ત્યારે તમે અનુભવશો કે—

[2]भिद्यते हृदयग्रंथिश्छिद्यन्ते सर्वसंशया: ।
क्षीयन्ते चास्य कर्माणि तस्मिन् दृष्टे परावरे ।।

સર૦—માતાજી, સત્ય ક્‌હો છો. પણ મ્હારા મોહનું આવરણ આ ક્ષણે દૃઢ છે.

ચન્દ્રા૦—મ્હારે આવી યોજના સાધવી છે કે તમારો ને મધુરીનો એકાન્ત સમાગમ થાય અને તમે બે પરસ્પરઅવસ્થા સાંભળી, સમજી, પરસ્પરસમાધાન કરો, અને તે પછી તમારી બેની ઇચ્છા પ્રમાણે યોગ કે વિયોગ જે ઉચિત હશે તે સાધવામાં અમે સાધનભૂત થઈશું.

સરસ્વતીચંદ્ર વિચારમાં પડી અંતે બોલ્યો.

" એથી ફળ શું. ? "

ચન્દ્રા૦—તેનું દુઃખ તમે સમજી લેજો અને તમારું દુઃખ એ સમજી લેશે. તેનો વ્યાધિ જાણી તેનો ઉપાય તમારા સમાગમમાં હોય તો તે સમાગમ તમે તેને આપશો એ જ તમને ક્ષમા મળી સમજવી. એનું ઔષધ બીજું કાંઈ હોય તો તે આપવા યત્ન કરશો તો તે પણ તમને ક્ષમા મળી ગણવી. જો તમે એમ સમજતા હો કે ક્ષમાથી તમને શાંતિ મળશે તો તો આટલું કરવા તમે બંધાયલા છો. જો તમારું દુઃખ તમે નહી સમજતા હો તો મધુરીનું હૃદય તો તે અવશ્ય સમજી લેશે અને તેનો ઉપાય કરશે. નવીનચંદ્રજી, જે પરિશીલિત પ્રીતિથી તમારાં બેનાં હૃદય ઓતપ્રોત ન્યાયથી સંધાયાં છે તે પ્રીતિના તંતુ ઉપર બલાત્કાર કરવાથી ઉભય હૃદય ખેંચાય અને ત્રુટે એ પ્રીતિની પ્રકૃતિ છે. કેટલોક કાલ ઉભય હૃદયના તંતુઓના યથાપ્રાપ્ત સમાગમનું પાલન કરો, અને ધીમે ધીમે ઉભયની કળાથી ઉભયની વૃત્તિથી, ઉભયના સંયુક્ત અભિલાષથી, અને ઉભયના પ્રયત્ન-

---

૧. આત્મા જાણનાર શોકને તરે છે. ૨. એ પરાવાર દૃષ્ટ થાય છે ત્યાં હૃદયગ્રન્થિ ભેદાય છે, સંશય માત્રનો છેદ થાય છે, ને આનાં કર્મ ક્ષીણ થઈ જાય છે. ( પંચદશી. )

સંવાદથી', એ હૃદયના તન્તુઓને ક્લેશ ન પ્હોંચે એમ છુટા કરો. એટલે અંતે નવીનચંદ્રજી વિહારપુરીના છત્રરૂપ થશે અને મધુરી ચન્દ્રાવલીની વસ્ત્રકુટીમાં ર્‌હેશે. જો ક્લેશ વિના એ તન્તુ છુટે નહી તો તેમનું પાલન કરવું અને જુદાં જન્મેલાં જીવના તન્તુના શાન્ત સુન્દર પટને સુન્દરગિરિના વિહારમઠના ભૂષણરૂપ કરવો.

સરસ્વતીચંદ્ર હબકયો.

“ મૈયા, ક્ષમા મેળવવાને એ જ માર્ગ લેવો પડે તો નવીનચન્દ્ર વશે કે કવશે તેને માટે સજ્જ થાય એમ ધારો. પણ મધુરીનું પોતાનું હૃદય, એનો એના પતિ ઉપરનો પ્રેમ, અને એ પતિ પ્રતિનો એનો પતિવ્રતા-ધર્મ—એ ત્રણ વાનાં શું આ માર્ગને અનુકૂળ છે ? ”

ચન્દ્રા૦—એ વિચાર કરવાનો મધુરીને છે—તમારે નથી.

સર૦—એને પુણ્યમાર્ગે પ્રેરવી એ મ્હારી પ્રીતિનો પ્રધાન અભિલાપ છે.

ચન્દ્રા૦—હું જાણી પ્રસન્ન–અતિપ્રસન્ન છું. તમારી બેની પ્રીતિ ચંદ્ર અને કુમુદના જેવી પરસ્પરશરીરને દૂર રાખનારી પણ દૃષ્ટિસંયોગ અને મનઃસંયોગનું રક્ષણ કરનારી છે. એવી સૂક્ષ્મ પ્રીતિને માટે જ તમારાં સૂક્ષ્મ શરીરનો સમાગમ રચવાની અમ સાધુજનોની યોજના છે. તમારાં સ્થૂલ શરીરને અસક્ત ર્‌હે કે સક્ત ર્‌હે તેમાં અમે ઉદાસીન છીયે.

સર૦—કારણ ?

ચન્દ્રા૦—અમારા ન્યાયથી તો તમે એના મન્મથાવતારે વરાવેલા શુદ્ધ એક પતિ છો, અને એના શરીરના પતિને તો અમે જાર ગણીયે છીએ.

સર૦—સંસારની ભાવના એથી વિપરીત છે.

ચન્દ્રા૦—હા. અમારી અને સંસારની ભાવનાઓમાંથી તમારી ઇચ્છા હોય તેને સ્વીકારો ને ઇચ્છા હોય તેને ત્યજો. એમાં અમારે ઉદાસીનતા છે. સૂક્ષ્મ શરીરોના સૂક્ષ્મ કામ તૃપ્ત થશે તો તે જ પરમ અલખને જગવનાર થાય છે. સ્થૂલ કામ તો માત્ર સાધનરૂપ છે—તેના વિના ફળ પ્રાપ્ત થાય તો અમારે એ કામ ઉપર પક્ષપાત નથી.

---

૨. બે જણના પ્રયત્ન પ્રતિ પ્રયત્નની એકફળતા. युगपदनेकार्थसिद्धिरपि दृश्यते । यथा मेषयोरभिघाते कपित्थयोर्भेदे मल्लयोर्युद्धे ॥ तेनोभयोरपि सदृशी सुखप्रतिपत्तिः ॥

जातेरभेदाद्दम्पत्योः सदृशं सुखमिष्यते ।
तस्मात्तथोपचर्या स्त्री यथाग्रे प्राप्नुयाद्रतिम् ॥ (કામતન્ત્ર.)

સર૦—તમારે ઉદાસીનતા છે, પણ મ્હારે તો તે કામ વર્જ્ય અને અ-ધર્મ્ય છે એવો ઉપદેશ સ્થિર કરવો પડશે.

ચન્દ્રા૦—તો તેમ કરજો. સૂક્ષ્મ કામ તૃપ્ત થયો એટલે અલખ કલ્યાણનો ધર્મ સચવાયો સમજીયે છીએ.

સર૦—પણ સ્થૂલ કામની દૃષ્ટિમર્યાદામાં અને બાણપથમાં પડવાનું કારણ શું ?

ચન્દ્રા૦—તમે કરેલો અપરાધ—એ મુખ્ય કારણ છે. તેનું પ્રાયશ્ચિત્ત ઇચ્છો છો—એ વચન તમારા હૃદયનું હોય તો તે બીજું કારણ. પછી કેટલાં કારણ માગો છો ? વિષનો વિષવડે પ્રતીકાર કરો.

સર૦—હું આ યોજના સાંભળી ભયથી કમ્પુંછું. મૈયા, શુદ્ધ જીવોને ભ્રષ્ટ થવાના ભયમાં નાંખવા એ આ સ્થાનના પુણ્ય માર્ગોને ઉચિત નથી.

ચન્દ્રાવલી ભ્રૂકુટી ચ્હડાવી બોલી. “ શું ઉચિત નથી ? એ રંક મુગ્ધાની તમે પ્રીતિ કરી અને પછી તેને કુવામાં નાંખી અને હવે તેમાંથી તમારે તેને ક્‌હાડવી ઉચિત નથી ? કે એ કુવામાં પડવાનું તમારા સ્વાર્થી હૃદયને ભય લાગે છે અને એ ભયમાંથી પોતે જાતે મુક્ત ર્‌હેવાની અન્તર્વાસનાથી આ નિર્ભય બાળાને શુદ્ધ માર્ગ દેખાડવાનો દમ્ભ કરવો એ ઉચિત નથી ? જો તમે સંસારીઓના માર્ગ પ્રમાણે ધર્માધર્મ ગણતા હો અને એવા ધર્મના આગ્રહી હો તો જે ભયથી તમે ડરો છો તેનાથી ડરો નહી ને એ ભયકાળે પણ તમારા ધર્મ પ્રમાણે શુદ્ધ ર્‌હેવાનું પૌરુષેય બળ ધારો. કલ્યાણ ફળને માટે યુદ્ધ કરવું પડે તો તેને માટે રખાય એટલાં કવચ અને શસ્ત્રાસ્ત્ર રાખો અને અક્ષત ર્‌હો. પણ એ ભયથી કાયર બની, ઉચિતાનુચિતના અનુચિત વિચારોથી દોલાયમાન થઈ, જે કાર્ય જાતે ધર્મ્ય અને કલ્યાણકારક તેમ તમારા પ્રાયશ્ચિત્તરૂપ છે તે કાર્ય કરવામાં પાછા ન પડો અને વ્યગ્ર ન થાવ. જે તમારાં સૂક્ષ્મ શરીરનો સમાગમ હું યોજું છું તેમાં તમે અધર્મ કે અકલ્યાણ દેખો છો ?”

સર૦—આ ભય વિના બીજું કાંઈ નથી.

ચન્દ્રા૦—સૂક્ષ્મ શરીરના સમાગમ અને સૂક્ષ્મ પ્રીતિના ચમત્કાર આજ સુધીમાં તમને અનિવાર્ય અને અપ્રતિહતગતિ જણાયા નથી ?

સર૦—મૈયા, હું નિરુત્તર છું.

ચન્દ્રા૦—તમારાં ઉભયનાં હૃદયની શાન્તિ એ સમાગમ વિના બીજા કાંઈ માર્ગથી સાધ્ય છે ?

સર૦—હું એવો બીજો માર્ગ દેખી શકતો નથી; છતાં આ સમાગમ ઇચ્છતો નથી ને તેનું કારણ કહી દીધું છે.

ચન્દ્રા૦—તમને ક્ષમા મળવાનો પ્રસંગ માત્ર એવા સમાગમ કાળે જ છે એ તમે જોઈ શકો છો ?

સર૦—એ જોવાનું હવે કાંઈ બાકી રહ્યું નથી.

ચન્દ્રા૦—તો, નવીનચંદ્રજી, આ ભયનો ત્યાગ કરો અને જે એક જ કલ્યાણનો પન્થ છે તે સ્વીકારો. સંસારની રચેલી વિવાહવ્યવસ્થાના ઉપર શ્રદ્ધાને લીધે તમારો માનેલો ધર્મ જ મધુરી પાળે છે, અને તે પાળે છે ત્યાં સુધી તમારો સમાગમ ઇચ્છવાની લઘુતા તેના હૃદયને પ્રાપ્ત થઈ નથી. એ તો એમ જ જાણે છે કે,—

"[1] मर्यादानिलयो महोदधिरयं रत्नाकरो निश्चितः
सर्वाशापरिपूरकोऽनुगमितः संपत्तिहेतोर्मया ॥
शम्बूकोऽपि न लभ्यते किमपरं रत्नं महार्घं परम्
दोषोऽयं न महोदधेः फलमिदं जन्मान्तरीयं मम ॥

"મધુર દુઃખની રસિક અમારી મધુરી તમને સુખ ઇચ્છે છે પણ પોતાને માટે તમારું સુખ ઇચ્છતી નથી. હું આવી છું તે મ્હારા હૃદયની અને સર્વ સાધ્વીઓની પ્રેરણાથી આવી છું. તેઓ એક પાસથી તમારી શક્તિ દેખે છે અને બીજી પાસથી મધુરીનું દુઃખ દેખે છે ત્યારે નિઃશ્વાસ મુકી અશ્રુપાત કરી, તમને તિરસ્કાર પૂર્વક કહેછે ને કહાવેછે કે,—

"[2] लज्जामहे वयमहो वचनेऽपि हन्त
सांयात्रिकाः सलिलराशिममी विशन्ति ।
अंसाधिरोपिततदीयतटोपकण्ठ-
कौपेयकाम्बुदृतयो यदुदीर्णतृष्णाः ॥

"મધુરીએ તમારી પાસે આવવાની સ્પષ્ટ ના પાડી અને સાધુજનોના આગ્રહથી આવવા હું સજ્જ થઈ ત્યારે એક રસાર્દ્ર સાધ્વીએ તમને કહેવાનું મને કહ્યું છે કે—

---

૧. આ મહાસાગર મર્યાદાનું સ્થાન છે, નિશ્ચિત રત્નાકર છે, અને સર્વ આશાઓને પરિપૂર્ણ કરનાર છે, અને સંપત્તિને માટે મ્હેં તેનું અનુગમન કર્યું પણ મને એક પઈસો પણ ન મળ્યો તો મૂલ્યવાન્ રત્નની તો વાત જ શી કરવી? આ કંઈ મહાસાગરનો દોષ નથી, પણ મ્હારા પોતાના જ જન્માંતરનું ફળ છે (પ્રકીર્ણ).

૨. આ તો એવું જ કે તે કહેતાં પણ અમે લાજીએ છીએ. તે એ કે આ સાંયાત્રિકો (વહાણમાં ફરનાર વ્યાપારીયો) આવા પાણીથી ભરેલા સાગર ઉપર જાય છે છતાં અત્યંત તૃષાવાળા થઈ કુવાના પાણીથી ભરેલી મસકો એ જ સાગરના તીર ઉપર એમને ખભા ઉપર લેઈ રાખવી પડે છે. (પ્રકીર્ણ)

"[1]यद्वीचीभिः स्पृशसि गगनं यच्च पातालमूलम्
रत्नैरुद्दीपयसि पयसा यत्पिधत्से धरित्रीम् ।
धिक् सर्वं तत्तव जलनिधे यद्विमुच्याश्रुधारा :
तीरे नीरग्रहणरसिकेनाध्वगेनोज्झितोऽसि ॥

"સર્વ સાધુસ્ત્રીઓ તમારી સૂક્ષ્મ માનસિક પ્રીતિનો જ ફ્લોદય ઇચ્છે છે. સ્થૂલ પ્રીતિનો વિચાર તેમનાં હૃદયમાં લઘુમાત્ર છે. હે રાજહંસ! તમે માત્ર અશરીર માનસપ્રીતિના માનસ સરોવરની જ કમલિનીને જ તમારા સૌહૃદથી સનાથ કરો તો તેટલું બસ છે. પરિવ્રાજિકામઠની અધિષ્ઠાત્રી તમને ક્‌હાવે છે કે.—

"[2]कञ्चिदेव समयं समागतं
त्वां न विस्मरति शश्वदम्बुजम् ॥
मानसे विहर हंस मानसे
मा विमुञ्च पुनरस्य सौहृदम् ॥

"વિહારમઠની અધિષ્ઠાત્રી અનેક તંત્રોના વિચાર કરી નિર્ણયપૂર્વક ક્‌હાવે છે કે—સંસારમાં પરમ અલખના અસંખ્ય લખ ખેલોમાંથી તમને જે આશય પ્રિય હશે તે રમણીય જ હશે. તમારું અલખ બોધન અને લખ તૃપ્તિ ઉભય રમણીય જ થયાં. તો પણ મધુરીની માનસ પ્રીતિ વિના ન્યૂનતા છે.

"[3]सैव सैव सरसी रमणीया
यत्र यत्र वलते तव रागः ।
राजहंस रसिक स्मरणीया
श्रीमता तदपि मानसकेलिः ॥

---

૧. મોજાંવડે તું ગગનનો સ્પર્શ કરે છે, રત્નોવડે તું પાતાળને પ્રકાશિત કરે છે, અને ધરતીનું તું આચ્છાદન કરે છે; ત્હારા એ સર્વ પરાક્રમને ધિક્‌કાર છે—કારણ પાણી લેવાનો રસીયો પ્રવાસી ત્હારા તીર ઉપર આંસુની ધારાઓ મુકી ત્હારો ત્યાગ કરે છે (પ્રકીર્ણ).

૨. હે હંસ! માત્ર થોડો સમય આ કમળને ત્હારો સમાગમ થયો હતો; તેટલામાં તો નિત્ય કાળ સુધી તે તને ભુલતું નથી. માટે માનસ (સરોવર) માં વિહાર કર—રે—માનસમાં વિહાર કર, પણ આવી મિત્રતાનો ત્યાગ ન કરીશ. (પ્રકીર્ણ.)

૩. જેના જેના ભણી ત્હારી પ્રીતિ વળે છે તે તે જ સરસી (સરોવર) રમણીય છે; તો પણ હે રસિક રાજહંસ, તું શ્રીમાન્ છે. તેણે માનસક્રીડા સ્મરવી જોઈયે જીયે. (પ્રકીર્ણ)

"અને છેલું વાક્ય—તમારા ઉચિતાનુચિત અને ધર્માધર્મના વિચાર સંબંધે—હું કહું છું તે એટલું જ કે—

"[1]हा हन्त मानससरःसलिलावतंस
रे राजहंस पयसोः प्रविवेचनाय ।
चेच्छक्तिमान् खलु भवान्न तदा किमु स्यात्
किं वा कपोत उत वा कलविङ्कपोतः ॥

"જો મ્હારી સર્વ વાત તમે સ્વીકારતા હો પણ માત્ર શમસુખના અભિલાષથી અથવા પરમ જ્યોતિના યોગના લોભથી મધુરીને તેની સંમતિ વિના દૂર રાખતા હો તો તમે અલખમાર્ગનો યોગ સમજ્યા નથી તે ગુરુજી પાસે સમજી લેજો. આ ગિરિરાજના યોગીઓ અલક્ષ્ય અને લક્ષ્ય ઉભયના યોગી છે અને લક્ષ્યનો તિરસ્કાર કરવામાં પોતાના અદ્વૈતને બાધ ગણે છે. એ માર્ગમાં તો શ્રી અલખની લખવિભૂતિને પૂજનીય ગણી અલખ જ્યોતિનો સમાધિ જનકમહાત્માના જેવો સાધવો એજ શ્રેષ્ઠ ગણાય છે. શ્રી રામચંદ્રને મુખે જે જનકની સ્તુતિ થઈ છે કે—

"[2] छत्रच्छाया तिरयति न यद्यन्न च स्प्रष्टुमीष्टे
दृप्यद्गन्धद्विपमदमषीपङ्कनामा कलङ्कः ।
लीलालोलः शमयति न यच्चामराणां समीरः
स्फीतं ज्योतिः किमपि तदमी भूभुजः शीलयन्ति ॥

"સત્ય વાત છે કે સંસારમાં રહેવું અને શમસુખ સાચવવું એ ઉભય ક્રિયાઓનું સમકાલીન સંમેલન ઘણું વિકટ, સૂક્ષ્મ, અને દુર્લભ છે અને તે મેળવતાં મેળવતાં ઉભય ક્રિયામાં ઉભયભ્રષ્ટ થતાં હશે. પણ જે ચિત્ત તે પરમ લાભને પામી શકે છે તેનું માહાત્મ્ય અલૌકિક થાય છે, તેમનાથી લોકનું અપૂર્વ કલ્યાણ થાય છે, અને લોક જેને ઈશ્વરેચ્છા કહે છે અને અમે જેને અલખનુ લખવાસનાસ્વરૂપ

---

૧. હા! અરેરે! માનસસરોવરના સલિલના ભૂષણરૂપ ઓ રાજહંસ! દુધપાણીનો વિવેક કરવા જ્યારે તું જ શક્તિમાન નથી ત્યારે એ વિવેક તે શું કપોત કરી શકશે કે ચકલાનું બચ્ચું કરી શકશે? (પ્રકીર્ણ)

૨. આ મહારાજ જે શુદ્ધ અનિર્વચનીય જ્યોતિનું ધ્યાન ધરે છે તે જ્યોતિને એમના છત્રની છાયા ઢાંકતી નથી; મત્ત ગન્ધગજના મદનું કાજળ જેવા મષીપંક નામનું કલંક તેનો સ્પર્શ કરવા પામતું નથી; ચામરોને લીલાથી કંપતો પવન તેને શાંત કરતો નથી; એવા શુદ્ધ જ્યોતિનું આ મહારાજ ધ્યાન ધરે છે (પ્રસન્નરાઘવ).

કહીયે છીયે તે વાસના આવાં ચિત્તની સિદ્ધિથી જ થાય છે. વિશ્વામિત્રે ક્ષત્રિયપદ છોડી બ્રહ્મર્ષિપદ શોધ્યું તેમણે એ ઉભય પદના પાલક જનક મહાત્માની સ્તુતિ કેવી કરી છે તે સાંભળો.

" [1]ज्याघातः कार्मुकस्य श्रयति करतलं कण्ठमोंकारनादः
तेजो भाति प्रतापाभिधमवनितले ज्योतिरात्मीयमन्तः ।
राज्यं सिंहासनश्रीः शममपि परमं वक्ति पद्मासनश्रीः
येषां ते यूयमेते निमिकुलकुमुदानन्दचन्द्रा नरेन्द्राः ॥

"નવીનચન્દ્રજી, અન્તે મ્હારે એટલું જ કહેવાનું બાકી રહ્યું છે કે રાજ્યાદિની ઉપાધિ વિનાના, માત્ર અર્ધાંગના યોગથી સકલાંગ રહેનાર યાજ્ઞવલ્ક્ય અને મૈત્રેયીની પેઠે, અને વસિષ્ઠ અને અરુન્ધતીની પેઠે, સચ્ચિદાનંદમય અદ્વૈતરસ અનુભવવો એ વિહારમઠના યોગીયોની સ્વાનુભૂતિ છે તેમાં તમારા જીવાત્મામાં ત્રસરેણુકાદ્વૈત પામવા મ્હારી મધુરીનો કલ્યાણ જીવાત્મા સર્વ પ્રકારે યોગ્ય છે. અમે તેનો અને તમારો ક્ષણવાર સહવાસ યોજીશું તેમાં તમારે સર્વથા અનુકૂળ થવું અને તે સહવાસને કાળે તમારા પરસ્પર પક્ષપાતના સંમેલનનું પરિણામ તમને જે અધિકાર આપે તે કરવા તમે સ્વતંત્ર છો. જો એ અધિકાર તમારે વિહારમઠમાં જવાનો થાય તો ત્યાં જજો અને આ મઠમાં રહેવાનો થાય તો અંહી રહેજો. પણ આ અધિકાર પરીક્ષાસંવેદન[2] વિના જણાઈ શકતો નથી અને તમારો થોડોક પણ સહવાસ થાય તે વિના તમારા મન્મથાવતારનું અને અધિકારનું પરીક્ષાસંવેદન થવાનું નહી, માટે તેટલી રીતે તમારે અમને અનુકૂળ થવું. બીજે રૂપે હું ઉક્ત શબ્દોની પુનરુક્તિ કરું છું."

સર૦—"સાક્ષાત્ સરસ્વતીદેવીનો ઉપદેશ કીયા અંતઃકરણ પાસે આજ્ઞાધારણ નહી કરાવે ? પણ મૈયા, વ્યાસ જેવા પિતાના ઉપદેશ શુક મુનિને માટે અપર્યાપ્ત નીવડ્યા તેમ મ્હારા અંતરાત્માનું ભય આપના

---

૧. તમારા હાથના તળીયાને બાણની પણછના ઘસારાના ઘા પડ્યાછે; તમારા કંઠમાં ઓંકારનાદ છે; પ્રતાપ નામનું તમારૂં તેજ પૃથ્વીતલમાં પ્રકાશે છે અને અંતર્માં આત્મજયોતિ પ્રકાશે છે, સિંહાસનલક્ષ્મી તમારૂં રાજત્વ જણાવે છે ને પદ્માસનલક્ષ્મી તમારા શમને જણાવે છે: જેનામાં આવા આવા ગુણ છે તે તમે નિમિકુલ રૂપ કુમુદના આનન્દચંદ્ર નરેન્દ્ર છો. ( પ્રસન્નરાઘવ.)

૨. પરીક્ષા કરી સત્ય જાણી લેવું. Verification.

ઉપદેશથી નષ્ટ ન થાય તો ક્ષમા કરશો. હું શુદ્ધ અન્ત:કરણપૂર્વક માનું છું ને કહું છું કે—

" [1]भवादृशीनां साध्वीनां मे च यन्मङ्गलं मतम् ।
तस्मिन्नकरुणे पापे वृथा वः करुणा मयि ॥

"આપનાં સર્વ વચન સત્ય છે, અનિવાર્ય છે, રમણીય છે અને સૂક્ષ્મ વિચારે ધર્મ્ય પણ છે. પણ જે પ્રીતિ મ્હારા શમાભિલાષને શમની વિડમ્બના જ આપે છે તે જ પ્રીતિ કોઈક અનિર્વચનીય કારણથી મને આ દુ:ખમાં પડી રહેવા પ્રેરે છે."

ચન્દ્રા૦—મહાત્મા ! एतद्धि परिभूतानां प्रायश्चित्तं मनस्विनाम्[2] । એ પ્રાયશ્ચિત્તનો અવધિ હવે સમાપ્ત થાય છે.

સર૦—બે હૃદયને જે પ્રીતિ જોડે છે તે જ પ્રીતિ મ્હારા હૃદયમાંથી ભુસાય તો આપની આજ્ઞાનું ધારણ કરવામાં વિઘ્ન નડે નહી,

ચન્દ્રા૦—તે ભુસાવાની નથી.

[3]अहेतुः पक्षपातो यस्तस्य नास्ति प्रतिक्रिया ।
स हि स्नेहात्मकस्तन्तुरन्तर्मर्माणि सीव्यति ॥

સર૦—જો તે ભુસાવાની નથી તો મ્હારી મૂર્ખતાનો ભોગ થયલી રંક મુગ્ધાને કરવાનો ઉપદેશ જે માર્ગથી નિષ્ફળ થાય તે માર્ગ હું કંઈ રીતે લેહું ? જેણે દોષ કરેલો છે તેણે તો આ શમવિડમ્બના વેઠવી જ જોઈએ અને એ દોષને લીધે દુ:ખી થઈ છે તેને શુદ્ધ શમ મળવો જોઈએ. જે પક્ષપાત અને સ્નેહ આ બે હૃદયના તન્તુઓને શીવે છે તે સ્નેહની પ્રતિક્રિયા નથી તો જે જીવ શમવિડંબનાને યોગ્ય છે તે વિડંબના વેઠશે, અને જે પવિત્ર જીવ શમને પાત્ર છે તેને તે મળશે—એટલે મ્હારી વાસના તૃપ્ત થશે.

ચન્દ્રા૦—તમારી જાતને શિક્ષા કરવી કે નહી તે કર્મ અને ફ્લના સંયોજક ઈશ્વરના હાથમાં રાખો. પણ જે જીવને શમ આપવા ઇચ્છો છો તેને તે તમે જાતેજ આપો.

---

૧. તમારાં જેવાં સાધ્વીનું અને મ્હારૂં જેને મંગલ ગણેલું છે તેના ઉપર નિર્દય થનાર પાપી જે હું તેને માટે તમે વૃથા દયા આણો છો. (ઉત્તર રામ ઉપરથી).

૨. પરિભવ પામેલા મનસ્વીઓનું આ જ પ્રાયશ્ચિત્ત છે. (ઉત્તર રામ).

૩. હેતુ વગરનો જે પક્ષપાત થાય છે તેની પ્રતિક્રિયા નથી. અન્તર્મર્મભાગોને શીવી લેનાર સ્નેહાત્મક તન્તુ તે એજ. (ઉત્તર રામ).

સર૦—આવાં ઘૃત અને અગ્નિનો સંયોગ થયો એટલે ઇન્દ્રિયગ્રામનો અવિશ્વાસ જ રાખવો. સ્થૂલ પ્રીતિમાંથી સૂક્ષ્મ પ્રીતિ થાય તો તે પ્રકૃતિનો સ્વભાવ છે, પણ સૂક્ષ્મમાંથી સ્થૂલ થાય એ તો દુ:સહ છે.

ચન્દ્રા૦—"જે જીવ સૂક્ષ્મ શરીરનો અભિમાની છે તેને તો તે દુ:સહ હો. પણ કોઈ પણ શરીરના નિરભિમાની જીવને સૂક્ષ્મ સ્થૂલ સરખાં છે. તેણે તો રાગ-દ્વેષનો મદ દૂર રાખવો એટલે થયું. એ મદ અને એ માનવગરનો જીવ સ્વભાવથી શાન્તિ પામે છે.

"[1]रागद्वेषवियुक्तैस्तु विषयानिन्द्रियैश्चरन् ।
आत्मवश्यैर्विधेयात्मा प्रसादमधिगच्छति ॥
प्रसादे सर्वदुःखानां हानिरस्योपजायते ।
प्रसन्नचेतसो ह्याशु बुद्धिः पर्यवतिष्ठते ॥

"નવીનચંદ્રજી, જ્યાં ત્યાગથી શમ ન મળે પણ શમનું વિડંબન થાય ત્યાં શમ પ્રાપ્ત કરવાનો આ જ માર્ગ છે કે રાગદ્વેષ વિના ઇન્દ્રિયોને ચરવા દેવી."

સર૦—તે પછીના જ શ્લોકમાં કહ્યું છે કે

[2]इन्द्रियाणां हि चरतां यन्मनोऽनुविधीयते ।
तदस्य हरति प्रज्ञां वायुर्नावमिवाम्भसि ॥

ચન્દ્રા૦—એ બધાં વાક્યોમાં કાંઈ વિરોધ નથી. ઇન્દ્રિયોવડે વિષયને ચરવા, પણ તે ઇન્દ્રિયોને વશ ન થવું અને રાગદ્વેષ વિનાના રહી આ ઉભય વિધિ પળાય તો પ્રસાદ એટલે શમ પ્રાપ્ત થાય છે. સૂક્ષ્મ દેહ ઉપર રાગ અને સ્થૂલ ઉપર દ્વેષ ન રાખવો. સૂક્ષ્મ દેહનો સંયોગ તો સ્વયંભૂ થઈ ગયો છે, તેનો નિર્વાહ કરવો; અને સ્થૂલ દેહનો સંયોગ સ્વયંભૂ થાય તો તેનો દ્વેષ ન કરવો ને તેના ઉપર રાગી થઈ તેને શોધવો નહી ને તેનું અસ્થાને અકાળે અધર્મે બળ થવા દેવું નહી;

---

૧. રાગદ્વેષથી મુક્ત થયેલજ સ્વાધીન ઇન્દ્રિયદ્વારા વિષયોને ચરનાર ને પોતાના મનને સ્વાધીન રાખનાર પ્રસાદને પામે છે. એ પ્રસાદથી એનાં સર્વ દુ:ખની હાનિ થાય છે. પ્રસાદ પામેલાં ચિત્તની જ બુદ્ધિ ત્વરાથી પર્યવસ્થાન—સ્થિરતા પામે છે. (ગીતા.)

૨. ચરનાર ઇન્દ્રિયોને જ મન વશ થાય છે ત્યારે તે મન એની બુદ્ધિને—પાણીમાં નૌકાને પવન ખેંચે તેમ—ખેંચી જાય છે. (ગીતા.)

"કામકામી" ન થવું અને "કામદ્વેષી" પણ ન થવું. નદીઓ જેમ સમુદ્રમાં વ્હેતી વ્હેતી જાતે આવે છે તેમ કામરૂપ નદી ધર્મથી જાતે પ્રાપ્ત થાય ત્યારે સમુદ્ર પેઠે તેને અવકાશ આપવો એ જ શાંતિ, એજ નિર્મમતા અને એજ નિરહંકાર.

"[1]आपूर्यमाणमचलप्रतिष्ठं
समुद्रमापः प्रविशन्ति यद्वत् ।
तद्वत्कामा यं प्रविशन्ति सर्वे
स शान्तिमाप्नोति न कामकामी ॥

"[2]विहाय कामान् यः सर्वान् पुमांश्चरति निःस्पृहः
निर्ममो निरहंकारः स शान्तिमधिगच्छति ॥"

સર૦—મને કામ પ્રાપ્ત થયો નથી.

ચન્દ્રા૦—સૂક્ષ્મ કામ થયો છે.

સર૦—પણ સ્થૂલ કામને ભોજન માટે આમન્ત્રણ કરવું તે શા માટે? એટલો રાગ શા માટે?

ચન્દ્રા૦—બેમાંથી એક હૃદયને પણ એ રાગ નથી. એમ છતાં તે હોય કે પ્રાપ્ત થાય તો તે મધુરીને હશે એમ ધારો. પણ તમને તો તે નથી એમ ક્‌હો છો.

સર૦—તેને આમન્ત્રણ કરું તો તે પ્રાપ્ત થયો જ ગણવો.

ચન્દ્રા૦—જનક રાજા જેવો યોગ સાધવાનું મ્હેં તમને કહ્યું. એવા યોગને કાળે રાજાને ઉપાધિજન્ય અનેક ભય હોય છે. તેટલાથી મહાત્માઓ એવા યોગનો અનારમ્ભ કે ત્યાગ નથી કરતા. તમારું અધર્મભય તો માત્ર સંસારે માની લીધેલા ને માની લેવડાવેલા સંપ્રત્યય વડે રચેલા ભ્રમથી જ ઉત્પન્ન થયેલું છે અને તે ભય પણ તમારી દૃઢતા ને અચલતા જોતાં પ્રમાણમાં ક્ષુદ્ર છે. એવાં ભયને લેખામાં ન લેવાં તે તેને આમન્ત્રણ કર્યું ક્‌હેવાય નહી.

સર૦—ધારો કે એ યોગ સાધતાં આ ભય સત્ય પડ્યું અને આપણે યોગભ્રષ્ટ થયા તો?

---

૧. સમુદ્ર નવાં પાણીથી સર્વદા ભરાતો ભરાતો પણ અચલ પ્રતિષ્ઠાવાળો રહે છે તેમાં જેમ આ પાણી લેઈ જનારી નદીઓ સમાય છે, તેમ સર્વકામ જેમાં પ્રવેશ કરી સમાય છે તે શાન્તિને પામે છે; કામનો કામી તે શાન્તિ પામતો નથી.

૨. સર્વ કામનો ત્યાગ કરી, સ્પૃહા વિના, મમતા વિના, અને અહંકાર વિના જે પુરુષ એના જ વિષયોને પ્રારબ્ધ ભોગથી ચરે છે તે શાન્તિને પામે છે (ગીતા).

ચન્દ્રા૦—"તો તેમાં હાનિ કંઈ નથી. આ અવતારમાં યોગભ્રષ્ટ થ-યલો મહાત્મા આવતા અવતારમાં બાકીનો લાભ મેળવશે. અર્જુનને પણ આવી જ શંકા થઈ હતી અને કૃષ્ણ પરમાત્માએ એનું સમાધાન કરેલું હતું તે તમને વિદિત હશે.

"અર્જુને કહ્યું કે—

"[1]अयति: श्रद्धयोपेतो योगाच्चलितमानस :

× × × × × ×

कच्चिन्नोभयविभ्रष्टच्छिन्नाभ्रमिव नश्यति ॥

"ત્યારે તેને ઉત્તર મળ્યા કે

"[2]पार्थ नैवेह नामुत्र विनाशस्तस्य विद्यते ।
न हि कल्याणकृत्कश्चिद्दुर्गतिं तात गच्छति ॥
प्राप्य पुण्यकृताँल्लोकानुषित्वा शाश्वती: समा : ।
शुचीनां श्रीमतां गेहे योगभ्रष्टोऽभिजायते ॥
अथवा योगिनामेव कुले भवति धीमताम् ।
एतद्धि दुर्लभतरं लोके जन्म यदीदृशम् ॥
तत्र तं बुद्धिसंयोगं लभते पौर्वदेहिकम् ।
यतते च ततो भूय : संसिद्धौ कुरुनन्दन ॥
पूर्वाभ्यासेन तेनैव ह्रियते ह्यवशोऽपि स: ।
जिज्ञासुरपि योगस्य शब्दब्रह्मातिवर्तते ॥
प्रयत्नाद्यतमानस्तु योगी संशुद्धकिल्बिष : ।
अनेकजन्मसंसिद्धस्ततो याति परां गतिम् ॥

---

૧ શ્રદ્ધાવાન પણ અયતિનું મન યોગથી ચળે ત્યારે ઉભયમાંથી ભ્રષ્ટ થયલો પુરુષ છિન્ન થયલું વાદળું ન આકાશનું ને ન પૃથ્વીનુ થાય તેમ થઈ, શું તે નાશ પામતો નથી? (ગીતા) ૨. હે અર્જુન! આ લોકમાં કે પરલોકમાં તેનો નાશ તો થતો જ નથી; બાપુ! કલ્યાણ કરનાર કોઈ પણ દુર્ગતિને પામતો નથી જ. તેવો યોગભ્રષ્ટ જીવ પુણ્યકૃત્ લોકને પામે છે, અસંખ્ય વર્ષો સુધી ત્યાં રહે છે, અને શુચિ શ્રીમાન્ જનના ઘરમાં જન્મે છે અથવા તો ધીમાન્ યોગીના જ કુળમાં જન્મે છે. આવો જન્મ લોકમાં અધિક દુર્લભ છે. હે અર્જુન! આ નવા જન્મમાં પૂર્વ દેહના જ પેલા બુદ્ધિસંયોગને એ પામે છે અને તે પછી સંસિદ્ધ થવાને ઘણો યત્ન કરે છે. એ તો એ પૂર્વાભ્યાસને લીધેજ આમ એ અવશ થઈ ખેંચાય છે. યોગનો જિજ્ઞાસુ પણ શબ્દબ્રહ્મ જે વેદ તેથી તે આગળ જાય છે. પ્રયત્નવડે યતમાન યોગી અજ્ઞાનપ્રતિબન્ધમાંથી મુક્ત થઈ, અનેક જન્મમાં સંસિદ્ધ થઈ, અંતે પરા ગતિને પામે છે. (ગીતા)

"નવીનચંદ્રજી, પૂર્વ જન્મના પુણ્ય કર્મથી હાલની સદ્વાસનાઓને, સદ્વૃત્તિઓને, અને જ્ઞાનને પ્રાપ્ત થયા છો તે જ સત્કર્મની પરિપાકદશા આ જન્મમાં પામશો અને આ જન્મમાં યોગભ્રષ્ટ થશો તો આવતા જન્મમાં પામશો. પડવાના ભયથી બાળક ચાલતાં શીખવાનું છોડી દેતું નથી પણ પડી પડીને ઉઠેછે તે તેથી જ ચાલતાં શીખે છે. જે ભયથી તમે ડરો છો તે જ તમને કાળે કરીને તમારી ઇષ્ટસિદ્ધિને પ્રાપ્ત કરાવશે. સંસાર માત્ર છોડી મુકેલા બાણની ગતિ જેવો છે તે અલખની ઇચ્છાથી વેગ બંધ પડતા સુધી ગતિમાંથી વિરત થતો નથી અને વેગ સમાપ્ત થતાં ગતિ કરતો નથી. સદ્વાસનાનો સંસાર પણ આવો છે તે તમને ફળ દીધા વગર શાંત નહી થાય અને ભયથી ડરો છો તે મિથ્યા છે."*

સર૦—આ પ્રમાણે થશે એવી શ્રદ્ધા તો દૃઢ થાય ત્યારે ખરી.

ચન્દ્રા૦—અવશ્ય એમજ. પણ

"[1]आविर्भूतज्योतिषां योगसिद्धाः
ये व्याहारास्तेषु मा संशयोभूत् ।
भद्रा ह्येषां वाचि लक्ष्मीर्निषक्ता
नैते वाचं विप्लुतां व्याहरन्ति ॥

"જે યોગદૃષ્ટિને પરમ અલક્ષ્ય લક્ષ્ય થાય છે તેને પૂર્વાપર જન્માવસ્થા લક્ષ્ય થાય તેમાં શી નવાઈ છે? નવીનચંદ્રજી, તેવું લક્ષ્ય તમારે પ્રત્યક્ષ કરવું હોય તો તેટલો યોગ સાધો. તમને પણ યોગસિદ્ધ દૃષ્ટિ પ્રાપ્ત થશે અને શ્રદ્ધાની અપેક્ષા વિના તે વસ્તુ જોઈ શકશો કે જેને માટે આજ તો તમારે શ્રદ્ધા જ આવશ્યક છે. એ શ્રદ્ધા વિના જાતે શું જેવું ને કેમ જેવું તેનો માર્ગ ગુરુજી દેખાડશે."

---

* જૈન સંપ્રદાયમાં પણ સત્પુરુષોની ઉર્ધ્વગતિ માની છે, ચંદ્રપ્રભાચરિતમાં કહ્યું છે કેઃ—

क्षीणकर्मा ततो जीवः स्वदेहाकृतिमुद्वहन्
ऊर्ध्वं स्वभावतो याति वन्हिज्वालाकलापवत् ॥
लोकाग्रं प्राप्य तत्रासौ स्थिरतामवलम्बते
गतिहेतोरभावेन धर्मस्य परतो गतिः ॥

૧ જેને પરમ જ્યોતિનો આવિર્ભાવ થયો છે તેવા મહાત્માઓનાં વાક્ય યોગસિદ્ધ હોય છે. તેમાં સંશય ન કરવો, કારણ એમની વાણીમાં જ મંગલ લક્ષ્મી સિદ્ધિરૂપે વળગેલી રહે છે. તેઓ જેવી તેવી એટલે અસત્ય નીવડે એવી વાણી બોલતા નથી. (ઉતર રામ ઉપરથી.)

સર૦—[1]मुक्तबाणगतिप्रायः संसारस्तु शरीरिणाम् એ મંત્રનું દૃષ્ટાંત શા યોગભ્રષ્ટ જનના પુનરાવર્ત્તનમાં હશે.

ચન્દ્રા૦—એમ જ. દ્વા સુપર્ણા[2] આદિ શ્રુતિ છે તેમાં ઈશ અને અનીશ બે પક્ષી કહેલાં છે. સંસારસમષ્ટિ[3] જેવો ઈશનો ઉપાધિ છે તેમ વ્યષ્ટિ[4]નો સંસાર અનીશનો ઉપાધિ છે. બાણની ગતિ જેવો એ સંસાર ગણવો, બાણ જેવાં સંસારીનાં ને સંસારનાં નામરૂપ ગણવાં, ધનુષ્ય જેવું પ્રથમ અવતારમાંના જન્મનું કારણ અલખના વાસનાસ્વરૂપને ગણવું અને એ સ્વરૂપની શાન્તિને મુક્તિ ગણવી. એ ઉપાધિથી ઉપહિત ઈશ અભોક્તા છે ને અનીશ ભોક્તા છે. જ્યાં સુધી બાણની ગતિ છે ત્યાં સુધી ભોક્તાની ભુક્તિ છે. અનીશ યોગથી ઈશની સાથે સામ્ય પામે ત્યાં સુધી તેનો ભોગસંસાર પ્રવાહરૂપ ધરે છે ને એ વાસનાસ્વરૂપ શાન્ત થાય એટલે પ્રવાહરૂપ પણ શાંત થાય. જે યોગભ્રષ્ટ થયા વિના સંસિદ્ધ થાય છે તેમની બાણગતિ ત્વરિત હોય છે; યોગભ્રષ્ટની ગતિ વધારે કાલ ટકે છે પણ ત્વરિત હોય છે; પામર જીવની ગતિ મન્દ મન્દ પુનરાવર્તન પામનારી હોય છે. એવા જીવ

"[5]नद्यां कीटा इवावर्तादावर्त्तान्तरमाशु ते
व्रजन्तो जन्मनो जन्म लभन्ते नैव निर्वृतिम् ॥

"સંસારકર્મનો પરિપાક થતા સુધી તેમની આ દશા રહે છે. પ્રવાસીના પગ સ્વગ્રામ આવતાં ત્વરિત ઉપડે છે તેમ કર્મપરિપાક પામનારની ગતિ પણ ત્વરિત થાય છે અને તેથીજ યોગભ્રષ્ટ કે યોગસિદ્ધ ઉભયની ગતિ ત્વરિત છે. એ ગતિની ત્વરા વધે તેમ તેમ એના ભોગ સૂક્ષ્મતર થાય છે અને હોલાતી વાટ હોલાતાં હોલાતાં અતિશય પ્રકાશ ધરે છે તેમ તેમ આ ભોગ સૂક્ષ્મતમ થાય છે ને તેમ થાય ત્યાં સૂક્ષ્મ શરીર સૂક્ષ્મતમ થયું ગણવું અને તેમાંથી વાસનાક્ષય થાય છે. માટે નવીનચંદ્રજી, યોગમાંથી ભ્રષ્ટ થનારના ભોગ પણ કલ્યાણકારક છે એવો અલક્ષ્યાલક્ષ્યનો એક સિદ્ધાંત છે. વિષય જેમ વિષયીને ખેંચેછે તેમ સદ્વસ્તુના પૂર્વાભ્યાસમાં પણ એવી શક્તિ છે કે સાધુઓ તેનાથી ખેંચાય છે. ह्रियते ह्यवशो हि सः॥ એક વૃક્ષ ઉપર ઈશ ને અનીશ ઉભય છે. ભોગી અનીશ અને સાક્ષી

---

૧. ત્રીજો ભાગ પૃષ્ઠ ૧૦૦.

૨. ત્રીજો ભાગ પૃષ્ઠ ૧૨૫. ૩ The macrocosm ૪ The microcosm. ૫ નદીમાં એક વમળમાંથી બીજામાં કીડાઓ ત્વરાથી જાય તેમ તેઓ એક જન્મમાંથી બીજામાં જતા નિર્વૃતિ પામતા જ નથી; પંચદશી.

ઈશની એક દૃષ્ટિ થતાં ઈશ અનીશને આમ આકર્ષે છે અને સ્વસમાન કરેછે. એનું નામ ઈશ્વિરની કૃપા. એનું નામ ઉભય પક્ષીની મિત્રતા. આગન્તુક મિત્રનો સ્વર સાંભળી, અન્નપર બેઠેલો મિત્ર જેમ આતુરતાથી અન્નનો ત્યાગ કરતો નથી પણ કોળીયા ત્વરાથી ભરી લેછે અને આવેલા મિત્રને મળવા દોડે છે તેમ જ સૂક્ષ્મ પ્રીતિના ભોગી અનીશ સાધુઓ ઈશને જોઈ ભોગને સૂક્ષ્મતર કરે છે. નવીનચંદ્રજી, તમને જે માર્ગ દર્શાવ્યો છે તે કલ્યાણકારક જ છે ને મધુરીની મધુર કલ્યાણી મતિ તેમાં તમને અપૂર્વ સાહાય્ય આપશે એમ સર્વ સાધુજનની શ્રદ્ધા છે. નવીનચંદ્રજી, તમારી પ્રીતિ બાણની પેઠે ધનુષ્ય ઉપરથી છુટી ચુકી છે ને તેના પ્રતિરોધનો પ્રયત્ન મિથ્યાદમ્ભ છે. એ દમ્ભરૂપ અભિમાનનો ત્યાગ કરી, કલ્યાણ આશય ધરી, પ્રાપ્ત પ્રવાહમાં પ્રવૃત્ત થાવ, અને સર્વ જન જેનું મોદન કરે છે તે આશયને કલ્યાણરૂપ જ સમજો.

" विगतमानमदा मुदिताशया:
शरदुपोढशशाङ्कसमत्विष: ।
प्रकृतसंव्यवहारविहारिणस्
त्विह सुखं विहरन्ति महाधिय: ॥ "

સરસ્વતીચંદ્ર પોતાને દીક્ષામાં મળેલા શ્લોકના આ ઉપયોગથી ચમક્યો અને જિજ્ઞાસાથી પ્રેરાયો.

" મૈયા, આ શ્લોકમાંનો વ્યવહાર કીયો, ને આશય કીયો, અને શશાંકનું ઉપમેય શું ?"

ચન્દ્રા૦—ચાતુર્માસમાં જગતના પોષણને અર્થે વૃષ્ટિ કરવા વાદળાં આકાશમાં ઉભરાય છે અને ચંદ્રનું દીર્ઘકાળસુધી આચ્છાદન કરે છે તે પ્રમાણે મહાત્માઓનાં સ્થૂલ સૂક્ષ્મ શરીર પ્રથમ જાતે સુબદ્ધ સુપુષ્ટ થાય છે અને પછી જગતના કલ્યાણને અર્થે ક્રિયાવૃષ્ટિ કરે છે ત્યાં સુધી એ અલખના સ્ફુલિંગરૂપ એ મહાત્માઓ પ્રચ્છન્ન રહે છે અને તે પછી જ શરદ્ ઋતુના સકલ ચંદ્ર જેવા થાય છે. તેમની કૃપાનાં કાર્યનું અનુભવી જગત તેમના આશયને પુણ્ય ગણવા જેટલો વિશ્વાસ તે પછી જ રાખે છે અને તેમના આશય લોકમુદિત ત્યાર પછી જ ગણાય છે. જે જે સદ્વસ્તુ એમની આશપાશના પ્રવાહમાં આવે છે તેની સાથે જ તેઓ શુદ્ધ ઉત્કૃષ્ટ વ્યવહાર રચે છે; તેમાં ન્યૂનતા રાખતા નથી અને ભાવી અને અપરોક્ષ વ્યવહારની કામના રાખતા નથી. આ લખ વ્યવહારમાં

પોતાના મુદિત આશયના પ્રેર્યા એ મહાત્માઓ લોકના કલ્યાણ ભણી પ્રવૃત્ત થાય છે. તમોગુણનું ફળ આલસ્ય છે; રજસ્નું ફળ સકામ પ્રવૃત્તિ છે; અને સત્ત્વનું ફળ આવી નિષ્કામ લોકોપકારક પ્રવૃત્તિ છે.

સર૦—નિસ્ત્રૈગુણ્યના માર્ગે ઉપર જનારને તો નિષ્કામ પ્રવૃત્તિ પણ નિરર્થક.

ચન્દ્રા૦—અલખ પરમાત્મા સાથે અદ્વૈતનો અનુભવ કરનાર આત્માનીજ સ્થિતિ નિસ્ત્રૈગુણ્ય છે; પણ જ્યાં સુધી કારણ શરીર શીર્ણ થયું નથી ત્યાં સુધી ત્રણે શરીર ત્રિગુણાત્મક છે. સૂક્ષ્મ શરીરને સૂક્ષ્મતમ કરનાર ગુણ સાત્વિક છે; સૂક્ષ્મ શરીર સુક્ષ્મતમ થાય ત્યારે જ અન્ય વાસનાઓનો ક્ષય થાય છે અને કારણશરીર માત્ર લોકોપકારક સાત્ત્વિક વાસનારૂપે સ્ફુરે છે અને એ વાસનામાં વસતા મુદિત આશયની પ્રેરેલી પ્રવૃત્તિનું આસ્વાદન જગત કરી શકે છે.

સર૦—એ આશય કેવા હોય છે ને એ પ્રવૃત્તિ કેવી થાય છે? કંઈ પણ પ્રવૃત્તિમાં ન પડનારને કાંઈ હાનિ છે?

ચન્દ્રા૦—વ્યષ્ટિ અથવા વ્યક્તિનું વાસનાબીજ અને કારણશરીર તેના સર્વ જન્મજન્માંતરમાં એકજ રૂહે છે. મૃત્યુથી, સ્થૂલ શરીર બદલાય છે, સૂક્ષ્મ શરીર વિકાસ પામે છે, અને કારણશરીર પ્રથમ વિકાસ પામે છે અને સદ્વાસનાઓના ઉદય પછી હ્રાસ પામતું જાય છે. સૂક્ષ્મ શરીર અને કારણશરીર મૃત્યુથી નાશ પામતાં નથી. સ્થૂલ શરીર બદલાય છે એટલે શૂન્ય થતું નથી પણ પંચભૂતરૂપ સ્વયોનિમાં પાછું ભળે છે ને સૂક્ષ્મ શરીરની આશપાસ નવું સ્થૂલ શરીર વીંટાય તો વીંટાય. સંસારીઓમાં એમ મનાય છે કે મરે તે શૂન્ય થાય—તેનો નાશ થાય. નાશ કશાનો થતો નથી. વસ્તુમાત્ર સ્વયોનિમાં પરિપાક પામી આવિર્ભાવ પામે છે. રુના તન્તુ તણાઈને સૂત્ર થાય, સૂત્રસમૂહ અન્ય પરિપાક પામી પટ થાય, પટ જીર્ણ થઈ ફાટી જાય, અને અંતે તિરોધાન પામે એટલે સ્વયોનિમાં ભળે. સ્થૂલ શરીર પણ એવીજ ગતિને પામે છે અને તેની ગતિ ગર્ભાધાનથી આરંભાઈ દેહદાહાદિકાળે સ્વયોનિમાં લીન થાય છે. વનસ્પતિના દેહ કેવળ સ્થૂલ છે તેનાં બીજમાં તેમના સૂક્ષ્મ દેહ તિરોહિત રૂહે છે અને કૃપિકર્માદિને બળે એ બીજમાંથી અન્ય સ્થૂલ દેહને આવિર્ભાવ આપવાની શક્તિનું ધારણ કરે છે. પાશવયોનિમાં સૂક્ષ્મ દેહ જાતે આવિર્ભાવ પામે છે, અને વૃક્ષાદિની પેઠે તેમનાં બીજમાં અંતર્હિત રહી સ્થૂલ કામાદિને અને સંતતિને ઉત્પન્ન કરે છે. એટલું જ નહી

પણ વનસ્પતિમાં જેમ સૂક્ષ્મ દેહ અંતર્હિત રહી સ્ફુરે છે તેમ પશુ આદિમાં વાસનાદેહ અંતર્હિત રહી સ્ફુરે છે, અને આવિર્ભૂત સૂક્ષ્મ દેહના કોકડામાં વીંટાઈ મૃત્યુ પછી પુનર્જન્મ ધરે છે. મનુષ્ય જાતિમાં આ ત્રણે દેહ સંપૂર્ણપણે આવિર્ભાવ પામે છે. સ્થૂલ દેહનાં અવસ્થાચક્રની ગતિથી તેમ પોતાની શક્તિથી મનુષ્યનો સૂક્ષ્મ દેહ સૂક્ષ્મતર[1] થાય છે અને કારણશરીર પોષાય છે. સ્થૂલ શરીરમાંથી આવિર્ભાવ પામેલું—નીકળેલું–સૂક્ષ્મ શરીર પોતાના પૂર્વ સંસ્કારના સંગ્રહને સાથે રાખે છે. અન્ન બફાય અને તળાય તેમ અનેક સંસ્કારોના પરિપાકથી સૂક્ષ્મ શરીર, સિદ્ધાન્ન જેવું, સૂક્ષ્મતર અને સિદ્ધ થાય ત્યાં સુધી, વાસનાશરીર વધ્યાં કરે છે. પણ સૂક્ષ્મ શરીરની સિદ્ધ દશા થતાં તૃપ્ત થતું વાસનાશરીર કૃષ્ણપક્ષના ચંદ્ર પેઠે હ્રાસ પામવા માંડે છે. એ શરીરનો હ્રાસ થવા માંડ્યો ત્યાં સૂક્ષ્મ શરીરે આ ઉપાર્જિત કરેલી શક્તિની પ્રવૃત્તિ, આશપાશના સંસારના કલ્યાણને અર્થે સુપુષ્પના સુગન્ધ પેઠે, વિસ્તાર અને વિકાસ પામે છે, એ વિસ્તાર અને વિકાસથી સૂક્ષ્મ શરીર સૂક્ષ્મતમ થાય છે, અને સંસારના કલ્યાણમાં ખેંચાતી વાસના, અહંતા મમતા છોડી, માન-મદ–ના અવચ્છેદથી મુક્ત થઈ, સમષ્ટિરૂપ સ્વયોનિમાં ભળે છે ને શાંત થાય છે. વાસના શરીર શાંત થયું એટલે તેલ ખુટી દીવો ભભુકીને શાંત થાય છે અને વાટ કોયલારૂપે પડી રહે છે તેમ સૂક્ષ્મ શરીર સૂક્ષ્મતમ થઈ શાંત થાય છે અને સ્થૂલની દશા વાટના જેવી થાય છે. આવા પરિપાક વિના અતૃપ્ત વાસનાની શાન્તિ જણાય તો તેને અલખવાદીઓ સૂક્ષ્મ શરીરનું પૂતનીકરણ અથવા પૂતીકરણ અને કારણશરીરની આત્મહત્યા કહે છે[2]—કારણ એ ઉપમાન-ઉપમેયનાં સર્વ વિશેષણ સમાન જ છે અને તેમની સ્તુતિનિન્દાનાં નિદાન એક છે. છિન્નઅભ્ર પેઠે ઉભય લોકમાંથી ભ્રષ્ટ થવાની અર્જુનની જે શંકા વીશે મ્હેં તમને કહ્યું તે છિન્નાભ્રતા આવા પૂતનીકરણાદિથી થાય છે. આવી છિન્નાભ્રતા પામેલો જીવ સૃષ્ટિને આરંભે જ્યાંથી નીકળ્યો હોય ત્યાંથી ફરી નીકળે છે ને ક્યાં જવાનો છે તે વાત અંધકાર જેવી થાય છે. તેને માટે જ શ્રુતિવાક્ય છે કે કેવળ વિદ્યાના બળથી વાસનાને નષ્ટ કરનાર આત્મઘાતી અન્ધતમ તિમિરમાં પ્રવેશ કરે છે. આવી શ્રુતિ છે અને માટે જ સ્થૂલ શરીર પોતાના વિપાકથી જ શીર્ણ થાય તે ધર્મ્ય છે તેમ સૂક્ષ્મ અને કારણ શરીર અસિદ્ધ દશામાં નહી પણ સર્વતઃ સંસિદ્ધ થઈ સર્વ કર્મવિપાકને અન્તે જાતે

૧. The inner organism is made subtler. ૨. કહેવડાવવું.

જ સ્વયોનિમાં પ્રાપ્ત થાય તે જ આશય મુદિત છે. લક્ષ્યધર્મપ્રતિપાદિની શ્રુતિયો તમે જાણી હશે તે સર્વ આ જ આશયને વ્યષ્ટિનો હિરણ્મય કોશ ગણે છે. પુરુષમાં પુરુષ અતિરોહ પામે છે અને અમૃતત્વનો ઇશાન થાય છે તે આ જ આશયથી. જીવની સ્ફુલિંગસ્થિતિ[1] મુદિત છે તે આ જ આશયથી; અને સંપૂર્ણ અલખ પરાવરમાંથી જે લખ સંપૂર્ણતાનું આદાન કરતાં છતાં પણ અલખની સંપૂર્ણતા જ શેષ રહેછે[4] તે લખ સંપૂર્ણતા પણ આ જ આશયની સિદ્ધિથી થાય છે. અસિદ્ધ દશામાં અધીર વૈરાગ્યને બળે એ આશયમાંથી નિવૃત્ત થવાથી શમ પ્રાપ્ત થતો નથી પણ તમોગુણ ઉજ્જૃંભણ પામે છે. નવીનચન્દ્રજી, શુદ્ધ શમ પામવાનો અધિકાર કેવા વિધિથી પ્રાપ્ત થાય છે તે તમને કહી દીધું.

સર૦—निस्त्रैगुण्ये पथि विचरतां को विधिः को निषेधः એ વાક્યમાં તો વિધિ જ અવિહિત છે.

ચન્દ્રા૦—મુદિત આશયથી પ્રવાહપ્રવૃત્તિ પામનારને માટે જે વિધિ અને નિષેધ છે તે એ આશયમાં દાડિમના કળીયા પેઠે સમાયલા રહે છે. તે આશય જાતે સ્વતઃ શુદ્ધ હોય છે. એ આશયની ગતિ નિસ્ત્રૈગુણ્ય માર્ગમાં જ છે. જાતે સ્વયંભૂ વિધિનિષેધરૂપ એ આશયના વિધિનિષેધ દર્શાવવામાં શ્રુતિ અનુચરકૃત્ય કરવા તત્પર છે અને શાસ્ત્ર અસમર્થ છે. એ આશયના વિધિનિષેધ પવનના પ્રવાહ પેઠે આત્મોત્થિત છે અને પવનથી કે ચંદ્રથી ઉત્થાન પામતા જલતરંગ જેવા પરબલાકૃષ્ટ થતા નથી માટે જ તેમને માટે વચન છે કે તેમનો को विधिः को निषेधः

સર૦—એવા આશયમાંથી કીયા અને કેટલા આશય અલખયોગીને પ્રવૃત્ત કરે છે ?

ચન્દ્રા૦—મનુષ્ય પોતાના દેહના કલ્યાણ માટે પ્રવૃત્તિ કરે છે ત્યારે તેનું કૃત્ય અવચ્છિન્ન હોય છે, કારણ દેહનાં સુખ અનન્ત થતાં નથી. પરમાત્મદર્શનને માટે પ્રવૃત્ત થનારનો માર્ગ આમરણાન્ત પ્હોંચે છે પણ તે માર્ગ જ્ઞાની જનોએ શોધી દર્શાવેલા છે અને નેત્ર ઉઘાડે તેને જડે એવા છે. પરંતુ લોકકલ્યાણના માર્ગ લોકસંખ્યાના જેટલા અસંખ્ય છે; ભિન્ન ભિન્ન અનેક સુખી દુઃખી જનોની વૃત્તિઓ અને વાસનાઓ જેવા એ માર્ગ સર્વતોમુખ અને અનન્ત છે. નવીનચંદ્રજી, એવા માર્ગ તમ

---

૧. ત્રીજો ભાગ પૃ. ૧૨૦. ૨. ત્રીજો ભાગ પૃ. ૧૨૧. ૩. ત્રીજો ભાગ પૃ. ૧૨૧. ૪. ત્રીજો ભાગ પૃ. ૧૨૨-૩.

જેવાં ચતુર વિદ્વાન્ રસિક જ્ઞાનિ ઉદાત્ત હૃદયોના મનોરથ જ જાણી દેખાડી શકે છે. દ્રવ્ય, અધિકાર, આદિ શક્તિયોવાળામાં આ મનોરથ જાગે છે ત્યારે અદ્ભુત રૂપ ધરે છે. એવા મનોરથ ધરનાર મહાશય મનની ઇયત્તાને ચંદ્રાવલી તો શું પણ સમર્થ ગુરુજી વિષ્ણુદાસ કે સ્મૃતિ કે શ્રુતિ કોઈ પણ તુલિત કરી શકે એમ નથી. તેમને તેમ તુલિત કરવાનું સાધન જ નથી.

[1]वासरगम्यमनूरोरम्बरमवनी च वामनैकपदा ।
जलधिरपि पोतलङ्घ्यः सतां मनः केन तुलयामः ॥

એનું કારણ એ જ કે મનુષ્યો પોતાને માટે મનોરથ બાંધે છે તેના કરતાં અનેકધા સંધાન પામેલા તેમને માટે સજ્જનોએ બાંધેલા મનોરથ વિભુ હોય છે.

[2]नाल्पीयसि निबध्नन्ति पदमुन्नतचेतसः ।
येषां भुवनलाभेऽपि निःसीमानो मनोरथाः ॥

એવા પરોપકારી સજ્જનોના મનોરથ, કોનું કલ્યાણ કરવું, કોનું કલ્યાણ કરવું, તે કેમ કરું, ક્યારે કરું, ઇત્યાદિ ચિન્તાઓ રૂપ પાંખો ઉપર બેસી અપ્રતિહતપણે ફર્યાં કરે છે.

[3]सन्तोऽपि सन्तः क्व किरन्तु तेजः
क्व नु ज्वलन्तु क्व ननु प्रथन्ताम् ।
विधाय रुद्धा ननु वेधसैव
ब्रह्माण्डकोणे घटदीपकल्पाः ॥

---

૧ આકાશમાં અરુણ એક દિવસમાં પ્રવાસ કરી રહે છે; પૃથ્વીને વામને એક પગલે ભરી દીધી; સમુદ્રનું લંઘન પણ નોકા કરે છે: પણ સત્પુરુષોનાં મન શાનીવડે શાનીસાથે તોળીયે? પ્રકીર્ણ,

૨ મ્હોટાં ચિત્તવાળાઓને ભુવનલાભ થાય તો પણ તેમના મનોરથોની હદ આવતી નથી; તેઓ અલ્પ પદાર્થમાં પોતાના પદને બન્ધન પામવા દેતા નથી. પ્રકીર્ણ.

૩ જેટલા સત્પુરુષો છતમાં છે તેમની વાત કરીયે તોપણ તેઓ પોતાનું તેજ ક્યાં વેરે? ક્યાં જ્વલમાન થાય? ક્યાં વિસ્તારવિકાસ પામે, વારુ? તેમને બ્રહ્માએ ઉત્પન્ન કર્યા છે ખરા પણ દીવા સળગાવી તેને ઘડામાં રુંધી રાખીયે તેમ એ બ્રહ્માએ તેમને ઉત્પન્ન કરી બ્રહ્માણ્ડરૂપ ખુણામાં કેદ કરી રાખ્યા છે ને પોતાનું તેજ બ્હાર ક્હાડવા દેતા નથી. બાકી એ સત્પુરુષોની જ્વાલાઓ તો બ્રહ્માંડ ભેદીને પણ 'ચાલે તો બ્હાર નીકળું નીકળું' કરી રહેલી છે. (પ્રકીર્ણ)

પરોપકારના મનોરથના વિષય આવા સીમવિનાના અને અસંખ્ય છે તેની મર્યાદા માત્ર પરોપકારી જનની અવસ્થા વડે વધે છે ઘટે છે. જનક જેવા રાજા શુક મુનિનું તેમ ઇન્દ્રનું કલ્યાણ કરવા સમર્થ હતા ત્યારે ચન્દ્રાવલી માત્ર રંક મધુરીનું કલ્યાણ કરવા આટલો પ્રયાસ કરી શકે છે ને વધારે કરવા તેની શકિત નથી. આ જ નવીનચંદ્રજી કોઈ ઉચ્ચ પદ ઉપર હોય તો કેટલાનું કલ્યાણ કરી શકે?"

સરસ્વતીચંદ્રે નિઃશ્વાસ મુકયો.

ચન્દ્રા૦—"તમારી દશા બદલાશે તેમ ધનલોભીના લોભ પેઠે તમારા પરોપકારી મનોરથ બદલાશે.

[1]परिक्षीणः कश्चित्स्पृहयति यवानां प्रसृतये
स पश्चात्संपूर्णां कलयति धरित्रीं तृणसमाम् ।
अतश्चानैकान्त्याद्गुरुलघुतयार्थेषु धनिनाम्
अवस्था वस्तूनि प्रथयति च संकोचयति च ॥

પોતાની અવસ્થા પ્રમાણે પરોપકારીના મનોરથ ન્હાના મ્હોટા હોય છે. જેમ કે રંક ગાય જાતે કંઈ પરોપકાર કરવા અશક્ત છે પણ તેનું દોહન કરનારને આનંદથી અમૃત આપે છે અને દોહકની અનેકધા કામધેનુ થાય છે. જતા આવતા સર્વ પથિકજન, કૃમિગણ, પક્ષિગણ આદિ ઉપર ઉપકાર કરી શકનાર વૃક્ષ છે—તે દોહનની અપેક્ષા રાખ્યા વિના સામીપ્યમાત્રથી જ ઉપકાર કરે છે. મૂળથી મુખસુધીના પ્રદેશ ઉપર વસનાર આવનાર સર્વ પ્રાણીને નદી ઉપકૃત કરે છે. પોતાની પાસે કોઈ ન આવે પણ પોતે જ ઉપકાર્ય જનોના પ્રદેશના શિર ઉપર ચ્હડી ઉપકાર કરતો જાય એ મેઘનું કૃત્ય નદીના કૃત્ય કરતાં વિશેષ છે. મેઘ તો વર્ષમાં ચાતુર્માસથી જ વર્ષે પણ ચન્દ્રના ઉપકાર તો બારે માસ છે. ચન્દ્રના ઉપકાર કલાવાન્ વૃદ્ધિક્ષયના પાત્ર છે, પણ સૂર્યના ઉપકાર તો સર્વદા સમાન અમેય છે. મેઘ, ચન્દ્ર, ને સૂર્ય સ્વયુગે ઉપકાર કરનારનાં ઉત્તરોત્તર દૃષ્ટાંત

---

1 કોઈ મનુષ્ય દ્રવ્યાદિથી હીન અને દરિદ્ર થાય છે ત્યારે માત્ર જવની મુઠી ઈચ્છે છે; એવો વખત આવે છે કે એનો એ માણસ પાછળથી આખી પૃથ્વીને તૃણ જેટલી ગણે છે. માટે દ્રવ્યવાન જનોનાં દ્રવ્યના વધારે ઓછાપણા પ્રમાણે અનેક પરિણામ થાય છે અને તેથી જણાય છે કે મનુષ્યની અવસ્થા વસ્તુઓને ન્હાની મ્હોટી કરેછે. ભર્તૃહરિ.

છે.[1] નવીનચંદ્રજી, એ સર્વ પરોપકારીયોના આશય તેમની અવસ્થા પ્રમાણે સંકોચવિકાસ પામે છે—તેમાં અલખના યોગીઓનો આશય, સંસારના ભ્રષ્ટાચારથી દૂર રહી, માત્ર વૃક્ષના જેવા ઉપકાર કરવાથી તૃપ્ત થાય છે.

" [2]छायावन्तो गतव्याला: स्वारोहा: फलदायिन:
मार्गद्रुमा महान्तश्च परेषामेव भूतये ॥

નવીનચંદ્રજી, સંસારની સમૃદ્ધિથી શૂન્ય અને સંસારના વ્યવહારના અજ્ઞ પણ સદ્વિદ્યામાં, સદ્રસમાં, અને સદ્ગતિમાં સમૃદ્ધ અને વ્યૂઢ એવા આ ગિરિરાજ ઉપરના સાધુસમાજના આશય, મહારાજ મણિરાજને જેવા પ્રિય છે તેવા, તેની રંક અજ્ઞ પ્રજાને પણ પ્રિય છે—પ્રિય છે તે એટલા માટે કે તેમાં તે સર્વને વિશ્વાસ છે. અથવા—

[3]विष्वक्तपोवनकुमारसमर्प्यमाण-
श्यामाकतण्डुलहृतां च पिपीलिकानाम् ।
श्रेणीभिराश्रमपथा: प्रथमानचित्र-
पत्रावलीवलयिनो मुदमावहन्ति ॥

નવીનચંદ્રજી, જે આશ્રમમાં આમ કીડીયોને અન્ન આપી તૃપ્ત કરવાનો રમણીય મુદિત આશય પ્રવર્તે છે ત્યાં આવી આપ જેવા ચન્દ્ર શું મ્હારી ચકોરીને તૃપ્ત શાંત કરવાની ના પાડશો ?"

સર૦—તેના આશય પણ ઉચ્ચ જ હશે.

---

૧ रविश्चन्द्रो घना वृक्षा नदी गावश्च सज्जना:
एते परोपकाराय युगे दैवेन निर्मिता: ॥

૨. માર્ગ ઉપરના વૃક્ષ અને મહાત્માઓ પારકાના કલ્યાણને માટેજ જીવે છે, તપ્ત પથિકોને માટે તેમની પાસે છાયા છે—તે તપ્ત જનને આકર્ષે છે. તેમનામાં સર્પ કે એવા ભયંકર ગુણ કે પદાર્થ નથી કે જેને લીધે તેમની પાસે આવેલા શરણાર્થી પસ્તાય. તેઓ જાતેજ ઉગેલા હોય છે —તેમને માટે કોઈ માળીને કે ખેડુને ચિન્તા કરવી પડી નથી, અને કોઈની પાસે ઉપકાર લીધા વિના તેઓ ફળદાતા થાય છે. ( પ્રકીર્ણ )

૩ આશ્રમોના માર્ગોમાં કીડીયો ઉભરાતી ચાલે છે; તપોવનના કુમારો સામાના ચોખા તેમને માટે વેરે તે ચોખા લેઈ આ કીડીયોની હારો આ માર્ગો ઉપર ચોપાસ ચાલે છે અને વિસ્તાર પામતાં ચિત્ર પત્રાવલીઓનાં કુંડાળાં જેવી આ હારો લાગે છેઃ એવા રમ્ય આશ્રમમાર્ગ આનન્દભોગ આપે છે. (પ્રકીર્ણ)

ચન્દ્રા૦—"તે તો એક જ વાત ઝંખે છે ને તેને નિઃશ્વાસે નિઃશ્વાસે આપને વિષયે એક જ ઉદ્ગાર થાય છે કે,

[1]दह्यमानेन मनसा दैवाद्वेव विहाय माम् ।
लोकोत्तरेण सत्त्वेन जगत्पुण्यैः स जीवति ॥

નવીનચંદ્રજી, તમને ક્હેવાનું સર્વ કહી ચુકી છું. મ્હારી વિજ્ઞપ્તિ સ્વીકારવી તે તમારા હાથમાં છે. જેવા તમે હૃદયથી સાધુજન છો તેવી જ મધુરી છે. ઉભય હૃદયમાં સાધુજનનાં રહસ્ય સ્ફુરેછે.

[2]प्रियप्राया वृत्तिर्विनयमधुरो वाचि नियमः
प्रकृत्या कल्याणी मतिरनवगीतः परिचयः ।
पुरो वा पश्चाद्वा तदिदमविपर्यासितरसम्
रहस्यं साधूनामनुपधि विशुद्धं विजयते ॥

નવીનચંદ્રજી, તમે આવા સાધુજન છો, સાધુજનના આશય સમજો છો, મધુરીનું દુઃખ આ હૃદયથી જોવાતું નથી, હું પણ કંઈક વિરક્ત છું તે મ્હારાં વ્રતનો ત્યાગ કરી એ મધુરીને માટે આપની પાસે આવી છું અને એને માટે ક્હો કે મ્હારા પોતાના શમસુખને માટે ક્હો પણ આ સ્ત્રૈણ હૃદયે માજીનું મન્દિર મુકાવી મને તમારી પાસે આણી છે. સમસ્ત સાધુમંડળનું માન રાખીને, કે મધુરીની દયા કરીને, કે આ

---

૧. બળતા ઝળતા મન વડે એણે મ્હારો ત્યાગ કર્યો તે માત્ર દૈવના બળાત્કારથી જ; એવો ત્યાગ કરી એ કાંઈ જાતે પળવાર પણ જીવે એમ છે? છતાં એ જીવે છે તે તો પોતાના લોકોત્તર સત્ત્વને લીધે અને જગતનાં પુણ્યને બળે જીવે છે. (ઉત્તરરામ ઉપરથી)

૨. સાધુજનોનું રહસ્ય સર્વથા વિજયથી વર્તે છે; તે કેવું છે માટે એમ વિજય પામે છે? તેમનાં હૃદયની વૃત્તિ પ્રિયગુણોથી છલોછલ ભરાયલી હોય છે, તેમની વાણીમાં નિયમ હોય છે તે વિનયથી મધુર હોય છે, તેમની બુદ્ધિ સ્વભાવથીજ કલ્યાણી–જીવોને માટે કલ્યાણકારક–હોય છે, અને તેમના પરિચયમાં નિન્દાપાત્ર પદાર્થનો લેશ હોતો નથી. જગતના રસ આગળ ઇષ્ટ હોય છે તો પાછળ બગડે છે ને પાછળથી ઇષ્ટ થાય તો પ્રથમ દશામાં વાંધાભરેલા હોય છે, પણ સાધુજનના નિર્દોષ સાત્વિક પ્રીતિકર રસ તો પ્રથમ કે પછી, આગળ કે પાછળ, સર્વદા સર્વથા વિપર્યય વિનાનાજ રહે છે. સાધુજનોનું નિષ્કપટ નિર્દોષ વિશુદ્ધ રહસ્ય હોય છે તે આ જ! અને તે જ વિજયથી પ્રવર્ત્તે છે. (ઉત્તરરામ.)

મ્હારા હૃદયના ઉદ્ગાર સત્ય માનીને, કે આપની ઉદાર દક્ષ બુદ્ધિની પ્રેરણાથી, મ્હારી રંક વિજ્ઞપ્તિ સ્વીકારો. વધારે ક્‌હેવાની મ્હારામાં શક્તિ નથી. સત્યનો બલવત્તર બોધ કરવા જેટલું મ્હારામાં જ્ઞાન નથી, ધર્મનું શુદ્ધતર તારતમ્ય ક્‌હાડવાની મ્હારામાં બુદ્ધિ નથી, રસરહસ્ય વધારે પ્રદીપ્ત કરવાનો આ હૃદયનો અભ્યાસ ઘણા કાળના વૈરાગ્યથી કટાઈ ગયો છે, અને મ્હારા હૃદયને ને મ્હારી પ્રવૃત્તિને આશ્રય આપી શકનાર વિહારપુરી આપનું અનુચરત્વ કરે છે તે આપની પાસે આવા વિષયમાં પ્રવૃત્ત થાય એવું ઇચ્છવાનો મને અધિકાર નથી. નવીનચંદ્રજી, હું આપની પાસે હાથ જોડી ઉભી રહુંછું અને સાધુજન પાસેથી આટલી ભિક્ષા માગતાં શરમાતી નથી.”

આટલું બોલતાં બોલતાં ચન્દ્રાવળી ગળગળી થઈ ગઈ. તેના નેત્રમાં આંસુ ભરાયાં. દાંત ભીંડી, ઉંચે શ્વાસે, ઉંચી આંખે, હાથ જોડી તે ઉભી રહી. અનેક વિચારો અને વૃત્તિયોથી અમુઝાતો સરસ્વતીચંદ્ર પળવાર વિચારમાં પડી ઉત્તર શોધવા લાગ્યો. ત્યાં ચન્દ્રાવલીના હૃદયનો ઉત્કમ્પ સ્પષ્ટ દેખાયો, ભરાયલાં આંસુ ગરવા લાગ્યાં, ઓઠ ઉઘડવા લાગ્યા.

“સાધુજન ! વિહારપુરી વિના બીજા કોઈ પુરુષના સામું આ આંખોએ આજ સુધી ઉંચું જોયું નથી તે તમારા મુખચન્દ્રની મધુર દયાર્દ્રતાનો પ્રકાશ જોતી ઉભી છું. મને શી આજ્ઞા છે?”

સરસ્વતીચન્દ્ર હજી વિચારમાં જ હતો—એનાં નેત્ર એના હૃદય સામે વળ્યાં હતાં.

“સાધુજન, શી આજ્ઞા છે?” ફરી ચંદ્રાવલીએ પુછ્યું.

સરસ્વતીચંદ્ર ચમકી ઉઠયો હોય તેમ એણે અચીન્ત્યું ઉંચું જોયું. નીચેથી ઉંચું જોયું તેટલામાં એની આંખમાં આંસુ આવી પણ ગયાં ને સુકાઈ પણ ગયાં. અતિનમ્ર વદનકાન્તિ કરી, હાથ જોડી તે બોલ્યો.

“મૈયા, મને પુત્ર જાણ્યો ને પુત્રના ઉપર જે ક્ષમા, વત્સલતા, અને ઉદાર ચિન્તાવૃત્તિ માતા રાખે તેવી આપે મ્હારા ઉપર રાખી. માતાજી, આપની આજ્ઞા તોડવાનો મને અધિકાર નથી. શુદ્ધિ અને બુદ્ધિનો સમાગમ યોજી જે સૂક્ષ્મ ભેદવાળી યોજના આપે આટલી આટલી દીર્ઘ દૃષ્ટિથી રચી છે તેને હું અનુકૂળ થઈશ, અને જે મધુરીને આપ મ્હારી ક્‌હો છો, તેનું અભિજ્ઞાન થશે તો તેના કલ્યાણનો માર્ગ તેને દર્શાવીશ.”

"ને તમારા કલ્યાણનો માર્ગ તે તમને દર્શાવે તો તે પણ તમે જોશો."—ચન્દ્રાવલીએ કંઈક અટકતાં અટકતાં કહ્યું.

"ઉભયના વિચાર ને વૃત્તિનો સમાગમ દૈવ કરાવશે તેવો કરીશ." સરસ્વતીચંદ્ર બોલ્યો.

"સાધુજન, તમારું કલ્યાણ થજો. હું તમારી પવિત્ર સેવામાં કોઈ રીતે કામ લાગું એવું કંઈ કહેવાનું બાકી છે ?"

સર૦—"મ્હારે કોઈને કંઈ પણ આ વિષયમાં કહેવાનું થશે તો તે આપને જ કહેવાનું થશે.

[1]आश्वासस्नेहभक्तीनां त्वमेवालम्बनं महत् ।
प्रकृष्टस्येव धर्मस्य प्रसादो मूर्तिसञ्चरः ॥

આપે મને પ્રકૃષ્ટ ધર્મનું તારતમ્ય સૂક્ષ્મ ભેદ કરી શીખવ્યું છે. આજ સુધી મ્હારી બુદ્ધિ અસંતુષ્ટ રહેતી અને હૃદય તપ્ત રહેતું તેને આપે અતિ વત્સલતાથી તૃપ્તિ અને શાન્તિના માર્ગનું દિગ્દર્શન કરાવ્યું છે. જે વસ્તુ હું ગુરુજીને પુછી શકત નહી અને જે મને કહેવામાં વિહારપુરીજી સંકોચ પામત તે વસ્તુનું આપે મને જ્ઞાન આપ્યું છે. અને અંતે જે અનાથ હૃદયનો મ્હેં વિનાકારણ ક્ષોભ કરેલો છે તેને શાન્તિ આપવામાં આપનું જ સાહાય્ય છે એ મ્હારાં સર્વ કલ્યાણ કરતાં ગુરુતર કલ્યાણ કર્યું છે. આપે મને અને મ્હારા આશ્વાસ્ય જનને પરમ આશ્વાસન આપ્યું છે. આપના હૃદયમાં ઉભય ઉપર ગુરુ પ્રીતિ સ્ફુરે છે અને આપનાં સુપ્રસિદ્ધ વ્રત છોડવી આ પ્રતિકૂળ પ્રવૃત્તિમાં આપને પ્રેરે છે. પરમ અલક્ષ્ય અને તેની લક્ષ્ય વિભૂતિ ઉભયની આ આપ ભક્તિસાધના કરો છો. આપ આથી સૂક્ષ્મ ધર્મના પ્રસાદરૂપ ભાસો છો તેવાં જ સૂક્ષ્મતમ રસના પ્રસાદરૂપ છો.

[2]प्रीतिवैराग्यविद्यानां त्वमेवालम्बनं महत् ।
प्रकृष्टस्य रसस्येव प्रसादो मूर्त्तिसञ्चरः ॥

---

૧ દુઃખી જન ઉપરનો અનુરાગ તે આશ્વાસન, વયમાં અને જ્ઞાનાદિમાં બાળક ઉપર તેમ સમાન જન ઉપરનો અનુરાગ તે સ્નેહ; અને પૂજ્યજન ઉપરનો અનુરાગ તે ભક્તિઃ—એ ત્રણ વસ્તુનો તું જ મ્હોટો આધાર છે. પ્રકૃષ્ટ એટલે પ્રકર્ષવાન્ ધર્મનું મૂળ કારણ આ ત્રણ અનુરાગ છેઃ તે કારણોનો મ્હોટો આધાર તું જ છે—તેના કાર્યભૂત પ્રકૃષ્ટ ધર્મના પ્રસાદની મૂર્તિ પણ તું જ જાણે હોય એવી તું છે. એ ધર્મના પ્રસાદનો કારણરૂપે તેમ કાર્યરૂપે સાક્ષાત્કાર તું જ કરાવે છે. (ઉત્તરરામ ઉપરથી)

૨ પ્રીતિ, વૈરાગ્ય, અને વિદ્યાનો મ્હોટો આધાર તું જ છે—જાણે કે પ્રકૃષ્ટ રસના પ્રસાદની મૂર્તિ તું જ છે.

પ્રીતિ, વૈરાગ્ય, અને વિદ્યા—એ ત્રિપુટીના અપૂર્વ સમાગમથી ઉભરાતો રસ જગતમાં સંપૂર્ણપણે જોવામાં આવતો નથી. જગતના મ્હોટા ભાગને તો તેની કલ્પના પણ નથી. મૈયા, આવી સદ્વસ્તુઓની સંપત્તિના સમાગમનું સ્થાન આપનામાં હોવાથી એ સંપત્તિને બળે અપૂર્વ રસનો પ્રકર્ષ અને પ્રસાદ આપે આજ મને પ્રત્યક્ષ કરાવ્યો છે. ધર્મ અને રસનાં એવાં રૂપનો એકત્ર સમાગમ આપે આપનામાં મને પ્રત્યક્ષ કરાવ્યો છે તે જ મ્હારા ઉપર આજ સુધી કોઈએ ન કરેલી કૃપા કરી છે તેના બદલામાં હું શું કરી શકું?”

ચન્દ્રા૦—નવીનચંદ્રજી, આત્મશ્લાઘા સાંભળવાનું એક કાળે મ્હારે આવશ્યક હતું. હવે તે આવશ્યક નથી. મ્હારા સ્વભાવને તે અનુકૂળ નથી. પણ તમારા જેવા સાધુજનના ઉદ્દાર હૃદયમાંથી જ નીકળે છે અને એવાં હૃદયની પ્રસન્નતાનું હું નિમિત્ત થાઉં એટલું ફળ મને ઇષ્ટ છે. પણ હવે તેનો વધારે લોભ તે અતિલોભ થાય. વળી આપણા આ સમાગમનું પ્રયોજન કૃપા કરી તમે સફળ કર્યું છે તે જ બદલાથી મને સંતોષ થયો છે. હવે તો જે પ્રવૃત્તિમાં પડવા તમે સ્વીકાર્યું છે તે પ્રવૃત્તિમાં તમારી ઉદારતા અને દક્ષતા સફળ થાવ અને મધુરીના અને તમારા પવિત્ર આશય સિદ્ધ થાવ એ આશીર્વાદ છે.

સર૦—મ્હારા હૃદયમાં આજ સુધી કોઈક બલવાન્ અન્ધકાર વ્યાપ્ત રહ્યો હતો તેમાંથી મને પ્રથમ મુક્ત કરનાર ઉષા[1] દેવી તે આપ છો. હું આપની સ્તુતિ કરતો નથી, પણ કાલે જે જોયું અને સાંભળ્યું તેનો આજ અનુભવ થયો તે આપના જ પ્રકાશથી થયો છે. આજ હું અંધકારમાંથી મુક્ત થયો તે જ આપના આશીર્વાદની સિદ્ધિ.

ગઈ કાલ વિષ્ણુદાસ નિરીક્ષા કરવા નીકળ્યા હતા ને ચન્દ્રાવલી ઉભી દીઠી ત્યાં સર્વ બાવાઓએ અલખગર્જના કરી હતી, યદુનન્દનનો જય પોકાર્યો હતો અને ચન્દ્રાવલીનો જય પણ પોકાર્યો હતો. વિષ્ણુદાસજી પોતે ચન્દ્રાવલી પાસે ગયા હતા અને તેનું કુશળ પુછી, રાસલીલા જોવા જવા આજ્ઞા કરી, બેટની અને માતાના મન્દિરની અને નૈવેદ્યાદિની અવસ્થા પુછી લીધી હતી. રાસલીલાપ્રસંગે વિષ્ણુદાસજી ન હતા પણ વિહારપુરીએ સાધુજનોને રાસરહસ્યનો ઉપદેશ સમજાવ્યો હતો. એ ઉપદેશ થઈ રહેતા સુધી ચન્દ્રાવલી એક ચિત્તથી શ્રવણ અને ધ્યાન ધરી ઉભી હતી અને સાધુઓના આગ્રહથી તે સર્વ સ્ત્રીપુરુષોમાં અગ્રભાગે

---

૧ સૂર્યોદય પ્હેલાંનું મળસ્કું, પ્રભાત.

" અહો ઉદાર ઓ વ્હાલી !
" અહો સુકમારી ! ઉર ફાટી
" ગયું ત્હારું, રહ્યું મ્હારું
" બની દારુણ ગોઝારું !

" સંસારે કરાવેલા દુષ્ટ જનના પરામર્શથી આ સુન્દર પવિત્ર શરીર " જેવું સત્વ દૂષિત થયું—તે દોષ પણ મ્હારો જ !

" શરીર ત્હારું, હૃદય મ્હારું,
" કર્યું આ મ્હેં જ ગોઝારું !

" પણ ત્હેં તો ત્હારા પરસ્પરસંઘટ્ટક ધર્મ સાચવ્યા અને ત્હારે " પોતાને માટે સુભાગ્યરૂપ અને મ્હારા ભાગ્યને માટે શિક્ષારૂપ આ " સ્થિતિને તું પામી--તું દુઃખની બેભાન થઈ, કામની અને સર્વ " જગતની નિષ્કામ થઈ, અને મ્હારે તેથી ઉલટું છે. અને તું—

" મળી ત્યારે મળી આમ !
" કર્યો ત્હેં ભસ્મવત્ કામ.

" કામ ! કામ ! શિવજી જેમ વિષધરની ધારાઓ જેવા સર્પને પોતાના " શરીરની આશપાશ વીંટાવા દે છે અને મસ્તક ઉપર અમૃતમયી ગંગાને " અને સુધાકર ચંદ્રને સ્થાન આપે છે તેમ કુમુદસુંદરીએ આ દુઃ- " ખવિષથી ભરેલા શરીરના સ્વામીને શરીર સોંપી દીધું અને અમૃતમય " હૃદય મને સોંપ્યું હતું તે મ્હારામાં જ રાખ્યું !

" સાધુ ધર્મ અને સંસારધર્મનો આ સૂક્ષ્મ પણ ક્લેશકર સંયોગ રાખવો " એ તને જ આવડ્યું ! તું જ સતી ! તું જ શાણી ! ઉદારતા અને " શુદ્ધિ પણ ત્હારી જ છે. પ્રિય કુમુદ ! પતિવ્રતાપણું ત્હારામાં જાયું પણ " છે ને પરિપાક પામ્યું પણ છે !—સતીપણું ત્હેં મહાતપથી—અત્યુગ્ર " આંતરાગ્નિની જ્વાળાઓની વચ્ચે બેસીને જાયું છે ! જો તું સતી નહી " અને પતિવ્રતા નહી— તો સંસારમાં કીયા મનુષ્યસત્વનો અંતરાત્મા " પોતાનામાં ત્હારા જેવી શક્તિ પ્રત્યક્ષ કરે છે ! જે દુષ્ટ સંસાર તને " નિન્દે છે તેને છોડી આપણે જે સાધુજનોમાં આવ્યાં છીયે ત્યાં " આવા જ પ્રશ્નો પુછાય છે !

" અહો ઉદાર ! ઓ વ્હાલી.
" સતી તું શુદ્ધ ! ઓ શાણી !

" હૃદય જ્યાં જોડ્યું ત્યાં જોડ્યું !
" શરીર જ્યાં હોમ્યું ત્યાં હોમ્યું !

" મૂર્છામાં પડી પડી કુમુદ—આ સાંભળજે ત્હારા હૃદયે ત્હારે જે
" માર્ગે તને લીધી છે તે જ વિશુદ્ધ છે અને તે જ સાધુજનોનો મુદિત
" માર્ગ છે. તું અધર્મને પગથીયે ચ્હડી જ નથી. મ્હારા હૃદય સાથે ત્હારું
" હૃદય ત્રસરેણુક સંબંધ પામ્યું તે કોને લીધે ? ત્હારાં માતાપિતાની ઇચ્છા-
" થી અને ઈશ્વરે રચેલા કોઈ સંકેતથી ! એવા પરમ અદ્વૈત
" પામેલાં હૃદયને એક બીજાથી છુટાં પાડવાની શક્તિ કોનામાં
" છે ? જેમ એક વાર વિશ્વરૂપ દર્શનથી પરમાત્માનું અદ્વૈત પામેલો
" જીવાત્મા પુનર્દ્વૈત પામતો નથી તેમ એકવાર પ્રીતિયજ્ઞ કરવા ધર્મે
" અદ્વૈત પામેલાં હૃદય દ્વૈત પામતાં નથી. એ અદ્વૈતાગ્નિ આપણા
" આવસથમાં પ્રકટાયો તે પ્રકટાયો ! તે હોલવવાનું એકે શાસ્ત્રમાં લખ્યું
" નથી. ત્હારા હૃદયમાં તે ન હોલાયો—એ ત્હારો ધર્મ ને એ ત્હારો
" ઉત્કર્ષ ! તેને જગતની વઞ્ચના નષ્ટ કરી શકી નહી ! અને તેની સાથે
" જ ત્હારા પિતાએ તને પ્રમાદ સોંપ્યો—તે ત્હારો પતિરૂપ આકારક
" અતિથિ થયો ! અર્વાચીન આર્યાઓ એવા અતિથિના આતિથેય
" માટે યજ્ઞ માંડે છે તે માતાપિતાએ કરેલાં વાગ્દાનની પ્રતિજ્ઞા પાળ-
" વાને ! હાલનાં એ લગ્ન તે સર્વ પિતૃયજ્ઞ જ ! દશરથની પ્રતિજ્ઞા રામે
" પાળી તેમ આ આર્યાઓ આવી પ્રતિજ્ઞાઓ પાળવાને જ આતિથેય-
" યજ્ઞ માંડે છે. કુમુદસુંદરી ! એક પાસથી અદ્વૈતાગ્નિ અને બીજી
" પાસથી આવો આતિથેયાગ્નિ પ્રકટ કરી તેની વચ્ચે આ અનાથ અશ-
" રણ હૃદયને ને શરીરને તપ-સાધના કરવા મુક્યાં, અને એક પાસ હૃદયનો
" હોમ અને બીજી પાસ શરીરનો હોમ કરવા માંડ્યો—એ અદૃષ્ટપૂર્વ
" યજ્ઞ કર્યા તે તે તમે ! કુમુદસુંદરી ! પોતાની જાતનો તિરસ્કાર કરી આ-
" વા યજમાનકૃત્યની નિન્દા ન કરશો ! સનાતન અદ્વૈત રસધર્મ અને અ-
" ર્વાચીન અતિથિ–પતિ–યજ્ઞ એ બે સાધવાનું પુણ્ય તે તમારું જ છે તે-
" કુમુદસુંદરી ! મૂર્છામાંથી જાગીને જુવો !

" અહો રસધર્મ વરનારી !
" અતિથિ–પતિ–યજ્ઞ યજનારી !
" ન ભુલાતું તું ના ભુલી !
" વિવાહની વઞ્ચના હુલી !

" તમે અશરણ નથી ! જે પ્રીતિયજ્ઞમાં હું તમારી સાથે સંધાયો છું—
" તે મ્હારામાં પણ જાગૃત જ રહ્યો છે. પ્રમાદધને તમારો ત્યાગ કર્યો
" અને તેનું આતિથેય કરવાનું હવે તમારે શિર રહ્યું નથી. હવે તો તમારે
" માટે એક જ આપણો યજ્ઞ બાકી રહ્યો છે—તેમાં તો કષ્ટસાધના કાંઈ
" નથી. મ્હેં તમારા શરીરનો ત્યાગ કર્યો હતો–હૃદયનો ત્યાગ પણ સુલભ થશે
" જાણ્યું તે—ખોટું પડ્યું—અને—ખોટું થયું !અને હવે એ સર્વ ત્યાગને સટે
" આપણું પુરાણ અદ્વૈત નવો અવતાર ધરે છે. કુમુદસુંદરી ! મૂર્છામાંથી
" જાગીને જુવો !

" હવે આ ભેખ મ્હેં ધાર્યો,
" નવો રસધર્મ છે જાયો;
" જુઠા જગધર્મ દઉં તોડી
" કુમુદને કાજ, કર જોડી !
" પ્રમાદી વાયુએ તોડ્યું
" કુમુદને સ્થાનથી મોડ્યું !
" અતિથિશું ધર્મના બન્ધ
" અધર્મીયે કીધા બંધ.
" અતિથિ જો કરે ત્યાગ,
" કીયો કોનો જ યજમાન ?
" કુમુદિની મૂળથી ત્રુટી !
" કૃતક[1] જગ-ધર્મથી છુટી !

" પ્રિય કુમુદ ! ત્હારા અતિથિયે તેને ટાળી ને તારી ! મૂર્છાથી જાગ " અને આ આપણો નવો અવતાર થયો તે જો !" એના મૂર્છાવશ મુખ સામું એ જોવા લાગ્યો ને એ જાગૃત હોય તેમ એને ક્‌હેવા લાગ્યો. " પ્રિય કુમુદ ! આપણે હવે ક્યાં છીયે તે તો જો !

" હવે ગિરિરાજ પર આવ્યાં,
" સુધર્મી સાધુને ભાવ્યાં;
" પ્રિયા ! ત્યજ સર્વ ભયને તું !
" પરાપ્રીતિ—યજ્ઞ રચને તું !"

આખા સુન્દર શરીર ઉપર ચન્દ્રનાં કિરણ, દૃષ્ટિ પેઠે, પડતાં હતાં, એને આશ્વાસન આપતાં હોય તેમ પ્રિયજનના હાથ પેઠે એના શરીરતલ ઉપર

---

૧. કૃત્રિમ, Conventional.

ફરતાં હતાં, અને તે છતાં એનો મૂર્છાભાર ઉતારવા અશક્ત નીવડતાં હતાં. એ સર્વ સ્થાનમાં, એ સર્વ ક્રિયામાં, અને એ સર્વ પરિણામમાં સરસ્વતીચંદ્રની દૃષ્ટિ ફરી વળી અને ખોળામાં પડેલી મધુરતાની મૂર્તિને કંઈક ઉંચી કરી ક્‌હેવા લાગ્યો.

" પડ્યું શબતુલ્ય ચેતન આ;
" ત્યજી મૂર્છા સચેત તું થા !
" સુધાકર આ સુધા વર્ષે;
" તને નહીં કેમ તે સ્પર્શે ?

"અથવા ત્હારા અન્તરાત્માને સ્થૂલ ચન્દ્રકિરણ ન જ સ્પર્શવાં જોઈએ.
" પણ શું મ્હારો સ્વર પણ એ અન્તરાત્માને ન પ્હોચી શકે ?"
સુતેલીની હડપચી ઝાલવા જતો જતો અટક્યો.

" તને બોલાવવા કે જગાડવાને માટે ત્હારા મુખનો સ્પર્શ કરવા મને " અધિકાર નથી ? નથી જ. તો હાથ દૂર રાખી પુછુંછું.

" સુતી, બ્હાલી, તું મુજ ખોળે;
" મુખે તું કેમ ના બોલે ?

" અથવા આ સ્થાને તને સુવાડી રાખી છે તેના કરતાં શિલા ઉપર " સુવું શું ત્હારી ધર્મબુદ્ધિ વધારે સારું ગણે છે ? હું શું કરું ?

" સુતી, બ્હાલી, તું મુજ ખોળે,
" મુખેથી કેમ ના બોલે ?
" શિલાને આથી શું સારી
" ગણે શય્યા તું, ગુણી નારી ?
" ગણે જો એમ તો, બ્હાલી,
" કહી દે નેત્ર ઉઘાડી;
" સુકોમળ ગાત્ર આ ત્હારું
" શિલાપર કેમ સુવાડું ?"

ચંદ્રના કિરણથી પ્રકાશિત થયેલું ગૌર શરીર જોઈ રહ્યો. ખોળામાં લેતી વેળા જ તેનું વસ્ત્ર કોઈ કોઈ સ્થાનેથી સર્યું હતું અને પવનથી કપાળઉપર લટોમાંથી કોઈ કોઈ વાળ ઉડતા હતા. સરસ્વતીચંદ્રની દૃષ્ટિ આ સર્વ ઉપર પડતાં કંઈક ચમકી; વસ્ત્ર અને કેશ સમાં કરવા લોભાયો; લોભ ઉત્પન્ન થતાં એ લોભને અટકાવી પોતાના હાથને અટકાવ્યો અને દયામણે મુખે કહેવા લાગ્યો.

"સર્યું તુજ વસ્ત્ર જાતે આ,
"ઉડે તુજ કેશ વાયે આ;
"સમારું કે સમારું ના?
"કહી દે, પ્રાણ! બેઠી થા.

"હરિ! હરિ! ચન્દ્રનાં કિરણ અને પવનની લહરીને ન ગાંઠતાં "ત્હારે કપાળે આ અવસ્થામાં પણ પરસેવો કેમ વળે છે?

"કપાળે સ્વેદ આ ઝાઝો,
"પવનથી ના જ લ્હોવાતો;
"ક્ષમા કરજે—હું લ્હોઉં તે."
"તું જો, જાગી, હું લ્હોઉં તે."

એનો પરસેવો હાથ વડે લ્હોયો અને તે હાથપર વળગ્યો તેમાં કાંઈ નવીનતા હોય તેમ એ પરસેવાને એ જોઈ રહ્યો. પોતાના હાથ ઉપરથી તે લ્હોઈ નાંખતાં જીવ ન ચાલ્યો—પણ અંતે અંચળા ઉપર લ્હોયો. પરસેવો થયો તો મૂર્છા પણ વળે એવું કલ્પી સુતેલીના નાક આગળ હાથ ધરી તેમાંથી નીકળતા શ્વાસનું પ્રમાણ જોવા લાગ્યો.

"જડે ના જીવ કાયામાં,
"સરે આ શ્વાસ [1]નાસામાં;
"રહે ના ધૈર્ય; તે જોઉં;
"ક્ષમા કરજે, ઉરે રોઉં."

નિઃશ્વાસ મુકી નાક આગળથી હાથ લેઈ લીધો. લેતાં લેતાં મૂર્છાવશ નેત્રની પાંપણોમાંથી આંસુ નીકળતાં ટપકતાં જણાયાં. કંઈક આશા અને કંઈ લોભ ધરી, અને કંઈક અચકાઈ, આ મીંચાયલી આંખો, પથરાયલી પાંપણો, ચંદ્રના કિરણથી પ્રકાશિત પરપોટા જેવાં લાગતા મોતી જેવાં સરી પડતાં આંસુ, અને વર્ષાદના બિન્દુથી ભીના કમળના પત્ર જેવા ગાલ: આ સર્વ દીપક સામગ્રી ઉપર દૃષ્ટિ ઠરી પણ દીપ્ત થવાને સટે દીન બની.

"મીંચાયાં નેત્ર, ત્હોયે આ
"સરે આંસુ તણી ધારા!

---

૧. નાકની નસકોરી.

" કરી ભીંની પાંપણો તેણે,
" પડે સરી પાસ બે તે તે."

એ આંસુ લ્હોવા લાગ્યો ! પુરુષથી અસ્પૃશ્ય સુન્દર કોમળ પોપચાં ને ગાલ ઉપર આ હાથ ફરવા લાગ્યો તેની સાથે આ પુરુષના હૃદયમાં કંઈ તાર પ્હોચ્યો હોય તેમ ચમકારો થયો.

" પ્રિયા ! આ આંસુ લ્હોતો હું;
" વદનશશિબિમ્બ જોતો હું:
" અધિકૃત, આંસુ એ લ્હોવા,
" હું, ના મુખકાન્તિ તુજ જોવા.

"પ્રમાદના મન્દિરમાં આંસુ લ્હોવાનો અધિકાર ન હતો તે આજ પ્રાપ્ત થ-"યો. પણ જે મુખ જોવા, જે મુખ ઉપર મોહ પામવા, ત્યાં અધિકાર ન "હતો તે તો આજ પણ નથી જ. પણ ક્ષમા કરજે ! જોયા વિના ન રહે-"વાયું તે જોયું—જોઉંછું—ને જોયાં કરું છું. અહો ! પ્રથમ સમાગમ-"કાળના ને આજના મુખમાં શો આ ફેર ?

" ઉંડી મૂર્છા થકી, ઉંડે
" હૃદયદુઃખે, ઉંડુ બુડે
" પ્રવાતથી[1] પદ્મ ત્યમ, આ ક્યાં
" દુખી મુખ? મુગ્ધ મુખ તે કયાં ?"

એ મુગ્ધ મુખ સાંભરતાં, દુઃખકાળે પણ આજ તેની સુન્દરતા ત્યાં પ્રત્યક્ષ થતાં, સરસ્વતીચન્દ્ર કંઈક ભાન ભુલ્યો, અને એ ગાલ અને ઓઠ સુધી પોતાનું મુખ નીચું નમાવી અચિન્ત્યો ચમક્યો, અટક્યો, અને પોતાનું મુખ ઉંચું લેઈ લીધું ને પોતાની જાતને ઠપકો દેવા લાગ્યો.

" સરસ્વતીચંદ્ર ! આ પવિત્ર જીવે રાખેલા પરમ વિશ્વાસનો ઘાત ત્હારે " જ હાથે થાય તો તો વિપરીત જ થાય ! ત્હારી અધોગતિ તો પછી, " પણ આ પાપ તો નહી જ વેઠાય.

" તપ્યાં ઉર શીત કરવાને,
" વિકારોને શમવવાને,
" ઉંડા વ્રણને રુઝવવાને,
" અમૃતરસરાશિ દ્રવવાને,

---

1 ઘા.

"અધરપુટ મન્મથે ભરીયું,
"મૃદુપણું ગાલમાં વસીયું;
"પ્રીતિજીવના વિના શબ એ!
"અધર્મઋતુવીશેં વિપ એ!

"આ અધર પુટ અને ગાલ શબ તો નથી જ! પણ તેની ધર્મઋતુ ગઈ "ને હવે આવે એમ નથી. કુમુદ! તું જાગ, ઉઠ. ને આ દુષ્ટ ખોળાનો "ત્યાગ કર! આ શરીરના સ્થૂલ મર્મ હવે મ્હારા હૃદય ઉપર ચ્હડાઈ "કરે છે!"

કુમુદસુંદરીની છાતીના ભાગ સામું એ જોઈ રહ્યો, ત્યાંથી દૃષ્ટિ બળાત્કારે ખેંચી લેઈ ચન્દ્ર ભણી ને સામા થાંભલા ભણી હઠ કરી વાળવા લાગ્યો, પણ સર્વ બળાત્કારને હડસેલી દૃષ્ટિ તો પોતાને ઇષ્ટ સ્થાને જ વળવા લાગી. સરસ્વતીચંદ્ર હવે અકળાયો.

"અતિરમણીય એ વેલી!
"ઉરે મુજ વાસના રેલી!
"ધડકતું ઉર તુજ ભાળું,
"સમાવા ત્યાં જ લોભાઉં!
"નથી અધિકાર જોવા જો,
"હૃદયફળ! માં જ લોભાવો.
"કંઈ કંઈ લોભ સંસ્કાર
"સુતા જાગે! હવે જાવ!"

જરાક ધૈર્ય અને જાગૃતિ ધારી બોલ્યો.

"અહો લોભાવતી વેલી!
"હતી તું મ્હાલવી સ્હેલી.
"કલાપી[1] હવે હું ઉડું પાસે!
"નમાવું ન બેસીને ડાળે!"

"અહા! સ્મરણનું શુભ વિસ્મરણ થાય છે ત્યાં જ વિસ્મરણને સ્થાને "દુષ્ટ સ્મરણ થવા માંડે છે! અરે! આ વિડમ્બનામાંથી કેવી રીતે મુક્ત "રહું?"

કુમુદસુંદરીએ વાળેલી સોડ આગળથી વસ્ત્ર છુટું પડી ફરફરતું હતું તે પાછું એની સોડમાં ઘાલતો ઘાલતો, એ પ્રવૃત્તિપ્રસંગે મૂર્છામાં પણ

[1] મોર, કલાપ કરનાર.

મોહક શરીરનો અજાણ્યે સ્પર્શ થતાં ચમકતો સરસ્વતીચંદ્ર મનને છતી સ્વસ્થ થવા આવતો હતો ત્યાં કુમુદની સુંદર સુંવાળી ચુંદડી ઘડીકમાં પગ આગળથી ઉડતી, ઘડીમાં માથેથી ખસતી, ઘડીમાં છાતીના છેડા આગળ સરતી, અને પોતાને સ્વસ્થ માનનારને ફરી ફરી હંફાવતી હતી. એ અમુઝણમાં પણ સ્વસ્થ થવાનો પ્રયત્ન કરતો સાધુઅભિલાષી એક પાસથી જ્યાં જ્યાં વસ્ત્ર સરે ત્યાં ત્યાં સમું કરવા લાગ્યો અને બીજી પાસ તે તે સર્વ ક્રિયાથી મદનવિપની લ્હેરો અનુભવવા લાગ્યો અને તેના અસહ્ય વેગથી ઘૂર્ણાયમાન થતો લાગ્યો.

"હરિ ! હરિ ! હરિ ! હરિ ! હં ! હં ! હં ! હં ! કુમુદસુંદરી ! હવે તો
" જાગો ! તમારી મૂર્છાથી તમે સુખમાં છો; અને મ્હારા ભાગ્યને માટે તો
" ગમે તો આ વિષજ્વાલામાંથી છુટવાને માટે ગમે તો મને તમારા જેવી
" મૂર્છા થાવ કે ગમે તો તમે જાગીને દૂર બેસો ને તમારા પવિત્ર આત્માના
" તેજથી તમારા શરીરનું મોહક વિપ નિવારો !"

મુખ ઉપર કંટાળો આવી ગયો; છતાં સર્વ શરીરમાં નવા વિકાર સરી જતા હતા અને હૃદયને ને બુદ્ધિને પરવશ કરવા મહાભારત અને અસહ્ય પ્રયાસ માંડતા હતા. તે ત્રાસવૃષ્ટિને કાળે છત્રી જેવા ગાને વાધવા પ્રયત્ન કર્યો; પણ તેનો થડકાતો રાગ, રાતી થતી આંખ, અને શરીરમાં વ્યાપતી ઉષ્ણતા અને રોમાંચિતતા, એ સર્વ આ વિષથી વધતી જડતાને સ્પષ્ટ કરતાં હતાં. કુમુદસુંદરીના ગાનમાં કડીયો ગવાઈ હતી કે—

" દેહ બળતાં બચ્યો નહી વાળ "
અને " પ્રેમી અબળાને પ્રેમે ભુલાવી,
" ધીક ધીકતા અગ્નિમાં ચલાવી !"

વગેરે કડીયોમાંનો અર્થ હવે સરસ્વતીચંદ્રને અનુભવથી સમઝાયો, સમાન દુઃખની દુખીયારી ઉપર દયા આવી, અને બે જણે પોતપોતાનાં દુઃખમાંથી છુટવાનો એક જ પરસ્પરસામાન્ય માર્ગ સુઝ્યો—ગમે તો બેયે ડુબવું ને ગમે તો બેયે તરવું ! " પ્રાણનાથ ! તારો કે ડુબાડો !" વગેરે દીન યાચનાઓ હવે સમજાઈ. પવન તો હજી વાતો જ હતો અને કુમુદનાં વસ્ત્રની ક્રૂર અવ્યવસ્થા અટકાવવાનો વીર પ્રયત્ન પણ તેવો જ ચાલુ હતો, તે ભેગું મદનપવનને અટકાવનાર ગાન પણ તેમજ ચાલ્યું:—

" પવન ! મર્યાદ ના તોડ !
" વીંખેર ન વાળી આ સોડ !
" ઝીણી મૃદુ ચુંદડી આ તું
" ઉરાડ ન ! અંગ શરમાતું.
" સુ-ગડ ઘટ પાટલી વાળી,
" નદીમૂળ છાતી[૧] જ્યમ ઝાડી;
" પવન ! આ અંહી જ ર્‌હેવા દે !
" મદન ! તુજ બાણ સ્‍હેવા દે !

" આટલે સુધી સહું છું—આગળ વિશ્વાસ નથી—પવન ! મદન !
" હવે બસ કરો ! Now have done with your nonsenses !
" હરિ ! હરિ !"

નેત્રમાં ઘડીક રતાશ ને ઘડીક આંસુ જણાતાં હતાં અને શીત જ્વરથી પોતે કમ્પતો હોય એમ શરીરમાં ત્‍હાડ વાવા લાગી. તે વે કાળે વળી મૂર્છાવશ મુખ ઉપર જોઈ રહ્યો ને ફરી જાગ્યો હોય એમ થયું, અને એમ જાગતાં જાગતાં ઝોકાં પણ ખાતો હતો.

" લતા કરમાઈ આ શોકે,
" મધુરતા ન મુકતી ત્‍હોયે !
" કિરણ શશીનાં પ્રકટ એ કરે !
" ન જોવાનું હું જોતો ! અરે !
" હું લોભી છું, હું લોભાતો;
" હું દુઃખી છું, હું દુઃખાતો;
" હું ઝેરી છું, હું વિષ વાતો,
" પ્રિયા-ઉરમાં હું વિષ લ્હાતો !
" પ્રિયા ! મૂર્છા તું છોડી દે !
" શરમની ગાંઠ તોડી દે !
" તું કાજે હું કરું શું ? ક્‍હે !
" હૃદયપર શલ્ય શાને ર્‌હે ?"

મુખ ઉપર કંઈક ઉત્સાહ જણાયો, ને બોલતાં બોલતાં હાથ ઉંચો થયો.

૧. છાવું એ ધાતુ ઉપરથી છાતી એટલે ઢાંકતી.

"હવે આવ્યાં નવે દેશે,
"હવે ફરીયે નવે વેશે;
"નથી સંસારની ભીતિ;
"ત્યજી સંસારની રીતિ.
"સગાં સંસારનાં છોડ્યાં,
"છુટ્યાં તેઓથી તરછોડ્યાં.
"વિશુદ્ધ જ સાધુનો પન્થા !
"ધરીયે આપણે કન્થા.[1]
"ગિરિવર રમ્ય પાવન આ;
"જગતમાં ના જડે એ સમા;
"અંહી એકાન્ત ને શાન્ત[2]
"વસીયે, વ્હાલી, રહી દાન્ત.[3]

"કુમુદસુન્દરી ! તમને જગાડવાને જેટલા અગ્નિમાં ચાલવું પડે તેટલા "અગ્નિમાં ચાલીને પણ તમને જગાડવા પ્રયત્ન કર્યા વિના છુટકો નથી. "અદૃશ્ય સીતાએ મૂર્છિત રામચંદ્રનો જે અધિકારથી કરસ્પર્શ કર્યો "પવિત્ર ભવભૂતિએ વર્ણવેલો છે તે જ અધિકારથી તમને જાગૃત કરવા "તેવો જ પ્રયત્ન કરું છું તે ક્ષમા કરજો ! તમારી કે મ્હારી આ અવસ્થા "હવે મ્હારાથી જોવાતી નથી, વેઠાતી નથી."

કુમુદ મૂર્છાથી કંઈક છુટી થતી હોય અને મૂર્છામાંથી નીકળી નિદ્રામાં પ્રવેશ કરતી હોય એમ એના શરીરની શિથિલ થતી નસોની પ્રત્યક્ષ થતી કોમળતાથી લાગ્યું—એટલામાં તો ખોળામાં ને ખોળામાં એણે પાસું ફેરવ્યું ને આના ઉરોભાગને એના ઉરઃસ્થલનો કંઈક સ્પર્શ થતાં જેવી મદનની લ્હેરોની તેવી જ ધર્મભંગની જાગૃતિની સાથેલાગી ચમત્કૃતિ સરસ્વતીચંદ્રમાં પ્રકટ થઈ. ચોમાસાના જળથી ભરેલા આકાશવ્યાપી મેઘમાં જેમ એકપાસ જળની શ્યામતા, શીતતા, અને જડતા વધવા માંડે તેમ બીજી પાસથી વીજળીના ચમકારા ને ત્રીજી પાસથી ગર્જના થઈ પરિણામમાં મેઘ દ્રવવા-વૃષ્ટિ કરવા–માંડે તેમ અત્યારે મદન અને ધર્મવિચારો વચ્ચે ડોલતા સરસ્વતીચંદ્રને થયું.

---

૧. સાધુજનોને પ્હેરવાને ભગવું વસ્ત્ર. ૨. જેણે અન્તરિન્દ્રિયોનો શમ એટલે શાન્તિ પ્રાપ્ત કરી છે તે. ૩. બાહ્યેન્દ્રિયોનો દમ એટલે દમન જેણે કરેલું છે તે.

" ગમે તે થાવ ! ગમે તે થાવ ! તરવાનાં હઈએ તો પણ આ મૂર્છાનો
" છેદ સાધનરૂપ છે ને ડુબવાનાં હઈએ તોપણ એ જ સાધન છે. માટે
" એ છેદ તો અવશ્ય કરવો. આ સ્પર્શને અમૃત ગણું તો મૂર્છાછેદવિના
" પૂર્ણ તૃપ્તિ નથી ને વિષ ગણું તો પણ એ જ છેદ વિના વિષનો પ્રતીકાર
" નથી. કુમુદ ! પ્રિય કુમુદ ! તને "પ્રિયા" કહું કે ન કહું ?—જે હો તે હો.
" હવે તો તું જાગ ને ત્હારો ન સાથે મ્હારો ભેગો ઉદ્ધાર ત્હારે ઇષ્ટ માર્ગે
" તું કર !"

હૃદય સાથે ચંપાઈ હતી તે અચેત મૂર્ત્તિને અજાણતાં કે જાણીને એણે પોતાના હાથનો આધાર આપી ત્યાં જ ટકવા દીધી, અને માત્ર પોતાના હૃદયમાંથી એના પરામૃષ્ટ હૃદયમાં પ્રાણવિનિમય કરી ક્‌હેવા ઇચ્છતો હોય તેમ તે જ સ્થિતિમાં ગાવા લાગ્યો—મ્હોં ઉઘાડી ગાવા લાગ્યો.

" પ્રિયા ! મૂર્છાથી છુટી થા !
" પ્રિયા ! ખોળેથી બેઠી થા !
" સરિતા ! પૂરભરી આવી,
" અટકી રહી કેમ આ આવી ? "

હૃદય હૃદય સાથે જાણ્યે કે અજાણ્યે ચંપાઈ ગયું !

" કરે સત્કાર સાગર આ,
" ઉછાળે નીર-ઝાલર આ !
" હવે વિશ્વમ્ભરે જે રચ્યો,
" પ્રિયા, સંકેત તે આ મચ્યો !"

એને પાછી ખોળામાં ચતી સુવાડી, અને એનું મુખ ઝાલી ક્‌હેવા લાગ્યો.

" પ્રિયા ! મૂર્છાથી છુટી થા !
" પ્રિયા ! ખોળેથી બેઠી થા !
" ઉઘાડી આંખ, જો ને જો !
" અલખ-સંકેત શો આ મચ્યો ?"

માત્ર એક હાથ એના માથા તળે રાખી અને બીજો હાથ ખોળા બ્હાર પડેલા પગ તળે રાખી, માથાને અને પગને ઉંચાં ટેકવી રાખી, એના સર્વ શરીર ઉપર દૃષ્ટિ ફેરવતો સર્વ શરીરને ક્‌હેતો હોય તેમ ક્‌હેવા લાગ્યો.

" નવે દેશે નવા વેશ !
" જગતનું કામ નહીં લેશ !

"નવા વિશુદ્ધ ધર લોભ !
"મને તે લોભમાં યોજ"

કુમુદના શરીરના મર્મભાગમાં રહેલા અંતરાત્માને ક્‌હેતો હોય તેમ હવે નેત્ર મીંચી ક્‌હેવા લાગ્યો.

"પ્રિયા ! મૂર્છાથી છુટી થા !
"પ્રિયા ! ખોળેથી બેઠી થા !
"દિવસ દુખના ગયા ન્હાશી !
"ભર્યો તુજ કાજ રસરાશિ."

સરસ્વતીચંદ્રની અંતર્દૃષ્ટિ ઉઘડી. કુમુદના અંતરાત્માને ક્‌હેતો હોય તેમ મીંચેલી આંખેજ ક્‌હેવા લાગ્યો.

"પ્રિયા ! મૂર્છાથી છુટી થા !
"પ્રિયા ! ખોળેથી બેઠી થા !
"ઉઘાડી આગળા[1] દેને !
"મનઃપૂત, ત્હારું ગણ્યું, લેને !"

ગાન બંધ રહ્યું પણ ઉભયની બીજી અવસ્થા હતી એવીને એવી રહી. કુમુદસુંદરી ખોળામાં જ અચેતન રહી. એના માથા નીચે ને પગ નીચે જ સરસ્વતીચંદ્રના હાથ રહ્યા. સરસ્વતીચંદ્રની આંખો મીંચાયલી જ રહી. એ પોતે બેઠો હતો તેમ જ બેઠેલો જ રહ્યો. પવન વાતો હતો તેમ વાતોજ રહ્યો અને ચન્દ્રનો પ્રકાશ જ્યાં પડતો હતો ત્યાં જ પડી રહ્યો. એક ફેર માત્ર એટલો પડ્યો કે સરસ્વતીચંદ્રનો જીવ કંઈક ઉંડો ઉતરી પડ્યો હોય એમ એનું બાહ્ય ચેતન એના અન્તરાત્માંમાં લીન થયું, અને એ આમ નિવૃત્ત થયો. એટલે સ્વતંત્ર થયલા પવનની નિરંકુશ લહરીઓથી કુમુદનું વસ્ત્ર ફરફરવા લાગ્યું. બીજો ફેર એ પડ્યો કે ગાન શાંત થતાં કુમુદનું મસ્તિક ગાનની અસરની પરિપૂર્ણતાથી કે ગાનની શાન્તિથી શાન્ત થયું અને એની મૂર્છા ત્રુટી કે નિદ્રા છુટી. તેમ થતાં પ્રિયસ્પર્શના મોહથી પોતાને સ્વપ્નમાં માનતી અથવા આનંદસ્વપ્નમાં પડતી કુમુદ કેટલીક વાર સુધી એમની એમ હાલ્યાચાલ્યા વિના ખોળામાંજ પડી રહી. પડી રહી તે પવનથી ઉડેલા વસ્ત્રના ભાને જાગૃત થઈ અને આંખ ઉઘાડી. પૃથ્વી-ઉપર આકાશમાં ચંદ્ર લટકે તેમ પોતાના ઉપર ઉંચે લટકતું પ્રિયમુખ બે ચાર પળ સુધી આ ઉઘડેલી આંખે જેયાં કર્યું અને અંતરાત્મા જાગ્યો

---

1 બારણાંને વાસવાના આગળા

ન હોય તેમ કુમુદ ત્યાંજ પડી રહી. બીજી બે ચાર પળ વીતી એટલામાં અંતરાત્મા જાગ્યો અને પોતાનું વસ્ત્ર સમું કરતી કુમુદ ખોળામાંથી ઉઠી સામી દૂર બેઠી અને પ્રિયજનની સમાધિસ્થ જેવી પ્રિયમૂર્ત્તિનું દૃષ્ટિસેવન કરવા લાગી. એ દૃષ્ટિ તૃપ્ત થતા પ્હેલાં પોતાના શરીર ભણી ભાન ગયું ને વિચાર થયો.

" નક્કી ! સરસ્વતીચંદ્રને જ્વર આવ્યો છે–એમનું શરીર અતિ ઉષ્ણ
" હતું તે મ્હેં અનુભવ્યું— ટ્હાડ વાતી હોય એમ એમને રોમાઞ્ચ થયો
" તે મ્હેં સ્પર્શ્યો. પણ આંખો શાથી મીંચી છે ? અરેરે ! લક્ષ્મીનં-
" દનના વૈભવના ભોગીની આવાં સ્થાનમાં આથી બીજી શી દશા થાય ?
" અથવા આ સર્વનું કારણ હું પોતે તો નથી ?. પેલી દુષ્ટ મર્મદારક
" ભસ્મવાળી રાત્રિએ મને આવો જ જ્વર હતો ! શું આ અનંગજ્વર
" એમને થયો છે ? જો એજ આ જ્વર હોય તો આમ એ છેક નિશ્ચેષ્ટ
" ન બેસી રહે. મદનમહાજ્વરમાં સપડાયલા વશી ત્યાગી મહાત્મા આ-
" વાજ ઉગ્ર સમાધિથી એ વિષમજ્વરને શાંત કરી શકતા હશે ! હું
" એમને ઉઠાડું ? જો એ આવા સમાધિમાં હોય તો એમને ઉઠાડવા
" એ મહાન્ અનર્થ. જો તેમ ન હોય, અને આ કેવળ જ્વરનો કે કોઈ
" વ્યાધિનો પરિણામ હોય તો ઇશ્વરે મને આવે કાળે એમની સેવા
" કરવાને જ મોકલી !—અને એમને જગાડવા એ જ મ્હારું કામ–તો
" હું શું કરું ?"

સરસ્વતીચંદ્ર મીંચેલી આંખે પલાંઠી વાળી બેસી રહ્યો હતો તેના સામી થોડે છેટે ઉઘાડી આંખે એને કુમુદ જોઈ રહી. પણ બોલ્યા ચાલ્યા વિના, હાલ્યા ચાલ્યા વિના, વિચારમાત્ર બંધ કરી, વિકારને વેગળા રાખી, એક ઢીંચણ ઉપર હાથની ફ્હાણી રાખી અને એ હાથ ઉપર હડપચી ટેકવી, અનિમિષ એક ટશે સામા મુખમાં પોતાના સકલ અંતરાત્માનો યોગ કરી, ઉંડા સ્નેહ અને ઉચ્ચ અભિલાષની મૂર્ત્તિ જેવી, તપસ્વિની બાળા પળે પળને યુગ ગણતી ગણતી, બેસી રહી.

---

# પ્રકરણ ૨૯.

## હૃદયના ભેદનું ભાગવું.

" All precious things, discover'd late,
" To those that seek them issue forth;
" For love in sequel works with fate,
" And draws the veil from hidden worth."

*Tennyson's Day-Dream.*

" And so love—
" Vaster in being free from toils of sense—
" Was wisest stooping to the weaker heart;
" And so the feet of sweet Yaṣodharà
" Passed into peace and bliss, being softly led."

*Arnold's Light of Asia.*



"સરસ્વતીચંદ્ર ! સરસ્વતીચંદ્ર ! હું કુમુદ આપને બોલાવું છું—" સામી બેઠી બેઠી કુમુદ કેટલીક વારે બોલી.

પવનની ગર્જના પર્વત ઉપર થતી હતી તે વચ્ચે પણ આ ઝીણો સ્વર સરસ્વતીચંદ્રના કાનમાં પેઠો અને એને એની વિચારનિદ્રામાંથી જગાડ્યો. ધીમે રહી એણે આંખ ઉઘાડી પોતાના ખોળામાં જોયું અને હવે હલકા થયલા ખોળાનો ભાર ઇષ્ટ રૂપે સામે બેઠેલો જોયો.

સર૦—કુમુદસુન્દરી, મ્હેં તમને બહુ દુઃખી કર્યાં !

કુમુદ૦— થનારી થઈ ગઈ—બનવાની બની ગઈ. આપે મ્હારા ભાગ્યને આપની જોડે ઉરાડવા પ્રયત્ન કર્યો—એ ભાગ્યમાં એવી રીતે પણ ઉડવાની શક્તિ ન હતી તેથી પડવાનું જ હતું તે પડ્યું. આપનો એમાં હું દોષ ક્‌હાડતી નથી. શકુન્તલાના પ્રેમને દુષ્યન્ત જેવા પુરુષ ભુલી જાય ત્યારે તો દુર્વાસા જેવાના શાપનું જ અનુમાન કરવું ચંદ્રાવલી-બ્હેને આ વિષયમાં મ્હારી હૃદયભાવના આપને ક્‌હેલી જ છે તો તે વિષયે હૃદયશલ્યને સમૂળાં ક્‌હાડી નાંખો.

સર૦—થયેલી મૂર્ખતા અને દુષ્ટતા ચિત્તમાંથી ખસતી નથી.

કુમુ૦—એમ શું બોલો છો ? આપની ભુલ થઈ હશે. પણ દુષ્ટ તો આપ નથી જ. જો આપનામાં દુષ્ટતાનો અંશ હત તો સર્વસ્વ છોડી આ દુષ્ટ શરીરની પાછળ આમ આપ ભટકત નહી, અથવા ભટકત તો આ મહામોહની એ ઘડી જે આપે પ્રત્યક્ષ કરી તે કાળમાં એ મોહને વશ થઈ આ શરીરની જુદી જ અવસ્થા આપે કરી દીધી હત.

સર૦—એમાં મ્હેં કાંઈ નવું નથી કર્યું.

કુમુદ૦—આપ મ્હારાથી અન્ય સર્વ રીતે અધિક છો; પણ સંસારનાં દુ:ખના અનુભવમાં હું વધારે ઘડાઈ છું અને જેવી ઘડી આપને ગાળવી પડી છે તેના કષ્ટનો પણ મને અનુભવ છે.

સર૦—તમને એમ નથી લાગતું કે આ વાત કરી દુષ્ટ સંસ્કારોને દૃઢ કરવા કરતાં એ વાત કરવી જ નહી તે વધારે ક્ષેમકારક છે ?

કુમુદ૦—એ તો અનુભવસિદ્ધ છે.

ક્‌હેતાં ક્‌હેતાં એણે કમ્પારી ખાધી ને તે સરસ્વતીચંદ્રે દીઠી.

સર૦—તમને જોઈ રહું છું ત્યારે મનમાં એવો પ્રશ્ન ઉઠે છે કે દુષ્ટતા તે આવી વાત કરવામાં હશે કે નહી કરવામાં હશે ?

કુમુદ૦—દુષ્ટતા તો આ મુખમાં જ છે કે જેના દર્શનથી આપના જેવા ત્યાગીને આવું દુ:ખ થાય છે. સ્ત્રીઓની દૃષ્ટિમાં જ આવું વિષ ભરેલું છે.

સર૦—હરિ ! હરિ ! કુમુદસુંદરી ! જો એવું વિષ સ્ત્રીઓની દૃષ્ટિમાં હોય તો તે પુરુષની વાણીમાં પણ છે કે જેના ઉદ્‌ગારે તમને અસહ્ય અગ્નિમાં ચલાવ્યાં.

કુમુદસુંદરી શરમાઈ ગઈ, નીચું જોઈ રહી, અને અંતે સ્વસ્થ થઈ બોલી.

“ મને હવે ભાન આવે છે કે સાધુજનો મને અંહી એકલી મુકી ગયાં તે વેળાએ મ્હેં મ્હારા હૃદયના ઉભરા ક્‌હાડવા જોડી રાખેલું કાવ્ય ગાવા માંડ્યું હતું. મને લાગે છે કે તે મ્હારી મૂર્છાકાળે પણ ચાલ્યું રહ્યું હશે ને આપના પવિત્ર સુખી કાનમાં કંટક જેવા અનેક પગવાળા કાનખજુરા પેઠે પેસી ગયું હશે. પણ ક્ષમા કરજો, એ જે થયું હોય તે આ શરીરની પરવશતાને લીધેજ.

સર૦—તમારા શરીરને તો સુવર્ણપુરમાં ઘણો કાળ પ્રત્યક્ષ કર્યું હતું; પણ હૃદયને તો એ ગાને જ પ્રત્યક્ષ કરાવ્યું અને એટલા માટેજ મ્હારી સ્વાર્થી વૃત્તિને એ દર્શન કરાવનારી તમારી મૂર્છા મને ઘણી પ્રિય થઈ પડી હતી.

કુમુદ૦—મ્હારે પણ એમ જ ગણવાનું કારણ છે. આપના પવિત્ર ખોળાને દૂષિત કરી આ શરીર તેમાં પડી રહ્યું હતું ત્યારે બોલવાની કે હાલવા ચાલવાની મ્હારામાં શક્તિ ન હતી ને નયન બંધ હતાં તે ઉઘાડવાની શક્તિ ન હતી; પણ કાન ઘણો કાળ જાગૃત હતા. કાચના ગોળામાં રાખેલો જન્તુ કાચમાંથી બ્હારની સૃષ્ટિનું અવલોકન કરી માંહ્યને માંહ્ય ફર્યા કરે અને બ્હારના પદાર્થોની ગતિથી ચમકે તેમ કાચ જેવા જડ પણ મ્હારાથી પારદર્શક મ્હારા શરીરમાં મ્હારા હૃદયની સ્થિતિ એ જન્તુના જેવી પરાધીન જાગૃત હતી. આપના તપોમય સ્નેહના મધુર ઉદ્ગાર પણ મ્હારા કાનમાં ને હૃદયમાં તે કાળે જ કંઈક આવ્યા અને મ્હારા અનેક સંશયને તેમણે દૂર કર્યા.

સરસ્વતીચંદ્ર ચમક્યો.

“ત્યારે મ્હારે માટેનો તમારો અભિપ્રાય ઘણો હલકો થઈ ગયો હશે!”

કુમુદ૦—શા માટે ચમકો છો ? જે વસ્તુના અજ્ઞાને અને સંદેહે સુવર્ણપુરમાંની મ્હારી સ્થિતિના કરતાં વધારે દુઃખ મને દીધું હતું તે આ ઉદ્ગારોથી અંતે પ્રકટ થઈ છે. અને તેથી તે દુઃખ દૂર થયું છે; અને આપનું દુઃખ કંઈ દૂર કરવાની મ્હારામાં શક્તિ છે અને તેમ કરવાનો સાધુજનોએ પ્રસંગ આપ્યો છે તે સફળ કરવાનો માર્ગ પણ આ ઉદ્ગારોથી જ મને જડશે.

સર૦—મનની પરવશ દશામાં નીકળેલા ઉદ્ગારોથી મ્હારો ન્યાય કરવો ઉચિત નથી.

કુમુદ૦—એ ન્યાયથી આપને કંઈ કલંક લાગતું નથી.

સર૦—ચંદ્રનું કલંક તો બ્રહ્માયે જ ઘડેલું લાગે છે પણ આ તેને ઢાંકનારી વાદળીનો પડદો હતો તે પવને ખસેડી નાંખ્યો.

કુમુદ૦—ચંદ્ર અને કુમુદને પરસ્પરપ્રત્યક્ષતા કરાવનાર એ પવન બહુ રંગનુ નીવડ્યો ! સરસ્વતીચંદ્ર ! હું તમારી—આપની—પાસે હું શું કહું ?

સર૦—મને “આપ” ન કહેતાં આપણા આદિકાળને સ્મરી “તમે” કહીને બોલાવો, એટલે બાકીનું બીજું જે જે કહેવાનું હશે તે જાતે જ કહેવાઈ જશે.

“આદિકાળ સ્વપ્નવત્ થયો—જતો રહ્યો ! હવે તો હું પણ બદલાઈ ને તમે પણ બદલાયા. જે વિશેષણ એકના મુખને અને બીજાના કાનને અમૃતરૂપ અને ભૂષણરૂપ હતાં તેનો હવે ત્યાગ કરવાનો પ્રયત્ન કરવો પડે છે.” કુમુદે નિઃશ્વાસ મુકી કહ્યું.

"સાધુજનોની સાધુતાને સાધુ પદાર્થો પ્રયત્નનો જ ત્યાગ કરવાથી
" પ્રાપ્ત થાય છે. જ્યાં સંદેહ પડે ત્યાં સત્પુરુષોનાં અંતઃકરણને પ્રમાણ
" ગણવાં એવું દુષ્યન્તનું વચન છે.[૧]" સરસ્વતીચંદ્ર ધીમે રહી બોલ્યો.

કુમુદ૦—કાવ્યોને પ્રમાણ ગણવાનો કાળ હવે વીતી ગયો.

સર૦—મ્હારી મૂર્ખતાએ આ કાળ આણ્યો.

કુમુદ૦—તમે શું કરો ? પ્રારબ્ધ ભુલાવે છે ત્યારે बुद्धयः कुब्जगामिन्यो भवन्ति महतामपि[૨]. મ્હારા વિદ્વાન, અનુભવી અને ચતુર પિતાને પણ થોડા દિવસ વિલમ્બ કરી તમારી વાટ જોવાનું ન સુઝયું અને મ્હારો ઉતાવળે વિવાહ કરી દેવામાં જ મ્હારું કલ્યાણ લાગ્યું ત્યારે એમ જ સુઝે છે કે ઈશ્વરની જ ઇચ્છા બળવાળી છે. એવા એવા અનુભવીયો ભુલે ત્યારે આવે સૂક્ષ્મ પ્રસંગે તમારી બુદ્ધિ તમને ભુલાવે ને મ્હારા દુઃખના પ્રદેશમાં મૃગજળ જેવું મ્હારું સુખ તમને પ્રત્યક્ષ કરાવે તેમાં તમારો શો દોષ !

સર૦—કુમુદ—કુમુદસુન્દરી ! તમારા જેવા હૃદયમાં આવી ઉદારતા અને આવું શાણપણ દેખું છું તેથી પણ મ્હારો મોહ ઘટવાને સટે વધે છે.

કુમુદ૦—તમારી આંખો ત્હેંકાય છે, તમારો સ્વર થડકાય છે, અને શરીર ધ્રુજે છે. તમારું દુઃખ મને કહી ઘો.

સર૦—તમારું દુઃખ તે જ મ્હારું દુઃખ છે-તમને સુખી જોઈશ ત્યારે હું સુખી થઈશ.

કુમુદ૦—પણ અત્યારની આ અવસ્થા શાથી ?

સર૦—મને મ્હારી અવસ્થાનું ભાન નથી.

કુમુદ૦—તમે મ્હારું એક કહ્યું કરશો ?

સર૦—એ કહ્યું કરવામાં જ મ્હારું પ્રાયશ્ચિત્ત રહેલું છે.

કુમુદ૦—તો સાધુજનોએ રાખી મુકેલા આ ફલાહારથી જઠરાગ્નિ તૃપ્ત કરી આપ નિદ્રા લ્યો ને તેમણે આપણે માટે યોજેલી પંચરાત્રિના શેષ ભાગમાં નિદ્રાન્તે ઉભય હૃદયનું પરસ્પરસમાધાન કરવાનો અવકાશ પુષ્કળ મળશે.

સર૦—તમે પ્રસાદ લ્યો તો હું લેઉં.

એક મ્હોટા પાંદડા ઉપર ફલાહાર પીરસ્યો. બીજું પાંદડું હતું નહી. કુમુદે "પછીથી ખાઈશ" કહ્યું. સરસ્વતીચંદ્રે તે માન્યું નહી. અંતે એક પાં-

૧. सतां हि सन्देहपदेषु वस्तुषु प्रमाणमन्तःकरणप्रवृत्तयः ॥ ૨. મ્હોટાઓની બુદ્ધિઓ પણ વાંકી ચાલે છે.

દડાંમાં સર્વ ફળ મુકી બે જણે ભોજન કર્યું. ભોજનકાળે ઝાઝી વાર્ત્તા ચાલી નહી. ચર્વણકાળે જાણ્યે અજાણ્યે એક બીજા સામું જોઈ રહેતાં હતાં અને મોહપાશ તેમની બેની આશપાસ વધારે વધારે વીંટાતો હતો; પણ તેની અનુભવીયણ કુમુદ ચેતી અને સત્વર ઉપાય યોજવા બીજી વાતો ક્‌હાડવા લાગી.

"મ્હારા ચિત્તમાં એમ લાગે છે કે આપણે એક બીજાને સત્ય નામે વાત ન કરવી પણ સાધુજનોમાં જે નામ પ્રસિદ્ધ છે તેનોજ ઉચ્ચાર કરવો; તમને આગળ ઉપર એમ લાગે કે હવે પ્રસિદ્ધ થવું ત્યારે જ મ્હારા પિતાશ્રીના આ રાજ્યમાં એમની પ્રતિષ્ઠા ન્યૂન થાય નહી તેમ મ્હારે છતાં થવું."

સર૦– યોગ્ય છે. તેમાં દોષ માત્ર એટલો છે કે 'મધુરી' એ નામના ઉચ્ચારથી તમારી મધુરતા ઉપર લક્ષ્ય જાય છે.

કુમુદ૦—સંસારમાં ઘણી જાતના સંબંધીઓ એક બીજાંના નામોચ્ચાર કર્યા વિના જીવતા સુધી પરસ્પર વ્યવહાર નીભાવે છે.

સર૦—હા. પણ તેમાં તો ઘણુંખરું દમ્પતીઓમાં જ એવો વ્યવહાર હોય છે, અને તેવાં આપણે ન છતાં તે સંબંધ પ્રમાણે સંબોધન કરવાં એ પણ મનને સૂચક થશે અને મોહનાં કારણભૂત થાય એવું ભય રહેછે.

કુમુદ૦—તો મ્હારા ચંદ્ર—હું તમને ચંદ્ર કહી સંબોધીશ—તમે મને ગમે તે ક્‌હેજો અને તમે મ્હારા ચંદ્ર થઈ મ્હારા મોહતિમિરનો નાશ થાય એવું કાંઈ કરજો. હું પણ તમને **નવીન** ક્‌હેતાં કંઈ કંઈ આચકા ખાઉં છું. વાતો કરતાં કરતાં બે જણે એક જ ફળ સાથે લાગું લીધું, બેનાં આંગળાં અડકયાં, બેને નવા ચમકારા થયા, બે ચેત્યાં, બેયે ફળ પડતું મુક્યું ને પોતપોતાના હાથ ખેંચી લીધા, અને ફળ બેના હાથમાંથી પડ્યું હાથ પાછા ખેંચાયા પણ નેત્ર તો નેત્રને જ વશ રહ્યાં. કુમુદે પડેલું ફળ પાછું લેઈ સરસ્વતીચંદ્રને આપ્યું.

પવન સર્વત્ર છે તેને દૂર કરવાને પંખાથી ધક્કો મારીયે તો પવન દૂર જવાને સટે પાસે જ વધે છે, પણ જ્યારે ચારે પાસના આવા પવન વિના બીજે સ્થાને જીવન જ નથી ત્યારે તો પવનને કેવળ બંધ કરવાના પ્રયત્ન કરતાં આપણા શરીરનું જ આચ્છાદન કરવું યોગ્ય છે. આવા સમાગમકાળે આવો વિક્ષેપ આવા પવન જેવો થાય ત્યારે તો તેના પ્રતીકાર માટે એ વિક્ષેપનો નાશ કરવાનો પ્રયત્ન પડતો મુકી વિક્ષેપક શક્તિની અને પોતાની વચ્ચે અંતરપટ મુકવો જ સારો એવી કલ્પના સર-

સ્વતીચંદ્રને થઈ. પણ અંતરપટ શાનો કરવો તે સુઝયું નહી. એટલામાં એની મનોવૃત્તિ સમજી હોય એમ કુમુદે પ્રશ્ન પુછ્યા.

" આપે પિતાનો ત્યાગ કર્યો તે તેમના ઉપર અથવા બીજા કોઈ ઉપર
" ક્રોધથી કર્યો કે ઓછું આવ્યાથી કર્યો કે કંઈ બીજા કારણથી ? મ્હારો
" ત્યાગ કેવી બુદ્ધિથી કર્યો ? સુવર્ણપુર કીયા અભિલાષથી આવ્યા ?
" ત્યાંથી અંહી શાથી અને કેવી રીતે આવ્યા ? અંહીથી હવે કયાં જવું
" અને શું કરવું ધારો છો ? મ્હારે માટે......" આ બધું વાકય પુરું થતા પ્હેલાં એના હાથમાંના ફળનો ગલ એના પગની પ્હાની ઉપર પડ્યો હતો તે ઉપર એનું ધ્યાન ન હતું; પણ સરસ્વતીચંદ્રની દૃષ્ટિ—એ ગલ ઉપર અને સુન્દર પ્હાની ઉપર--ચંદ્રપ્રકાશમાં આ ગલ સુન્દર ચિત્રરૂપે પડેલો હતો તે ઉપર—પડી હતી. કુમુદ છેલું વાકય બોલે તે પ્હેલાં તો સરસ્વતીચંદ્રે આ ગલને હાથવડે લોહી નાંખ્યો પણ લોહેલા સ્થાનને જ જોઈ રહ્યો. એ તાલ કળાઈ જતાં કુમુદે પોતાની પ્હાની પાછી ખેંચી લીધી અને પોતે પ્હેરેલા વસ્ત્રની કોર પ્હાની ઉપર ઢાંકી દીધી. પ્હાની સંતાઈ જતાં તે જોવાનું બન્ધ થયું અને જોનાર સાવધાન થઈ ગયો.

સર૦—આ પ્રશ્નોના ઉત્તર દીધાથી આપણો ભેદ ભાગશે અને હું જાતે શાંત થઇશ એમ લાગે છે, પણ એ શાંતિ ખરેખરી મળશે કે તેને સ્થાને કંઈ બીજું પરિણામ થશે તે તો, આજ રાતના આપણા અનુભવોનો વિચાર કરતાં, કંઈ સ્પષ્ટ સમજાય એમ નથી.

કુમુદ૦—સાધુજનો એવું માને છે કે ઉત્કૃષ્ટ રસ અને શુદ્ધ ધર્મ, દમ્પતી જેવાં, એકજ છે અને તેમની સંગત પ્રેરણા જે દિશામાં થાય ત્યાં જવામાં અનિશ્ચિત પરિણામનાં ભય-અભય ગણવાં યોગ્ય નથી. આને અનુસરીને જ મ્હેં પણ એવો નિશ્ચય કર્યો છે કે આપની સેવા પ્રાપ્ત થાય તો મ્હારે પણ બીજું કાંઈ જોવું નથી. આપના ચરણમાં મ્હારી અધોગતિ થાવ કે ઉન્નતિ થાવ તેનો વિચાર મ્હેં છોડી દીધો છે. ઓ મ્હારા ચંદ્ર ! તમારા વિના હવે મ્હારે કોઈ નથી અને તમારી મધુરીને તમારા કલંક જેવી ગણીને કલંકિત થાવ કે તમારી કલાઓમાંની એક કલા ગણી કલાવાન્ ર્‌હો—એમાંથી તમને અનુકૂળ પડે તે કરો ! પણ મ્હારાથી તમારાં દુઃખ અને તમારાં મર્મ ગુપ્ત ન રાખશો ! મને એટલો અધિકાર આપો.

સર૦—"તમને એ અધિકાર નહી આપું તો બીજા કોને આપીશ ? મને મ્હારા સ્વાર્થનો તો શું પણ મ્હારા ધર્મનો પણ બાધ તમને સુખી કરવામાં અંતરાયરૂપ થાય તો હું તેને ન ગણવાને તત્પર છું.

[1]धर्मात्ययो मे यदि कश्चिदेवम्
जनापवादः सुखविप्लवो वा ।
प्रत्युद्गमिष्याम्युरसा तु तत्तत्
त्वत्सौख्यलब्धेन मनःसुखेन ॥

" મધુરી ! ' મધુરી ' શબ્દથી મોહ કાલ થતો હોય તો આજ થાય, પણ તે નામથી જ અથવા જે કંઈ અન્ય પ્રવૃત્તિથી કે નિવૃત્તિથી તમને જે શાન્તિ થાય તેનાથી તે આપવી એ મ્હારી વાસના છે. મ્હારું સર્વસ્વ જે કંઈ હોય તેના હવનથી પણ તમને સુખ મળે તો એજ મ્હારું સુખ છે. માટે મ્હારું સુખ સાધવાની તમારી વાસનાની તૃપ્તિ તમે પોતાની જાતને સુખી કરશો તેથી જ થશે."

કુમુદ૦—ભલે. પણ તમે મ્હારું સુખ ઇચ્છો છો કે મ્હારું કલ્યાણ ઇચ્છો છો ?

સર૦—તમને સુખની ઇચ્છા હોય તો તમારું સુખ ઇચ્છું છું અને તમને કલ્યાણની ઇચ્છા હોય તો કલ્યાણ ઇચ્છું છું.

કુમુદ૦—તમારે પોતાને માટે શું ઇચ્છો છો?

સર૦—મ્હારે તો સુખ પણ નથી જોઈતું ને કલ્યાણ પણ નથી જોઈતું. મને તો શાન્તિ મળે અને મ્હારા ધર્મમાં ન ચુકું એટલું જ જોઇએ.

કુમુદ૦—તમે શાંતિમાં સુખ માનો છો ને ધર્મમાં કલ્યાણ માનો છો ? ને તે બેને ઇચ્છો છો ?

સર૦—માનું છું તો તમે ક્‌હોછો તે જ. બાકી જ્યાં સુધી ધર્મથી શાંતિ ન મળે ત્યાં સુધી શાંતિને પણ અધર્મરૂપ ગણી તેને ઇચ્છતો નથી.

કુમુદ૦—એ શાંતિને ધર્મરૂપ ક્યારે ગણશો ?

સર૦—તમને શાંત અને તૃપ્ત જોઈશ ત્યારે.

કુમુદ૦—તમારો ધર્મ કીયો ?

---

૧ ( એક પ્રધાને પોતાના રાજાને કહેલું વચન). जातकमाला અથવા बोधिसत्वावदानमाला. Edited by C. R. Lanman, Harvard Oriental Series. ૨ હોમ.

સર૦—જે પંચમહાયજ્ઞનો ગુરુજીએ, આપણુને એને ઉદ્દેશી, ઉપદેશ કર્યો તે આ દેશના તેમ પાશ્ચાત્ય દેશના સાધુસમાજને પ્રિય છે અને તે જ ન્હાનપણથી પ્રિય ગણેલો મ્હારો ધર્મ, ને તે જ તમારો ધર્મ. બાકીની ધર્મકથા સંસારીઓને માટે છે—આપણે માટે નથી.

કુમુદ૦—તો મ્હારા ચંદ્ર, તમે કરેલા સર્વ ત્યાગની કથા, અને તેમાં તમે જે ધર્મ ધાર્યો હોય તે, કહો. મને મ્હારું સુખ તેમાં જ લાગે છે ને તે સર્વ વિચારી મ્હેં જે પ્રશ્નો ગણી ગાંઠી કરેલા છે તે સર્વના ઉત્તર આપી મ્હારા મનનું સમાધાન કરો અને એમ કરતાં કોઈ અનર્થના ભયથી આચકો ખાશો નહી.

સર૦—જો એમ જ છે તો કુમુદસુંદરી—મધુરી—મધુરી, સાંભળી લ્યો. મ્હારે મ્હોંયે મ્હારે મ્હારી મૂર્ખતા કે દુષ્ટતા કહી બતાવવી પડે તો તે પણ એક પ્રાયશ્ચિત્ત જ છે ને પ્રાયશ્ચિત્ત તો હું ઇચ્છું છું જ. પિતાનો અને લક્ષ્મીનો ત્યાગ મ્હેં શાથી કર્યો પુછો છો ? એ ત્યાગ મ્હેં પિતા-માતાને દુઃખમાંથી અને પુત્રયજ્ઞના ઋણમાંથી મુક્ત કરવાને માટે કર્યો, મ્હારી અને તમારી પ્રીતિ થાય તે તેમને ગમતું હશે અને તેથી જ તેમને સુખ હશે જાણી, તમારું દર્શન કે અભિજ્ઞાન સરખું ન હોવાં છતાં પિતાએ તમારી સાથે કરેલો મ્હારો વિવાહ મ્હેં સ્વીકાર્યો. આ સ્વીકાર મ્હેં શા માટે કર્યો એમ તમે પુછશો. હું કહું છું તે માનવું હોય તો માનજો કે પિતાની તૃપ્તિ વિના બીજું કાંઈ એ પ્રવૃત્તિનું પ્રયોજન મ્હારે ન હતું. મ્હારી વાસનાઓ ન્હાનપણમાંથી ઘર છોડવા અને સંસારના મર્મભાગ જોવા માટે પ્રવાસ કરવાની હતી તે તમે જાણો છો. મને લક્ષ્મીની વાસના ન હતી તે જાણોછો. માટે જ માની શકશો કે તમારા વિવાહનો સત્કાર, પ્રથમ પળે, કેવળ પિતૃયજ્ઞમાં મ્હારી સૂક્ષ્મ વાસનાઓની આહુતિરૂપે હતો, પિતાએ માંડેલા પુત્રયજ્ઞમાં તેમના ભણીથી આરંભેલા આતિથેયના સ્વીકારરૂપે હતો. એક મંગળ મુહૂર્તમાં મને તેમણે વિદિત કર્યું ને મ્હેં જાણ્યું કે તમારી પ્રીતિના યજ્ઞમાં આદરેલી મ્હારી આહુતિ તેમને પ્રિય નથી. મ્હેં તમારી સુન્દર છબી કરાવી તેના દર્શનથી પ્રીતિરસ પીધો. હું તમને મળી ગયો. આપણે પત્રવ્યવહાર ચલાવ્યો. મ્હેં તમને આપવા વીંટી કરાવી. એ સર્વ માતાપિતાને ન રુચ્યું, ને તમારે માટે વિપરીત ભાવના કરી તેમણે દુઃસહ આરોપ મુકયા. જે કારણથી તમારો વિવાહ સ્વીકાર્યો હતો તે કારણ ખોટું પડ્યું. જે કારણથી ગૃહ અને લક્ષ્મીનો સ્વીકાર કર્યો હતો તે કારણ ખોટું પડ્યું. મ્હારા સુખ કરતાં મ્હારો ત્યાગ માતા-

પિતાની વાસનાઓને વધારે અનુકૂળ થશે એવું સિદ્ધ થયું. એ સિદ્ધ થયું તેની સાથે જ એ ત્યાગ ન કરવાનો ધર્મ વિરામ પામ્યો અને એ ત્યાગ કરવાનો ધર્મ ઉદય પામ્યો. ભાવતું હતું અને વૈદ્યે કહ્યું. મ્હારો પ્રિય ત્યાગ જ મને શોધતો આવ્યો અને હું તેને ભેટી પડ્યો. ક્‌હો, હવે શું પુછવું છે ?

કુમુદ૦—જગતના ક્‌હેવા પ્રમાણે તો પિતાનાં વચન તમારાથી સહી ન શકાયાં ને રોપમાં ને રોષમાં સર્વના ત્યાગનું તમે અતિસાહસ કર્યું.

સર૦—મ્હેં પણ એ વાત વર્ત્તમાનપત્રોમાં વાંચી છે. પણ તે માનનારનું અજ્ઞાન છે. મને રોષનો અભ્યાસ હતો નહી અને છે નહી. સાધુ જનો દોષ કરતા નથી ને પામર જનો દોષ કરે ત્યારે ક્ષમા જ ઘટે છે.[1] તેમાં માતાપિતાના દોષ તો જોવાયે નહી અને સટે તેમના પ્રતિ સર્વાંશે ક્ષમા રાખવી એ તો આકારાકાતિથિયજ્ઞનો આવશ્યક વિધિ છે. બુદ્ધાવતારના પૂર્વજન્મની કથાઓ ગણાય છે તેમાંથી કેટલીક મ્હેં તમને કહી છે. તેમાં બિસજાતકની કથા એવી છે કે સર્વ ભાઈઓની સાથે વાનપ્રસ્થ થઈ બુદ્ધ પોતે બોધિસત્ત્વરૂપે રહેતા હતા અને સર્વ ભાઈઓ બિસપ્રાશન કરતા હતા. પાંચ છ દિવસ સુધી ઇન્દ્ર બોધિસત્ત્વના ભાગનાં બિસ ગુપ્ત રીતે હરી ગયો. બિસ ખોવાયાની વાત પ્રસિદ્ધ કરવાથી ભાઈઓને દુઃખ થશે અને પોતાને તો આહાર–અનાહારમાં સમદૃષ્ટિ હતી તેથી બોધિસત્ત્વે એ વાત કોઈને કહી નહી, વાત જાતે અન્ય કારણથી ઉઘાડી પડી ત્યાં સુધી અપવાસ થયા, રોપ કે તર્ક તેમણે કર્યા નહી, અને શરીર કૃશ થયું પણ જાતે સુપ્રસન્ન જ રહ્યા. મધુરી ! અપરમાતાના રાજ્યમાં ઇશ્વરકૃપાથી હું આવી પ્રસન્નતા રાખી શક્યો ને રોપમાં સમજ્યો નહી. મ્હારા હૃદયનું મ્હારું પૃથક્કરણ ભુલ ભરેલું હશે—પણ સત્ય માનજે કે હું હજી એમ જાણું છું કે હું પિતા ઉપર રોપ કરી ત્યાગી નથી થયો. મને કોઈની અપ્રીતિ તપ્ત કરતી નથી. હું તો તેમના ઉપરની પ્રીતિને લીધે તેમનું દુઃખ જોઈ તપ્ત થયો ને તેમની તપ્તિ ટાળી તૃપ્તિ આપી. તેમણે મ્હારું અપમાન કર્યું હોય તો તે આ એક વાર જ થયું અને તેનાથી તેમના અસંખ્ય પૂર્વ ઉપકાર મ્હારાથી ભુલાયા નથી. પણ શ્રદ્ધા વિનાની પૂજા, હૃદય વિનાનું આતિથેય, અને સ્નેહ વિનાની પર્યુપાસના એ સર્વ, પાણી વિનાના તળાવ પેઠે, ત્યાગ કરવા યોગ્ય છે. આવે કાળે સાધુજનોને માટે આ જ વિધિ પ્રાપ્તક્રમ છે;

---

१. मरणव्याधिदुःखार्त्ते लोभद्वेषवशीकृते ।
दग्धे दुश्चरिते शोच्ये कः कोपं कर्त्तुमर्हति ॥

આ જ માર્ગ પ્રસન્ન, સુગમ, સ્ફુટ, સુન્દર, અને ધર્મ્ય છે. મહાબોધિનું આ વચન છે[1] ને તે સર્વ સાધુજનોને માન્ય છે.

કુમુદ૦—પણ એ પ્રસંગે શું તમને દુઃખ નથી થયું?

સર૦—દુઃખ થયાની ના કહેવાતી નથી. પણ તે દુઃખ મ્હારે પોતાને માટે થયું નથી. પિતાના કૃત્યમાં અધર્મ લાગ્યો, અને તેમના પોતાના અકલ્યાણકારક અધર્મમાં તેમની પ્રવૃત્તિ જોઈ તેમના ઉપરના મ્હારા પ્રીતિયોગને લીધે મને સંતાપ થયો.[2]

કુમુદ૦—એ સંતાપમાંથી તમે શી રીતે મુક્ત થયા?

સર૦–તેમના ચિત્તને શાંતિ થશે એ વિચારે સંતાપને શાંત કર્યો.

કુમુદ૦—કોઈ બાળક સર્પ સાથે રમવા ઇચ્છે અને સર્પને પકડતા સુધી રોયાં કરે ને શાંત થાય નહી; તે બાળકનું સર્પ પકડવાથી અકલ્યાણ થાય તે થવા દેઈ શાંત કરવું તે ધર્મ કે રોવા દેવું તે ધર્મ?

સર૦—જે બાળક નથી અથવા પારકું બાળક હોઈને આપણો ઉપદેશ માને એમ નથી તેની ઇચ્છાવિરુદ્ધ કલ્યાણ કરવાનો ધર્મ નથી. પિતાને ઉપદેશ કરવો તેમની જિજ્ઞાસા વિના પ્રાપ્ત થતો નથી. એ તો બહુ થાય તો વિનયપૂર્વક સ્નેહપૂર્વક સૂચના પિતાને પુત્રે કરવી હોય તો તેટલો ધર્મ છે. બાકીનો પુત્રનો ધર્મ પિતાના મંદિરમાં રહી તેમનું આતિથેય કરવાનો છે; પિતાને આ યજમાન ઉપર અનાદર થાય એટલે યજમાન પુત્ર સ્નેહશૂન્ય પિતૃમન્દિરમાં રહેવાનો અધિકારી નથી.

---

१. विमध्यभावादपि हीनशोभे यायां न सत्कारविधौ स्वयं चेत् ।
सङ्गादगत्या जडतावलाद्वा नन्वर्धचन्द्राभिनयोत्तरः स्यात् ॥
प्राप्तक्रमोऽयं विधिरत्र तेन यास्यामि नाप्रीत्यभितप्तचित्तः ।
एकावमानाभिहता हि सत्सु पूर्वोपकारा न समीभवन्ति ॥
अस्निग्धभावस्तु न पर्युपास्यस्तोयार्थिना शुष्क इवोदपानः ।
प्रयत्नसाध्यापि ततोऽर्थसिद्धिर्यस्माद्भवेदाकलुषा कृशा च ॥
प्रसन्न एव त्वभिगम्यरूपः शरद्विशुद्धाम्बुमहाह्रदाभः ।
सुखार्थिनः क्लेशपराङ्मुखस्य लोकप्रसिद्धः स्फुट एष मार्गः ॥

जातकमाला.

२. गात्रच्छेदेऽप्यक्षतक्षान्ति धीरं चित्तं तस्य प्रेक्षमाणस्य साधोः ।
नासीद्दुःखं प्रीतियोगान्नृपं तु भ्रष्टं धर्माद्दीक्ष्य संतापमाप ॥

जातकमाला.

કુમુદ૦—તમે એમને શાન્તિ ઇચ્છી હશે; પણ તમારા ત્યાગથી શાન્તિને સ્થાને તેમને શોક નહી થયો હોય એમ તમે માનો છો ? એવા શોકની અવગણના કરવી અને તેમની એકાદ ભુલ મનમાં આણવી એ શું પુત્રધર્મ છે કે ક્ષમા છે ?

સર૦—એમને શોકે એમના હૃદયમાં અનુતાપ કર્યો હશે; વર્તમાનપત્રોથી તેમ જણાય છે. પણ આ વાતમાં એ ધર્મનું તારતમ્ય મને જુદો માર્ગ બતાવે છે. મ્હારા દોષ વિના તેમની મ્હારા ઉપર અપ્રીતિ થઈ તેમાં મને ઇષ્ટાપત્તિ છે; કારણ પ્રીતિ દુઃખનું કારણ થાય છે ને આ અપ્રીતિથી મ્હારા સંબંધી વાસનાઓ તેમના હૃદયમાંથી ઓછી થાય ને એ મને ભુલે તેટલો હું પિતૃયજ્ઞમાંથી મુક્ત થઉં. બાકી તેમના ઉપરની મ્હારી પ્રીતિ હતી એથી વધી છે; ઘટી નથી. માત્ર મ્હારા મનોરાજ્યના સૃજેલા ધર્મબન્ધનથી બંધાઈને હું એ પ્રીતિની વાસનાઓને શાંત કરું છું. જે કારણથી મ્હારી વાસનાઓને હું શાંત કરું છું તે જ કારણથી એમની વાસનાઓને તૃપ્ત કરવાની મ્હારી વાસનાને પણ શાંત કરું છું ને એમના શોકના અનુતાપમાંથી તેમને મુક્ત કરવાની મ્હારી વાસનાને પણ શાંત કરું છું. સંસારમાં મનાતા ધર્મ પ્રમાણે, સંસારની પ્રીતિના નય પ્રમાણે, એ શોકની અવગણના અધર્મ્ય છે, પણ સાધુજનોના અધ્યાત્મ ધર્મનો પન્થ જુદો છે ને મુંબાઈ છોડતા પ્હેલાં મ્હેં તેનો વિચાર કર્યો હતો. પિતાપુત્રાદિ સર્વ સંબંધ ભ્રમરૂપ છે, આકસ્મિક છે, અને અનિત્ય છે. મરણાદિથી એ ભ્રમ દૂર થવાનું કારણ પ્રાપ્ત થયા પછી પણ મનુષ્યો પોતાના અજ્ઞાનને લીધે એ ભ્રમમાંથી મુક્ત ન થતાં અનુતપ્ત થાય છે. અતિથિસત્કારને માટેના ધર્મમાંથી પિતાએ મુક્ત કરેલો યજમાન સાધુ પુત્ર અન્ય મહાયજ્ઞો માટે પ્રવૃત્ત થાય ત્યાં કુટુમ્બજનને થતાં અનુશોચનને ભ્રાન્ત કે ક્ષણિક ગણી પોતાને પન્થે પળવાને એ સ્વતંત્ર છે.

કુમુદ૦—આપના યજ્ઞ કરવાનું પિતાએ અપમાન કરતા સુધી સુઝ્યું ન હતું. આ યજ્ઞવિધિ પણ આજસુધી આપ જાણતા ન હતા. એ અપમાનાદિને તો આપે નિમિત્ત કર્યા. એ નિમિત્ત થયાં ન હત તો આ જ્ઞાનવિચારનો પ્રયોગ આપ કરત નહી.

સર૦—ખરી વાત છે કે ગુરુજીનો ઉપદેશ આજ જ સાંભળ્યો. પણ મ્હારી પોતાની બુદ્ધિથી જે નીતિ અને જે ધર્મ મને ઘણા કાળથી યોગ્ય લાગ્યા છે તે નીતિધર્મના વિધિઓમાં અને આ યજ્ઞકાર્યના વિધિઓમાં નામફેર વિના બીજા ફેર સ્વલ્પ છે, ને આજ યજ્ઞકથા તમે સાંભળી માટે યજ્ઞકાર્યની ભાષામાં મ્હારાં કારણ તમારી બુદ્ધિને અનુકૂળ થશે જાણી એ

ભાષામાં તમારી સાથે વાત કરૂંછું. બાકીના પ્રશ્નોના ઉત્તરમાં કહેવાનું કે સ-ત્કાર્યમાં કંઈ ન્હાનો પ્રસંગ પણ નિમિત્તભૂત થાય તો તેનો લાભ લેવામાં ચતુર સાધુએ ચુકવું નહી એવો ધર્મ છે. બોધિસત્ત્વ શેઠ દુકાનમાં બેઠા બેઠા કામ કરતા હતા તેના કુટુમ્બજનોમાં ભ્રાન્તિથી ગપ ચાલી કે શેઠ પ્રવ્રજિત થયા અને ગૃહિણી આદિ સર્વ જન શેઠ મુવા હોય એમ અનુતપ્ત થયાં. તે પ્રસંગથી જ સૂચના પામી શેઠ પ્રવ્રજિત થઈ વનમાં ચાલ્યા, અને શોક કરતાં કુટુમ્બજન પછી મળ્યાં તેમને મધુર અક્ષર કહી પાછાં વાળ્યાં તે વળ્યાં. આપણામાં કલ્યાણ ધર્મ છે એવી લોકમાં વાત ચાલે તો તે સત્ય કરવી યોગ્ય ગણી[1] શેઠ ચાલ્યા ગયા. તો મ્હેં તો મ્હારે માટે યજ-માનની અપ્રીતિ સ્પષ્ટ દેખી તેનું ગૃહ છોડ્યું છે.

કુમુદ૦—અનુતાપથી તપતી તેમની પ્રીતિને આપે કેવળ શુષ્ક ગણીને કે પ્રીતિમાત્રને મિથ્યા ગણીને પિતાનો ત્યાગ કર્યો ? જો તેમની પ્રીતિ શુષ્ક ગણી તો મ્હારી પ્રીતિ કેવી ગણી ? અને જો પ્રીતિમાત્રને મિથ્યા ગણી પિતાનો અને મ્હારો બેનો ત્યાગ કર્યો હોય તો મ્હારે માટે આટલા તપો-છો કેમ અને તેમના દુઃખનું નિવારણ કરવા મુંબાઈ જવાનું કેમ ધારતા નથી ? શું પિતાના કરતાં મને વિશેષ ગણો છો ?

સર૦—આ મનુષ્ય ન્યૂન અને આ મનુષ્ય વિશેષ એવી ગણ-નાઓ સંસારમાં રાગદ્વેષ પ્રમાણે થાય છે. સાધુજનો એવી ગણના સામાના ગુણપ્રમાણથી અને પોતાના ધર્મપ્રમાણથી કરે છે. મધુરી, સ્ત્રી કરતાં માતા અધિક અથવા માતા કરતાં સ્ત્રી અધિક એવી ગણનાઓ પોતપોતાના રાગદ્વેષ પ્રમાણે અને સ્વભાવ પ્રમાણે સંસારીયો કરેછે. સત્ય જોતાં, માતા પણ અતિથિ છે અને સંસારની રીતે પરણા-વેલી સ્ત્રી પણ અતિથિ છે. તે બે જણનો યજમાન પોતાના ધર્મનો ક્રમ કેવાં ધોરણે રચે છે તે ગુરુજીએ તમને સમજાવ્યું છે. સાધુઓના ધર્મના આવા ક્રમથી રામે કૌશલ્યાને દશરથપાસે રાખ્યાં, અને સીતાને પોતાની સાથે લેવાનો નિશ્ચય કરતી વેળા "આ વાતમાં માતાપિતા સંમત

---

१. कल्याणधर्मेति यदा नरेन्द्र संभावनामेति मनुष्यधर्मा ।
तस्या न हीयेत नरः सधर्मा ह्रियापि तावद्धुरमुद्धरेत्ताम् ॥
संभावनायां गुणभावनायां संदृश्यमानो हि यथा तथा वा ।
विशेषतो भाति यशःप्रसिद्ध्या स्यात् त्वन्यथा शुष्क इवोदपानः ॥
जातकमाला.

થશે કે નહી ?" એ પ્રશ્ન પણ એમને સુઝયો નથી. દમ્પતીના અદ્વૈતનું આવું પરિણામ છે અને સંસારને તે ગમતું નથી તેનું કારણ એટલું જ છે કે તેના લગ્નવિધિથી સ્ત્રીપુરુષનાં શરીરને પરસ્પર–અતિથિ કરી દેવાના રૂઢ આચારે સંસારની દૃષ્ટિમર્યાદામાંથી દમ્પતીનાં શુદ્ધ રૂપનું સ્વપ્ન સરખું હાંકી ક્‌હાડ્યું છે. મધુરી ! મ્હેં પિતાના કરતાં સ્ત્રીને વધારે ગણી હત તો હું જુદો આવાસ માંડી સ્ત્રીસાથે તેમનાથી જુદો ર્‌હેત; પણ તેથી તેમને જે દુ:ખ થાત તેનો પ્રતીકાર, અને તમારું તેમનું કલ્યાણ, સર્વને સાથે લાગી સાધવાનો મને જે એક જ માર્ગ સુઝયો તે મ્હેં લીધો. પ્રીતિને મિથ્યા ગણવી કે નહી એ તો ચંદ્રાવલીમૈયા તમને મ્હારા કરતાં વધારે સારી રીતે સમજાવશે ને તે વિષયમાં મ્હેં કંઈક બોધ એમની પાસેથી જ લીધો છે. બાકી પિતાની કે તમારી કોઈની પ્રીતિને મ્હેં શુષ્ક તો નથી જ ગણી. તમારી પ્રીતિ શુષ્ક ગણી હત તો આજ મને પરમ શમસુખ મળ્યું હત. પિતાની પ્રીતિને શુષ્ક ગણી હત તો આજ અત્યારે આપણે બે મુંબાઈનગરીનાં કોઈ મ્હેલમાં હત. તમારા ઉપરની પ્રીતિને લીધે હું અત્યારે તપું છું તો પિતા ઉપરની પ્રીતિથી નથી તપતો એમ નથી. પણ મ્હેં ઉત્પન્ન કરેલા તમારા દુ:ખનું નિવારણ કરવું એ મ્હારો ધર્મ છે, અને પિતાની જ તૃપ્તિને માટે કરેલા ત્યાગનો ત્યાગ કરવો એ હવે અધર્મ છે. એ ત્યાગ તો થયો તે થયો. હાથીના દાંત બ્હાર નીકળ્યા તે નીકળ્યા.

કુમુદ૦—પિતાના તેમ મ્હારા ઉભયના દુ:ખનું કારણ તમારો ત્યાગ છે તો મ્હારા દુ:ખના નિવારણમાં ધર્મ ક્યાંથી આવ્યો અને તેમના દુ:ખના નિવારણમાં અધર્મ કેમ આવ્યો ?

સર૦—ઉભયના દુ:ખનું કારણ મ્હારો ત્યાગ છે એ વાત ખરી નથી. તમારા દુ:ખનું કારણ મ્હેં જ તમારા હૃદયમાં ઉત્પન્ન કરેલી પ્રીતિ છે. પિતાના દુ:ખનું કારણ પણ મ્હારા ઉપરની તેમની પ્રીતિ જ છે; પણ એ પ્રીતિને મ્હેં ઉત્પન્ન કરેલી નથી, મ્હેં આમન્ત્રિત કરી નથી, અને એ પ્રીતિનો પ્રદીપ મને વાક્યો ક્‌હેતી વેળાએ તેમણે હોલવી નાંખ્યો તો ફરી દીવાસળીથી બળેલી વાટને મુખે પિતા હવે નવો દીવો સળગાવે તેનાં પરિણામનો પ્રતીકાર કરવો મને પ્રાપ્ત થતો નથી. જે પ્રીતિ શબરૂપ થઈ તેના પ્રેતને ચેતનરૂપ ગણી ઘરમાં વાસ આપવો ઘટતો નથી. એ પ્રેત તો પોતાને પીપળે જ વસે.

કુમુદ૦—તમારા હૃદયમાં હજી ગુપ્ત ઉંડો રોષ છે તે તમારી પાસે આમ બોલાવે છે. તેમની પ્રીતિ કદી હોલાઈ નથી—માત્ર પવનના ઝપા-

ટાથી નીચી નમી ગઈ હતી, તે પવન જતાં ટટ્ટાર ઉભી થઈ પ્રથમના કરતાં વધારે તેજથી બળતી હશે. તેમની પ્રીતિ શબરૂપ થઈ ન હતી– માત્ર મૂર્છાવશ થઈ હતી. જેવી કૃપા કરી મને આપે આ પવિત્ર ખોળામાં મ્હારી મૂર્છાકાળે જાળવી રાખી અને અત્યારે આમ ગોષ્ઠીસુખ આપોછે, તે જ ન્યાયે તેવી જ કૃપાથી પિતાની મૂર્છાવશ પ્રીતિની આપે પળવાર સંભાવના કરી લેવી હતી. ઓ મ્હારા **ચંદ્ર**! આ ખગ્રાસમાંથી મુક્ત થઈ પિતાના હૃદયાકાશને પાછું પ્રકાશિત કરો! મ્હારું તો થયું તે થયું! પણ જેનું મહાદુઃખ—વૃદ્ધાવસ્થાનું દુઃખ—વિચારથી કળાય નહી અને આંખોથી જોવાય નહી એવું હશે અને જેનો ઉપાય માત્ર તમારા એકલાના જ હાથમાં છે તેને તમે તરત શાંત કરો. તેમ નહી કરો તો ગયો કાળ આવશે નહી અને દશરથરાજાની પેઠે તેમના શરીરને કોઈ મહાન્ અનર્થ થઈ જશે તો તમને અતુલ પશ્ચાત્તાપ થશે! તે પશ્ચાત્તાપનું પ્રાયશ્ચિત્ત આપના હાથમાં નહી રહે અને આપને એક દુઃખમાં તપ્ત થતા જોઉં છું તેને બીજા દુઃખાગ્નિની જ્વાળામાં પડેલા જોઈશ! જો મને સુખી કરવાને ઇચ્છતા હો તો આ દુઃખ મ્હારે જોવા વેળા ન આવે એવું અત્યારથી કરો! મ્હારા **ચંદ્ર**! હું આપને બહુ સવેળા ચેતાવું છું અને પગે લાગી ખોળો પાથરી માગી લેઉં છું!

**સર૦**—તમે મ્હારી ભુલ ક્‌હાડી અને તે ખરી ક્‌હાડી છે. મને અત્યારે કંઈક રોષ ચ્હડ્યો એટલી વાત તમે સત્ય સમજ્યાં. પણ ત્યાગકાળે તો પિતા ઉપર કે કોઈ ઉપર રોષ ન હતો. હું પિતાના મન્દિરમાં તમારી સાથે રહું તો તમને કેવાં દુઃખ થવાનાં તેનો પિતાનાં મર્મવાક્યોએ મને શુદ્ધ પ્રત્યક્ષવત્ તર્કવિચાર કરાવ્યો હતો. અને એમના ગૃહમાં રેહેવું અને તમારી સાથે લગ્ન કરવું, એ બે વાનાં સાથેલાગાં કરવાં તો તે કાળે જ વર્જ્ય ગણ્યાં હતાં એ અત્યારે સાંભર્યું. પણ તે નિર્ણય રોષપૂર્વક કર્યો ન હતો, વિચારપૂર્વક કર્યો હતો. પણ આજ સુધીમાં મને આજના જેવો પણ રોષ ચ્હડ્યો નથી, ત્યાગકાળે પણ ચ્હડ્યો નથી, અને અત્યારે ચ્હડ્યો છે તે પણ પિતા ઉપર નથી ચ્હડ્યો. માત્ર આપણા લોકતંત્રમાં વ્યાપી ગયેલી જે અવ્યવસ્થાને બળે તમારાં જેવાં પુષ્પ ધુળમાં રગદોળાય છે અને શુદ્ધ પ્રીતિતંત્રની વાડીઓ દેશમાંથી નષ્ટ થઈ છે તેનું દૃષ્ટાંત પ્રત્યક્ષ થતાં માત્ર મ્હારું ચિત્ત અત્યારે ઉકળી આવ્યું! તમે એ અવ્યવસ્થાનાં ભોગ થઈ પડ્યાં છો; આજ સુધી જેના ઉપર મ્હારું ધ્યાન ગયું ન હતું એવી તમારી મધુરતાના રસનું હું અત્યારે પાન કરુંછું. ને

આવો મધુર જીવ-આવું મધુર શરીર—આ અવ્યવસ્થાનો ભોગ થઈ પડ્યાં છે અને હું તે પાપકર્મમાં સાધનભૂત થયો છું—એ સર્વ વિચાર મ્હારા આ ઉકળાટને બહુ વધારી મુકે છે. ત્યાગકાળે આટલી વાત પ્રત્યક્ષ હત તો હું શું કરત તે ક્‌હેવાતું નથી, પણ એટલું તો પૂર્ણ રીતે સ્મરણમાં છે કે આવો પણ રોષ તે કાળે મને ન હતો.

કુમુદ૦—તો પિતાના દુ:ખનું નિવારણ કરવા આપે પાછાં કેમ ન જવું તેનો શાંત વત્સલ વિચાર હવે કરો.

**સર૦**—જે પ્રશ્નો તમે પુછોછો તેવાજ પુછનાર મિત્ર **ચન્દ્રકાન્ત** ત્યાગવિચારને કાળે પાસે હતો, ને તેણે તેનો પક્ષવાદ રાત્રિના બાર વાગતા સુધી કર્યો હતો. તેના ગયા પછી આખી રાત મ્હેં શાંતિથી વિચાર કરીને ત્યાગ કર્યો છે.

કુમુદ૦—એ વિચાર શા કર્યા હતા ?

**સર૦**—તમે સાધુજનોમાં આવ્યાં છો ને તેમની પ્રીતિ જુવો છો; એ નિષ્કામ પ્રીતિ છે અને તે માટેજ સર્વદા પૂજનીય છે. સંસારી જનોની પ્રીતિ સકામ હોય છે માટે તેનો સત્કાર એ પ્રીતિમાંની કામનાની યોગ્યતા પ્રમાણે જ કરવાનો પ્રાપ્ત થાય છે. બે પાસની કામના હોય ત્યારે બે જણની કામનાની તૃપ્તિથી પ્રીતિનું આયુષ્ય પૂર્ણ થાય છે. એક પાસની કામના હોય ત્યારે તેની તૃપ્તિથી પ્રીતિનું આયુષ્ય પૂર્ણ થાય છે. કામના નષ્ટ, શાંત, અથવા પૂર્ણ થયા પછી આવી પ્રીતિનું તો શબ જ સમજવું. “આત્માના કામને ઉદ્દેશીને સર્વ પદાર્થ—પુત્ર, સ્ત્રી, પિતામાતા, આદિ સર્વ પદાર્થ પ્રિય થાય છે” એવી શ્રુતિ આવી પ્રીતિને માટે યથાર્થ છે. કામનાવાળા જે અતિથિની કામનાને યજમાનની અપેક્ષા રહેતી નથી તે યજમાને તે કામનાવાળા અતિથિની પોતાના ઉપરની પ્રીતિનો તે પ્રસંગ પછી પણ સત્કાર કરવો એ સંસારમાં રૂઢ છે, પણ સાધુજનોનાં ચિત્ત તેવે કાળે આ મિથ્યા પ્રીતિના પાશમાંથી છુટા થવાનો ધર્મ જુવે છે તે ધર્મ મ્હેં જોયો ને લેઈ લીધો.

કુમુદ૦—એમ છુટા થવું તેને ધર્મ શા માટે ગણો છો ? ઘરમાં રહીને પણ સર્વ ધર્મની સાધના કેમ ન થઈ શકે ? પિતાના દુ:ખનું નિવારણ એ શું તમારો ધર્મ નહી ? શું મ્હારા સસરાજીએ વિકટ કારભારતંત્રમાં રહી તપ કર્યું નથી ? કે શું મ્હારાં ગુણીયલે કુટુમ્બજાળમાં રહી તપ કર્યું નથી?

**સર૦**—જેને જે સ્થિતિ સ્વભાવથી મળે તેણે તે સ્થિતિયોગ્ય તપ આદરવું ઉચિત છે. જેનો સ્વભાવ કામનારૂપ હોય તેણે તેને અનુકૂળ કામ કરવું; બુદ્ધિધનભાઈને કારભારની કામના તીવ્ર હતી. હું મૂળથી નિષ્કામ

છું. તમારાં પવિત્ર જનનીને કુટુંબજાળમાં સ્થિતિ પ્રાપ્ત થઈ, અને પોતાના ગુણોત્કર્ષથી તમારા પિતા સાથે અદ્વૈતયજ્ઞમાં સહચારનો ધર્મ તેમને પ્રાપ્ત થયો અને એ યજ્ઞને પુણ્યે એમની અદ્વૈતકામના સિદ્ધ થઈ છે. મ્હારે કામના કંઈ નહી અને પિતાની પુત્રકામનાઓમાંથી એક વાર મુક્ત થઈ આવું આ સ્થિતિને હું પામ્યો તે મ્હારું સદ્ભાગ્ય જ. પિતા મ્હારા વિયોગથી અથવા પોતાના પશ્ચાત્તાપથી અત્યારે દુઃખી હશે. તેઓ દુઃખી નહી થાય એમ મ્હેં ધાર્યું જ ન હતું. પણ જો એ દુઃખમાંથી મુક્ત કરવા હું ઘેર રહ્યો હત તો ગુમાનબાની વૃત્તિના અનુરોધનો તેમનો ધર્મ તેમને વિશેષ દુઃખ કરત અને અત્યારે પાછો જઉં તો તેમને તરત સુખ થાય પણ પરિણામે એવું એ દુઃખ મ્હારા અને તેમના આયુષ્યના સમાગમપર્યંત થાય. મ્હેં તેમને આવા આયુષ્યપર્યંતના વિશેષ દુઃખમાંથી મુક્ત કર્યા અને તેમ કરતાં તેમને આટલું અન્ય દુઃખ થાય. તેમાં મ્હારો ઉપાય નથી. આવા પ્રસંગો સંસારના બન્ધમાંથી મુક્ત કરેછે ને ત્યાગીને ત્યાગનો અધિકાર આપે છે. વળી મ્હારા પાછાં ગયાથી તેમને સુખ થવાનું હોય તો થાય પણ ગુમાનબાને તો મ્હારા પાછા જવાથી અધિકતર દુઃખ થવાનું તેનું કારણ હું થવા ઇચ્છતો નથી. મ્હારે જે વૈભવ જોઈતો નથી તે વૈભવવાળા ગૃહનો સ્વીકાર કરું તો ગુમાનબાને ફરી કુંફવાડા કરવા પડે ને પિતાને સાંભળવા પડે. આ શમસ્થાનનો ત્યાગ કરાવી આવા વિગ્રહ સ્થાનમાં મને મોકલવાનું તમે નહી ઇચ્છો![1] વળી એકને સુખી કરવા બીજાને, અથવા બેને પણ આમ દુઃખી કરું તો તો અધર્મ જ થાય. પરિણામનો કે ધર્મનો જે વિચાર કરું છું તેથી એ જ નિશ્ચય દૃઢ થયાં કરેછે કે મ્હારે પાછાં જવું તે અધર્મ છે; અને અધર્મમાંથી દૂર થવાને પ્રસંગે પિતાને, મને, કે તમને કે અન્યને થવાનાં લાભહાનિ જોવાનાં નથી. જ્યાં સુધી ગૃહવાસનો ધર્મ છે ત્યાંસુધી તે સ્વીકારવો, જ્યાં તે અધર્મરૂપ થાય ત્યાં તેનો ત્યાગ કરવો. પ્રવૃત્તિના પરાક્રમધર્મ ગૃહવાસસ્થિતિથી પ્રાપ્ત થાય તો તે અન્તઃશમથી પાળવાના છે, અને અન્ય સ્થિતિથી પરાક્રમશક્તિ વિરામ પામે તો દમસ્થિતિ જ પ્રાપ્ત થાય છે. ધર્મથી નિષ્કામ કર્મ કરનારને ઉભય વૃત્તિમાં શમ જ છે અને તેથી જ ધર્મમાર્ગનો પ્રશમરૂપ એક જ રસ કહેલો છે. ધર્મથી પ્રવૃત્તિની સ્થિતિવાળા જનો પોતાના માર્ગમાં જાતે આવતાં સુખનું

---

૧. तद्वर्जनीयान् परिवर्जयन्तं परिग्रहान् विग्रहहेतुभूतान् ।
क्रोधोच्छ्रिरस्कानिव कृष्णसर्पान्युक्तोसि मां देव न संनिषेद्धुम् ॥ (જાતકમાલા)

આસ્વાદન કરે તો ભલે, પણ સુખની આશાથી ધર્મનો પરિભવ તેમણે કરવો પડે તો તો ગૃહનો ત્યાગ જ પ્રાપ્ત થાય છે.[1]

કુમુદ૦—આપની મ્હારા ઉપરની પ્રીતિને લીધે મ્હારે માટે ધર્મના અત્યયથી કલંકિત થઈને પણ મ્હારું સુખ જોવા ઇચ્છો છો તો પિતા ઉપરની પ્રીતિ અધર્મથી કેમ ડરે છે?

સર૦—હું પિતાને માટે જે કંઈ કરું છું કે નથી કરતો તેમાં પ્રીતિ કે અપ્રીતિ કારણભૂત નથી. તેમજ તમારે માટે જે કરવા તત્પર છું તેમાં પણ કેવળ પ્રીતિ કારણભૂત નથી. ત્યાગકાળે જે જે કામ મ્હેં કર્યાં તેમાં પણ આદિકારણ પ્રીતિ-અપ્રીતિ ન હતાં. મ્હેં જે જે કર્યું છે કે કરવું અનુચિત ધાર્યું છે તે મ્હારી ધર્મબુદ્ધિના કારણથી કર્યું કે ન કર્યું સમજવું. આપ્તજનોની પ્રીતિને મ્હારો ગૃહત્યાગ પ્રિય ન હોય એ હું સમજતો હતો. પણ તેમની પ્રીતિના શુદ્ધ સ્વભાવની મ્હેં ચિકિત્સા કરી. ગૃહનો ત્યાગ ન કરવાનું સમજાવતાં ચંદ્રકાંતે ઘણાં કઠણ વચન મને કહ્યાં હતાં તે એના મનથી ન્યાય્ય હતાં અને મિત્રપ્રીતિના ઉદ્ગારરૂપ હતાં અને તેને સત્ય લાગેલા ધર્મરૂપ હતાં. આ વચનથી મિત્રપ્રતિની મ્હારી પ્રીતિ વધી, પણ મ્હારો ધર્મ તો મ્હારા હૃદયપાવકમાં પાવન થાય—મ્હારો પોતાનો મનઃપૂત થાય—તે જ મ્હારે પાળવાનો હતો તે મ્હેં પાળ્યો. મ્હારા ગૃહત્યાગ કરતાં ગૃહવાસમાં ચંદ્રકાંત જેવા આપ્ત જનો શાથી કલ્યાણ માને છે? શું ગૃહત્યાગમાં કંઈ પાપ છે કે તેમાંથી મને નિવૃત્ત કરવા તે ઇચ્છે છે અને એ ઇચ્છા મ્હારાથી ન પુરાતાં શોક કરે છે?[2] કોઈ મરી ગયો હોય કે મરવાનો થયો હોય અથવા ધર્મથી ભ્રષ્ટ થયો હોય ને આપ્ત જન રોવા બેસે તો તે સમજાય પણ હું જીવતે મ્હારે માટે ચંદ્રકાન્ત અને પિતા આટલું દુઃખ ધરશે એ મ્હેં જાણ્યું પણ મ્હારા મનને પુછ્યું કે એ દુઃખ ધરશે

---

१ यदि धर्ममुपैति नास्ति गेहमथ गेहाभिमुखः कुतोऽस्य धर्मः ।
प्रशमैकरसो हि धर्ममार्गो गृहसिद्धिश्च पराक्रमक्रमेण ॥
इति धर्मविरोधदूषितत्वाद्गृहवासं क इवात्मवान् भजेत ॥
परिभूय सुखाशया हि धर्मं नियमो नास्ति सुखोदयप्रसिद्धौ ॥ (જાતકમાલા)

२. वनाद्गृहं श्रेय इदं त्वमीषां स्वस्थेषु चित्तेषु कथं नु रूढम् ।
यन्निर्विशङ्का वनसंश्रयान्मां पापप्रसङ्गादिव वारयन्ति ॥
मृतो मरिष्यन्नपि वा मनुष्यश्च्युतश्च धर्मादिति रोदितव्यम् ।
कया नु बुद्ध्या वनवासकामं मामेव जीवन्तममी रुदन्ति ॥ (જાતકમાલા)

તે કેઈ બુદ્ધિથી ? આ સર્વનો મ્હેં ત્યાગકાળે વિચાર કર્યો. તેમની પોતાની પ્રીતિ ગૃહસંસાર અને ગૃહવાસ ઉપર જેવી લાગી તેવી જ મ્હારા ઉપર પણ લાગી પણ વધારે કોના ઉપર હશે એમ મ્હેં મ્હારા મનને પુછ્યું. જો ગૃહ ઉપર તેમને વધારે પ્રીતિ હોય તો તેઓ ઘેર રહેવાને સ્વતંત્ર છે તો તેમનો મ્હારા જવાથી થવાનો અશ્રુપાત કંઈક મ્હારે માટેની પ્રીતિને લીધે હોવો જોઈએ. જો મ્હારા ઉપર ગૃહવાસ કરતાં વધારે પ્રીતિ હોય[1] તો મ્હારી પેઠે ત્યાગી થઈ મ્હારી સાથે આવવાની હું કોઈને ના કહેતો નથી. છતાં ન ઘર છોડવાદે ને ન છોડીને આવે તો એમ સમજવું કે તેમની પ્રીતિ મ્હારા કરતાં ગૃહ ઉપર વધારે છે, અને ઘરને કે મને કોઈને ન છોડતાં મ્હારો, તેમનો, અને પોતાનો ત્રણેનો સમાગમ રાખવામાં તેઓ પોતાનું સુખ માનેછે અને તેથી મ્હારા કલ્યાણનો વિચાર તેમને સુઝતો નથી અથવા પ્રિય થતો નથી. અથવા તો મ્હારા ગુણમાં એવી કંઈ ન્યૂનતા છે કે જેથી આવું સ્નેહી મંડળ મ્હારી સાથે ત્યાગી થવા ઇચ્છેજ નહી—મ્હારામાં જ કંઈ નિર્ગુણપણું હોવું જોઈએ.[2] નિર્ગુણ માણસને પણ આપત્તિકાળે બે ત્રણ મિત્રો તો હોય છે તો ગુણીજનને અનેક હોય પણ તેમાંથીયે તેની સાથે ઘર છોડીને આવવા નીકળનાર એક મિત્ર પણ અતિદુર્લભ હોય તે જ ગૃહત્યાગને સ્વાભાવિક ગણ્યું.[3] વળી વિચાર કરતાં લાગ્યું કે મ્હારામાં ગુણ હશે તો કોઈ મિત્ર સ્નેહના બળથી પાછળ જાતે આકર્ષાશે, સ્નેહના ને મ્હારામાં ગુણ નહી હોય ને સાથે નહી આવે તો તેનો દોષ ગણવાનું કારણ નથી. જો મ્હારામાં ગુણ છતાં સાથે કોઈ ન આવે તો એમ સમજવું યોગ્ય લાગ્યું કે રોતાં કકળતાં આપ્તજન એક પાસ ગૃહવાસનાથી આકર્ષાય છે ને બીજી પાસથી મ્હારા ઉપરની પ્રીતિથી આકર્ષાય છે; આને બળે રુવે છે ને તેને બળે મ્હારા જેવો ત્યાગ કરવાનું તેમને સુઝતું નથી. જો તેમને તેમ સુઝશે તો મ્હારે ફરી વિચારવાનું કારણ થશે—જો નહી સુઝે તો તેઓ સંસારનાં સુખદુઃખથી પ્રારબ્ધ પ્રમાણે આકર્ષાશે ને મરણકાળને બદલે અત્યારથીજ હું ગૃહવાસના બંધનમાંથી—કુટુમ્બ-

---

१ मद्विप्रयोगस्त्वथ शोकहेतुर्मया समं किं न वने वसन्ति ।
गेहानि चेत्कान्ततराणि मत्तः कोन्वादरो बाष्पपरिव्ययेन ॥ जातकमाला.

२ ममैव वा निर्गुणभाव एष नानुव्रजन्त्यद्य वनाय यन्माम् ।
गुणावबद्धानि हि मानसानि कस्यास्ति विश्लेषयितुं प्रभुत्वम् ॥ जातकमाला.

३ द्वित्राणि मित्राणि भवन्त्यवश्यमापद्गतस्यापि सुनिर्गुणस्य ।
सहाय एकोऽप्यतिदुर्लभस्तु गुणोदितस्यापि वनप्रयाणे ॥ जातकमाला.

" severance, the skill, the art, and the science, that will
" melt these ancient sands and earthworks which a
" seeming maniac has laboured to build up for ages,
" and out of them this nation will find a vast aur-
" iferous yield, and the sandy alloy will evaporate."

આ સ્વર સરસ્વતીચન્દ્રે સાંભળ્યો તેની સાથે સાથે એનું હૃદય ધડકવા લાગ્યું ને ત્યાં હાથ મુકતી કુમુદનું હૃદય પણ ધડકવા લાગ્યું. બે જણ ઉઠયાં ત્યાં સર્વ સ્વર શાંત થઈ ગયા અને છાયાઓ એક પછી એક અદૃશ્ય થઈ જવા લાગી. સર્વને અંતે લક્ષ્મીનંદનની છાયા, તેની પાછળ બુદ્ધિધનની છાયા, ને તેની પાછળ વિદ્યાચતુરની અને ગુણસુન્દરીની છાયાઓ એકલી પોતપોતાની સિદ્ધ સહચારિણીઓ સાથે તેજના કુણ્ડ ઉપર અટકી ઉભી. અટકતાં અટકતાં વિદ્યાચતુરની છાયા, ગુણસુન્દરીની છાયાને ઉઠાડી ગાવા લાગી. સરસ્વતીચન્દ્ર ને કુમુદ હાથ જોડી પ્રણામ કરી સાંભળતાં ઉભાં.

" તપ્યાં તપ ત્હોય હરિ ક્યાંથી ?
" જપ્યા જપ ત્હોય હરિ ક્યાંથી ?
" ન પૂજાથી, ન તીર્થોથી,
" મળે એ ! વ્હાલી, લે શોધી.
" ખમી ત્હેં કષ્ટ, દીધ સુખો !
" હણ્યાં સર્વ તણાં દુઃખો !
" ન યશ એમાં જરી લીધો,
" હૃદયનો ધા ખમી લીધો.
" મુકયો સઉ સ્વાર્થને આઘો,
" જુવાનીનો ત્યજ્યો લ્હાવો !
" લડાવી ન રંક પુત્રીને,
" ન સંભારી જ જનનીને.
" તપ્યું તપ એ અહોનિશ,
" જપ્યો જપ કર્મ-જગદીશ !
" મનસ્વિની ! યોગિની ! બાલા !
" મને તુજ યોગ આ વ્હાલા!
" હરિ ! ત્હારા હૃદયમાં એ !
" સદા તું પૂજજે એને !

" બીજાંનો ઈશ છે બ્હાર,
" ગુણીયલ ઈશમાં માય.
" ખમી દુઃખ, સુખ દેવાની
" સદા જે હોંસ રહેવાની,
"પ્રભુ તુજથી નહી ન્યારો
"કદીયે, વ્હાલી, રહેવાનો.
"નથી એથી બીજો ધર્મ.
"પ્રભુનો નહી બીજો મર્મ.
"બીજો ના મોક્ષ આથી કો,
"મને ગે તું વ્હાલી આથી હો !
"ભવોભવ આપણે એક ;
" ગુણીયલ ! જાળવે ટેક !
" વસોતુજ કાળજે નાથ !
"હું ગે ત્યાં ને તું ગે ત્યાં જ !"

આ ગાન આરંભાયું તે કાળે ગુણસુન્દરી ઘરનાં વાસણ સાજતી ને ઝાડુ ફેરાવતી દેખાઈને તેનાં પુસ્તક દૂર પડી ફાટી જતાં જણાયાં. વિદ્યાચતુરની છાયા બેસી પડી ને, એ પુસ્તક એકઠાં કરી હાથમાં લેઈ, ગુણસુન્દરીની છાયાની દાસી પેઠે ઉભી ત્યાં ધર્મલક્ષ્મીની સિદ્ધ મૂર્ત્તિ દેખાઈ. એના દૃષ્ટિપાતથી ગુણસુન્દરીની પાસેનાં વાસણ સુવર્ણમય થઈ ગયાં, ઝાડુ પુસ્તકમય થઈ ગયું, વાસણને ચોપડેલી રાખ રત્નમય થઈ ગઈ, ને ઝાડુતળેનો કચરો અક્ષરમય થઈ ગયો. વિદ્યાચતુરના હાથમાંનાં પુસ્તક ત્યાંથી ઉડી ગુણસુન્દરીના હૃદય ઉપર મોતીની માળા થઈ ગયાં. ધર્મલક્ષ્મી અંતે સ્વસ્થ થઈ કુમુદને કહેવા લાગી.

" બેટા ! મ્હારા કરતાં ત્હારી માતાનું તપ વધારે ઉગ્ર છે ને મ્હેં જે " દેવોની પૂજા કરી છે તેના કરતાં ત્હારી માતાએ કરેલી પૂજાનો ઈ- " શ્વરે અનેકધા વધારે સૂક્ષ્મ ને શાશ્વત સત્કાર કરેલો છે તેનો પ્રભાવ તું " જુવે છે. એણે માત્ર મ્હારા જેવાનાં આશીર્વાદ-કૃપણ ચિત્તોને તૃપ્ત ક- " રવાના, અને પતિનાં માતાપિતાની મૂર્ખ વાસનાઓને પતિની પેઠે જ " તૃપ્ત કરવાના, કર્મમાં ઈશ્વરને પ્રત્યક્ષ કરેલો છે અને ઈશ્વરની પૂજા " ગણી છે. તે મહાપૂજાનું કલ્યાણફળ તે આજ ભોગવે છે ને ભોગવશે.

"મ્હારા પુત્રે આરંભેલા પિતૃયજ્ઞમાં ત્હારી માતા અદ્વૈત રસથી જોડાઈ ને
"પતિનો ભાર પોતાને માથે લીધો, પોતાની નિન્દા કરનારના ઉપર
"ક્રોધે ભરાઈ નથી, સ્તુતિથી પ્રફુલ્લ થઈ નથી, દુઃખકાળે શોકમાં કળી
"ગઈ નથી, વિદ્યાથી કે સંપત્તિથી ગર્વિત થઈ નથી, ને જે
"સાત્વિક પ્રકાશમાં તમે બે જણે સહચાર કર્યો તેવો જ સાત્વિક
"પ્રકાશ એ મહાપતિવ્રતાનાં નિષ્કામ પ્રીતિયજ્ઞ ઉપર સળગ્યો છે ને
"સળગે છે. બેટા, આ પવિત્ર દર્શનથી તું બોધ ને શાન્તિ પામજે.
"હું સિદ્ધ સ્વરૂપે પણ ત્હારી માતાની છાયાની દાસી થવાને જ યોગ્ય છું.
"ત્હારા દાદા એ વાત પ્રથમથી સમજ્યા હતા. ને એ સમજણથી જ
"એમણે ત્હારી માતાની ભક્તિ કરેલી છે અને તેના પુણ્યથી એમનાં
"સર્વ પાપ પૃથ્વી ઉપર જ ધોવાઈ ગયાં છે. એ પુણ્ય થયેલો જીવ આ
"ભક્તિથી સિદ્ધ થઈ અંહી આવશે. એ પ્રથમથી સમજ્યા તે વાત
"હું સિદ્ધ થયા પછી સમજી. ત્હારી માતા જેવી મહાતપસ્વિની સાત્વિક
"મહાપતિવ્રતાની પાસે હું એના ચરણની રજ જેવી છું, અને ત્હારા
"પિતાને પણ એની સેવા કરવા પામવાના પ્રસંગથી જ પુણ્યશાલી થયો
"સમજજે."

આ સ્વર બંધ થયો ત્યાં એ સ્વર પાસેની છાયાઓ કંઈક ઝાંખી થવા લાગી ને સટે બુદ્ધિધનની છાયા વધારે ચળકવા લાગી. થોડી વારમાં એ છાયાને શરીરે સંન્યાસીનાં ભગવાં વસ્ત્ર દેખાયાં ને તેની પાસે ઉભી ઉભી અલકકિશોરી, "ભાભી! આવો! ભાભી! આવો! દેવી ગઈ, પણ તમે "આવો!" કરી, મ્હોટેથી હૈયાફાટ આક્રન્દ કરતી દેખાઈ.

આની સાથે જ ચન્દ્રલક્ષ્મીના હાથમાંની લક્ષ્મીનંદનની છાયાના આખા મુખ ઉપર આંસુ રેલાતાં દેખાયાં ને પર્વત ઉપર રાત્રે તારા ચળકે તેના જેવો પ્રકાશ ધારણ કરીને ચળકવા લાગ્યાં ને ત્યાં આગળથી અનેક ખરતા તારાઓના તેજસ્વી લંબાતા તાર પેઠે એના શરીરપરથી નીચેનાં કુણ્ડમાં ટપકવા ને પ્રતિબિમ્બ નાંખવા લાગ્યાં. એટલામાં એના હૃદયમાંથી ઉછળતા હોય એવા સ્વર એના મુખમાંથી આકાશ ભણી જવા લાગ્યાં; "ભાઈ, ભાઈ, મહીનામાં નહી આવો તો હું જીવવાનો નથી! હો!"

થોડી વારમાં સર્વ સ્વર બંધ થઈ ગયા અને મોજાના ખળભળાટ ને પવનના વધતા સુસવાટા વિના બીજું કાંઈ સંભળાવું બંધ થઈ ગયું. આકાશમાં વીજળી ચમકારા કરવા લાગી ને પિતામહકુણ્ડમાં ભયંકર પ્રતિબિમ્બ નાંખવા લાગી. ચંદ્રમા અસ્ત થયો ને એની પાછળના પ્રકાશની પીઠ ઉપર

બેસી અંધકારે ચન્દ્રને અને ચન્દ્રપ્રકાશને ચગદી ચાંપી ભાંયભેગા કરી નાંખ્યા. વીજળીના ચમકારા થતાં જગત જેટલું ભયંકર થતું તેથી વધારે ભયંકર, ચમકારો શાંત થતાં, થતું અને, વળી ચમકારો થતાં, વધારે ભયંકર થતું. પવનના સુસવાટા વધ્યા ને ઉપર આકાશમાં પછડાવા લાગ્યા તેમ કુંડનાં મોજાંને પણ ઉછાળવા ને ગજાવવા લાગ્યા. અંધકાર અને ગર્જનાઓ દશે દિશાએ વ્યાપી ગયાં ને સરસ્વતીચન્દ્ર અને કુમુદ એક બીજાનાં શરીર દેખતાં બંધ થઈ ગયાં. માત્ર દિવ્ય હૃદયબન્ધથી સ્વામીને ઓળખી ભયભીત કુમુદ એને ગાઢ આલિંગન દેઈ ઉભી ત્યાં પ્રથમ વીજળીનો કડાકો, હજાર તોપો સાથે લાગી ફુટે તેના જેવો, થયો ને તે સાથે, આંખ ઉઘડી મીંચાય એટલા પલકારા જેટલી પળમાં, એનો ચમકારો થઈ શાંત થઈ ગયો ને અંધકાર એના ઉપર ચ્હડી બેઠો. એ પ્રકાશની પળમાં આ બે જણે પોતાના સર્વ વડીલવર્ગને તેજકુંડનાં મોજાંમાં ડુબી જતાં દીઠાં ને ચારે પાસની ગર્જના વચ્ચે—

“કુમુદ ! કુમુદ ! ” “ભાઈ ! ભાઈ, !” “ભાભી ! ઓ ભાભી !” એવી દુઃખભરી કારમી ચીસો સંભળાઈ.

વીજળીનો બીજો ચમકારો થતાં આ સ્વપ્નના સરસ્વતીચન્દ્રે સ્વપ્નની કુમુદને છળેલી આંસુભરી અને પોતાને વળગી પડેલી જોઈ લીધી, ને ચમકારો બંધ પડે તે પ્હેલાં તો તેમની પાંખોએ તેમને ઉચક્યાં અને જે દિશામાંથી સ્નેહી જનોના દુઃખની ચીસો સંભળાતી હતી તે દિશામાં વીજળીના કરતાં વધારે વેગથી લીધાં. પળવારમાં એ બે શરીર આ કુંડમાં આ અંધકાર, ગર્જનાઓ, મોજાં, અને ચીસો વચ્ચે ઉડી પડ્યાં; પડી કુંડને તળીયે ડુબ્યાં; ને ડુબ્યાં તેની સાથે તેમનું આ મહાસ્વપ્ન વિરામ પામ્યું, ને સૌમનસ્યગુફાના ઓટલા ઉપર સરસ્વતીચન્દ્રના ચરણને પોતાના ખોળામાં લેઈ છાતી સાથે ચાંપી રાખી, બેઠી બેઠી, અંચળાને ઉશીકે ઉંઘતી કુમુદસુંદરીના સ્થૂલ શરીરને જ જોવાનું બાકી રહ્યું. પણ એવામાં જ આકાશનો ચન્દ્ર અસ્તાચળની પાછળ કુદી પડ્યો ને એ શરીરનું દર્શન કરાવનાર ચન્દ્રપ્રકાશના ઉપર પણ અંધકારનો પડદો પડી ગયો. હવે તો આ બે જીવ જાગે ત્યારે તેમનો પોતાનો અંતઃપ્રકાશ કેવી સૃષ્ટિ રચેછે તે જોવાના કાળની વાટ જોવી બાકી રહી.

---

# પ્રકરણ ૩૨.

## યજમાન કે અતિથિ?

અથવા

## પુણ્યપાપમાં પણ પરાર્થબુદ્ધિની સત્તા.

Thyself and thy belongings
Are not thine own so proper, as to waste
Thyself upon thy virtues, they on thee.
Heaven doth with us, as we with torches do,
Not light them for themselves ; for if our virtues
Did not go forth of us, 'twere all alike
As if we had them not. Spirits are not finely touch'd
But to fine issues; nor Nature never lends
The smallest scruple of her excellence,
But, like a thrifty goddess, she determines
Herself the glory of a creditor—
Both thanks and use.

*Shakespeare's Measure for Measure.*

स्वार्थो यस्य परार्थ एव स पुमानेकः सतामग्रणीः ॥ પ્રકીર્ણ.




મની નિદ્રા ઘણીવાર ટકી નહી. ચૈત્રના શુક્લ પક્ષની એકાદશીની રાત્રિનો છેલો પ્રહર સામાન્ય મનુષ્યને શાન્ત નિદ્રા આપે તેણે કુમુદને જગાડી. જાગ્યા પછી સ્થૂલ સ્પર્શના સુખના સ્વપ્ન એની આંખોને થોડી વાર ઉઘડવા દીધી નહી અને ઉંઘવા પણ દીધી નહી. અંતે પાછલી રાત્રે પાસેના કોઈ વૃક્ષમાં કોયલ ટોકી ને તેની સાથે એનું હૃદય જાગ્યું. જાગતાની સાથે પોતાના ચરણસ્પર્શને સ્થાને પરિણામ પામેલા મોહક સ્પર્શનું ભાન આવ્યું. એ ભાન આવતાં એ એકલી એકલી મનમાં મુઝાઈ; મુઝવણ છુટતાં લજવાઈ; લજ્જા વિકસતાં સંકોચાઈ; સંકોચ પામતાં પામતાં ગભરાઈ; ગભરાતી ગભરાતી બ્હીની; બ્હીતી બ્હીતી પ્રિયચરણને દૂર કરી ઉઠી જવા ગઈ; ઉઠતા

પ્હેલાં એ ચરણ જ્વરવાળા લાગ્યા; તેમાં જ્વર લાગતાં તેને મદનજ્વર કલ્પ્યો; તે કલ્પનાની સાથે દયા ને પ્રીતિની ધારાઓ છુટી; એ ધારાઓએ એને પાછી રસમાં ડુબાડી; રસે એને લલચાવી ને લોભાવી; લાલચે અને લોભે એને ફડતી અટકાવી ને આ સર્વ વિડમ્બનાનું કારણ નષ્ટ થતું થતું છેક્યું. થયેલું સ્વપ્ન સાંભરતાં એ વિડમ્બના વધી. વિડંબના વધતાં સ્વપ્નનું સ્મરણ સવિશેષ થયું. સ્વપ્નના વિશિષ્ટ ભાગનું સ્મરણ થતાં માતા, પિતા, અને શ્વશુરજનની છબીઓ, સ્વપ્નને અંતે દીઠેલી હતી તે પ્રત્યક્ષ થઈ. તેમ થતાં એ ચમકી. ચમકતાં વાર જ સંપૂર્ણ જાગૃત થઈ, પ્રિય ચરણને ધીમે રહી ઓટલા ઉપર સુવાડ્યા ને પોતે અંધારામાં દૂર જતી રહી, અને હજી નિદ્રામાં જ હોય તેમ ત્વરાથી ઓટલાથી બે હાથ છેટે નીચે ભોંય ઉપર અંચળાનું ઉશીકું કરી સુઈ ગઈ ને નિદ્રાવશ પણ થઈ.

મૃદુલ સ્પર્શનો અપરિચિત સરસ્વતીચંદ્ર કુમુદે નિદ્રાકાળે નિદ્રામાં રચેલી સ્પર્શસૃષ્ટિના ચમત્કારથી, સુષુપ્તિના સ્વપ્નને અંતે, જાગૃત સ્વપ્નમાં પડ્યો હતો અને એ સ્વપ્નકાળે અનેક તર્ક અને વિકારોના સુખાભિલાપમાં, જાગરણવાળું મનુષ્ય નિદ્રામાં ઘસડાય તેમ, અવશ અને અજ્ઞાત ઘસડાતો હતો. એ સ્વપ્નનું કારણ દૂર થતાં તે આમ ઘસડાતો મટ્યો ને સાવધાન થઈ બેઠો થયો. બેસીને ચાર પાસ તથા ઉંચે ને નીચે દૃષ્ટિ ફેરવવા લાગ્યો. અંધકારની પરિચિત થયલી આંખ અંધકારમાં પણ જોઈ શકવા લાગી ને થોડે છેટે નીચે સુતેલી કુમુદની શરીરાકૃતિ તેણે જોઈ. “કોણ સુતું છે ? કુમુદસુંદરી?” એવું ક્હેવા જતો જતો અટક્યો અને એક હાથ હડપચીએ ને બીજો છાતી ઉપર મુકી ઇષ્ટ વિષય જોતો જોતો ઉભો રહ્યો; ન ચાલ્યો, ન બેઠો. બ્હારના આકાશમાં એક પાસથી અંધકાર ને એક પાસથી તારા ચમકતા હતા તેમ આના મસ્તિકમાં એક પાસથી સુખાભિલાપની વાસના સર્વવ્યાપિની થઈ ખડી થઈ ગઈ તો બીજી પાસથી જ્ઞાનપ્રકાશના વિચાર પણ એ અંધકારને માથે ચમકારા કરવા લાગ્યા. એના પગના ઘસારાથી શ્વાનનિદ્રાને ભોગવતી કુમુદ જાગી, ને ઓટલા પાછળના આકાશના તારાના પ્રકાશની અને પોતાની વચ્ચે કુમુદે સરસ્વતીચંદ્રની છાયા ઉભી દીઠી તો તે જ ક્ષણે વિચારના તારાઓએ એ છાયાના માનસિક અન્ધકારવચ્ચે વિશુદ્ધિની દીવાસળી સળગાવી આ ભાગ્યશાળી પુરુષને દેખતો કર્યો ને આંખો ચોળતો ચોળતો તે તરત ઓટલા ઉપર બેઠો ને “ શું કરવું ! શો ધર્મ પ્રાપ્ત થાય છે?” એ પ્રશ્નોના વિચારમાં પડ્યો ત્યાં વિકાર વિસ્મૃતિને વશ થઈ શાંત થઈ ગયા.

" કુમુદસુંદરી ! તમે અંહી સુતાં છો ? તમે જાગો છો ?" "સરસ્વતીચંદ્ર ! કેમ બેઠા છો ? નિદ્રા નથી આવતી ?" એમ બે જણનાં મુખમાંથી સામાસામી પ્રશ્નો સાથેલાગા નીકળ્યા. કુમુદ પણ બેઠી થઈ.

" વસન્તગુફામાં પ્હેલી રાત્રે એકલી પડી એટલે આપના વિચાર થવા લાગ્યા ને નિદ્રા ન આવતાં અંહી આવી." સરસ્વતીચંદ્રનો ઉત્તર નીકળતા પ્હેલાં કુમુદે બોલવાનો આરંભ કર્યો ને એ આરંભને અવકાશ આપવા પુરુષે પોતાના શબ્દ કંઠમાં રોકી દીધા.

સર૦ –તમે આ ઓટલા ઉપર બેઠાં હતાં ?

કુમુદ શરમાઈને ગુંચવાઈ પણ અંતે બોલવાની છાતી ચલાવી.

" હા. પ્રથમ તો આપના શરીરમાં મ્હેં જ્વર જાણ્યો હતો તે ચિન્તાએ અહીં મોકલી અને એ ચિન્તામાંથી આપના શરીરની ખરી સ્થિતિ જાણવા સ્પર્શ વિના અન્ય માર્ગ ન્હોતો. અનેક વિચાર કરી આપના ચરણસ્પર્શથી એ કાર્ય પણ સધાશે ને હું પવિત્ર પણ થઈશ એવા વિચારથી આપના ચરણને ખોળામાં રાખી હું બેઠી ને બેસતામાં જ નિદ્રા પ્રાપ્ત થઈ. તેમાંથી જાગતાં હું દૂર ખસી અંહી સુતી ને અંહી પણ નિદ્રાવશ હતી તે આપના પગના ઘસારાથી જાગી ઉઠી."

સર૦—તમારી નિદ્રામાં મ્હેં ભંગ પાડ્યો ખરો ?

કુમુદ૦—જેણે આજ સ્વસ્થનિદ્રાનું સ્વરૂપ મને દેખાડ્યું તેને તે સ્વરૂપમાં ભાત પાડવાનો પણ અધિકાર છે.

સર૦—તમારો વિશુદ્ધ લોભ મ્હારા ચરણના સ્પર્શથી દૂષિત થયો.

કુમુદ૦—પવિત્રતા અને દૂષિતતાના સ્વભાવ મનની સ્થિતિ પ્રમાણે બંધાય છે. નિદ્રાને વશ થઈ જવાથી મ્હેં મ્હારા ને આપના વિશુદ્ધ લોભને ચ્યલિત કર્યા છે. મ્હારી તો નિદ્રાનો જ ભંગ થયો હશે પણ આપના તો તપનો પણ ભંગ મ્હારાથી થઈ ગયો હશે. હું તો ભાગ્યથી જ દૂષિત છું ને આપને તો મ્હેં પોતે દૂષિત કર્યા.

સર૦—તમને સર્વ અધિકાર મ્હેં સોંપી જ દીધા છે. તમારા હૃદયની જે વાસનાની તૃપ્તિ શોધશો તે મ્હારા ભાગ્યમાંથી તમારે તમારી જાતે લેઈ લેવાનો અધિકાર તમને મ્હારું હૃદય સોંપે છે, કારણ તે વિધિથી જ મ્હારું પ્રાયશ્ચિત્ત છે.

કુમુદ૦—આપ હવે પ્રાયશ્ચિત્તની કથા જવા દ્યો—તે વસ્તુના નામશ્રવણથી જ હું કમ્પું છું.

સર૦—હું તેમ કરવા પણ તત્પર છું.

કુમુદ૦—મ્હારા રસ અને ધર્મ વિચારવાનું કાલ મ્હારા ઉપર આપે રાખ્યું હતું તે વિચારનાં સાધન મને સ્પષ્ટ કરો એવો મ્હારા મનમાં અભિલાષ છે.

સર૦—તમે પ્રશ્ન કરશો તેમ તેમ તે સિદ્ધ થશે.

કુમુદ૦—આપ મ્હારું આતિથેય કરો છો—

સર૦—તમે મ્હારું આતિથેય કરોછો તેવું હું તમારું કરું છું.

કુમુદ૦—આપણા બેમાં યજમાન કોણ ને અતિથિ કોણ ?

સર૦—મ્હારે મન તમે અતિથિ ને તમારે મન હું.

કુમુદ૦—પ્રીતિયજ્ઞમાં પણ તેમ થાય છે ?

સર૦—ના. તેમાં તો બે હૃદયનું અદ્વૈત હોય છે. સામાસામી દર્પણ મુક્યાં હોય ત્યારે એકમાં પડતું પ્રતિબિમ્બ તરત જ બીજામાં પડે અને તે પાછું પ્હેલામાં પડે અને એ રીતે અનેક પ્રતિબિમ્બ આ બે દર્પણમાં નવી સૃષ્ટિ રચે છે. એવા જ વિધિથી પ્રીતિબદ્ધ દમ્પતીઓનાં હૃદયમાં વિચાર અને અભિલાષ અદ્વૈત પામી રચાય ત્યારે તેમાંથી જે ક્રિયા ફ્લ પામે તેની જ્વાલાઓથી અદ્વૈત યજ્ઞ રચાય છે.

કુમુદ૦—આપણું એવું અદ્વૈત રચાવામાં કંઈ બાધ છે ?

સર૦—તે અદ્વૈત મનુષ્યનું રચ્યું રચાતું નથી; એનો પ્રભવ તો ઈશ્વરની ઇચ્છામાં છે.

કુમુદ૦—મ્હારા અભિલાષ આપણા બેના કલ્યાણને જ શોધે છે, ને સુખવાસનાનો તિરસ્કાર કરે છે; પણ વાસના જાતેજ છુટતી નથી.

સર૦—આવી વાસનાઓ બે પાસના અદ્વૈતયજ્ઞથી જ છુટે છે. જિવ્હા ઉપર શર્કરાનો સ્પર્શ થતાં જ જિવ્હા દ્રવે ને આસ્વાદ્ય વસ્તુને મૃદુ કરી જઠરાગ્નિમાં હોમે તે તેનો સ્વભાવ છે; આ પરિણામ અનિવાર્ય છે. પણ જિવ્હામાં લાલસા હોય નહી ને શર્કરા આપનાર હાથ સંકુચિત રહે ત્યારે ઉભયનાં બે કાર્ય એક પન્થે થાય છે.

કુમુદ૦—આ વસ્તુ એવી છે કે તેની વાત કરતાં કરતાં લાલસા દારુના ઢગલા પેઠે સળગી ઉઠે છે ને વાત કર્યા વિના તો એક હૃદય બીજા પાસે ઉઘડી શકતું નથી. લાલસાનો નાશ કરવાની લાલસાને માટે પણ હૃદય ઉઘડે ત્યારે વાત થાય.

સર૦—કેટલીક લાલસાઓ મૌનથી પણ તૃપ્ત કરાય છે. બે પ્રવાસીઓ જંગલમાં પ્રવાસે સાથે સાથે નીકળે. તેમને સામો ચોર મળે ત્યારે બેચે પ્રવાસીયોને ભય લાગે. એ ભયની વાત એક પ્રવાસી બીજાને કરે, ત્યારે આ બીજાનામાં ભય ન હોય તો ઉત્પન્ન થાય, અને બીજાને ભય થયું હોય તો તેનું ગુપ્ત ભય, આવા સાથીને પણ ભય લાગતું જાણી, વધે. પરસ્પરનાં હૃદય ઉઘડવાથી આ બે જણનું ભય વધે અને ઉભયનાં મન નિર્બળ થાય. તેને સટે આ બે જણ પોતપોતાનું ભય પોતાના મનમાં રાખે ને બ્હારથી હીમત દેખાડે તો એ બીજાને હીમત આવે અને તેમ કરતાં પ્હેલાને પણ હીમત આવે–મૌનથી જેમ આ બે જણ બેના હૃદયનું ભય નષ્ટ કરે છે, તેમ સ્ત્રીપુરુષ પોતપોતાની લાલસાઓને પોતાના હૃદયપટમાં ગુપ્ત રાખે ને હૃદયના એટલા ભાગને ઉઘાડે નહી તો ઉભયની લાલસાઓ, તેલ વગરના દીવા પેઠે, ધીમે ધીમે જાતે જ ક્ષીણ થઈ જાય છે.

કુમુદ૦—લાલસા, તૃપ્ત થવાની અનુકૂળતાના ભાનથી જ, વધે છે.

સર૦—એ ભાન ભયંકર છે ખરું.

કુમુદ૦—પ્રારબ્ધયોગે તે ભય પ્રાપ્ત થાય તો શો ઉપાય ?

સર૦—એક પ્રારબ્ધયોગનો પ્રતીકાર બીજા પ્રારબ્ધ યોગથી જ બની શકે–ઈશ્વરની કૃપાથી જ થાય–મનુષ્યનો અહંકાર આવા વિષયમાં વૃથા દમ્ભ જ સમજવો.

કુમુદ૦—એ તો સત્ય જ છે. પણ આવે પ્રસંગે મનુષ્યના હાથમાં યથાશક્તિ વાપરવાનું શસ્ત્ર કીયું ?

સર૦—વિષયની વિસ્મૃતિ, સંકલ્પનો સંકોચ, સદ્વિચારનો ઉદય, અને નિશ્ચયની સ્મૃતિ–એટલી સંપત્તિથી મનની લાલસા હટે છે તો ખરી. બાકી તેના નાશનો ઉપાય તો સૂક્ષ્મ શરીરની સંપૂર્ણ સંસિદ્ધિ જ છે.

કુમુદ૦—જેમ લાલસા એકદમ સળગી ઉઠે છે તેમ એકદમ શાંત પણ થતી નહી હોય ?

સર૦—પવન અગ્નિના ભડકાને વધારે છે તેમ હોલવી પણ નાંખે છે. જેને ઇષ્ટ ગણી લાલસા રાખીયે છીયે તેમાં કોઈ વિચિત્ર દોષનું નવું અણધાર્યું દર્શન એ લાલસાની વાન્તિ કરાવી દે છે. તે જ રીતે વિવેકની વિસ્મૃતિથી જ્ઞાનીને મોહ થયો હોય તો તે વિવેકની જ સ્મૃતિના ચમકારાની સાથે એ મોહ ઉતરી જાય છે.

કુમુદ૦—આ વાસનાનું જાળ ઈશ્વરે શા માટે પ્રવર્તાવ્યું હશે? એ જાળ

આખા સંસારને વ્યર્થ ઉંચો નીચો કરતી દેખાય છે. એનાં સુખ પણ ખોટાં ને દુઃખ પણ ખોટાં.

સર૦—સુખ દુઃખ ખોટાં છે તે તો એમજ. પણ ઈશ્વરની રચનાઓ સાધ્યસાધનભાવ વિનાની હોતી નથી.

કુમુદ૦—વાસનાઓ તો અન્તે દુઃખની જ સાધક છે ને એમનો તો નાશ જ ઘટે.

સર૦—તમે આ ઓટલે આવી પાસે બેસો—હું સમજાવું કે વાસનાનો પણ ઉપયોગ છે.

કુમુદ૦—ના, હું તો નીચે બેઠી જ સારી છું. ઘૃત આગળથી વન્હિ દૂર રાખ્યો જ સારો.

સર૦—એ વાત પણ ખરી ને એ વાત તમે જ મ્હારા સ્મરણમાં આણી તેથી મને હવે તમારી નિર્વાસનાનું બીજ દેખાય છે. કુમુદસુન્દરી! વાસનાના નાશનો હેતુ તમે યથાર્થ સમજ્યાં છો તો તેને માટે શક્તિ પણ ઈશ્વર આપશે. તો હવે વાસનાનું ફળ સાંભળો. જડ પદાર્થને જ્ઞાન કે વાસના કંઈ નથી તોપણ જડ ધર્મના નિયમ પાળી તેમની સૃષ્ટિ ટકી રહીછે ને ચાલી રહી છે. પશુપક્ષિઓમાં ને કૃમિઆદિમાં પ્રત્યક્ષદૃષ્ટિનાં જ્ઞાન ને વાસના છે તેથી તેમનાં સ્થૂલ શરીરનાં રક્ષણ થાય છે તેમ તેમની ભિન્નભિન્ન જાતિઓ ભોજન પામેછે. મનુષ્ય જાતિ પણ જંગલી દશામાં એવી જ સ્થિતિમાં હોય છે ને પરિપાકક્રમે કાળે કરીને તેની બુદ્ધિ અને વાસનાઓ પરોક્ષ વસ્તુઓનું ગ્રહણ કરે છે. આટલા ભેદના પ્રમાણમાં મનુષ્યની સ્થૂલ બુદ્ધિ અને વાસનાઓ સૂક્ષ્મ થતી જાય છે, અને શુદ્ધ જ્ઞાનનો ઉદય આવી પરોક્ષગ્રાહિણી બુદ્ધિમાંથી થાયછે તેમ શુદ્ધ ધર્મનો ઉદય મનુષ્યોમાં આવી સૂક્ષ્મ થતી વાસનાઓમાંથી પ્રકટ થાય છે. અન્ય પ્રાણીઓને વાસનાઓ છે ને સુખદુઃખના ઉદ્દેશવાળી અપેક્ષાઓ છે તે અપેક્ષાવાળી સૃષ્ટિના પોષણ માટે મનુષ્યોમાંથી કેટલાંકમાં ધર્મબુદ્ધિ ઉદય પામે છે. જો એવી સૃષ્ટિ હોય નહી તો સર્વ જ્ઞાની હોય કે જડ હોય, ને જડપ્રતિ જેમ ધર્મ છેજ નહી તેમ જ્ઞાની પુરુષો કોઈના આતિથેયના યજમાન થવા ઇચ્છતા જ નથી. ચર્મચક્ષુને પરોક્ષ રહેતા ધર્મ જ્ઞાનીને પ્રત્યક્ષ થાય છે ને એ ધર્મથી જગતની વ્યવસ્થાઓનું પોષણ થાયછે તે જ ધર્મને સ્થાને ધર્મના ઉદય પ્હેલાં અજ્ઞાનીમાં ઈશ્વર વાસનાઓ મુકે છે તે એજ વ્યવસ્થાના પોષણને માટે. એવી વાસનાઓ ન હોય તો માતાપિતા પોતાની પ્રજાનું પોષણ શું કરવા કરે? બાળકની અનાથ

દશાના પોષણયોગ્ય વાસનાઓ સ્ત્રીના હૃદયમાં ધાવણની સાથે જ જન્મે છે ને આ કઠોર કર્કશ સંસારમાં તે બાળકને સનાથ કરે છે. સ્ત્રીપુરુષની વાસનાઓ પણ એમજ તેમનાં મર્મસ્થાનનું પોષણ કરે છે. કામશાસ્ત્રમાં કામને આહાર–સધર્મ ગણેલા છે, શરીરસ્થિતિના હેતુ ગણેલા છે. સ્થૂલ-દૃષ્ટિથી આ વાત મનુષ્યની વ્યક્તિયોને ઉદ્દેશી કહેલી લાગે છે, અને તેમ કંઈક છે પણ ખરું; પણ પ્રધાન પક્ષે તેમ નથી. એ વાક્ય તો મનુષ્યલોકની સમષ્ટિને ઉદ્દેશે છે. જેમ વ્યક્તિયોના આહારથી આ સમષ્ટિસંસારનાં શરીર પોષણ પામે છે તેમ જ વ્યક્તિયો કામસેવન કરે તો લોકસંખ્યાનાં શરીરની સંખ્યાનું ને સ્થિતિનું પોષણ થાય; માટે સમષ્ટિને કામ આહાર-સધર્મ છે ને તેનો દ્વેષ લોકનાશક છે. પણ સંસારના અનેક પ્રસંગોએ ઉપવાસથી વ્યક્તિ પોતાનું ને સંસારનું કલ્યાણ કરી શકે છે તેવું જ કલ્યાણ કામના ત્યાગથી થાય તો ત્યાગ ધર્મરૂપ થાય છે.

કુમુદ૦—જો ક્ષુધા અને તૃષા જેવી એ વાસનાઓ સંસારને માટે કલ્યાણકારક હોય તો પછી તેમાંનાં સુખદુઃખના ભયથી તેમનો નાશ કરવો તે અનુચિત નથી ?

સર૦—વાસનાઓની ઉપમા ક્ષુધા અને તૃષ્ણા સાથે નથી, પણ જ્ઞાનેન્દ્રિયોની વૃત્તિયો સાથે છે. ક્ષુધા અને તૃષ્ણાનાં કારણ અને વિકાસ સર્વત્ર શક્તિરૂપ છે તે મનુષ્યથી અનિવાર્ય છે. સમુદ્રના ભરતી ઓટ પેઠે તેમનાં આકુંચન પ્રસારણ થયાં કરે છે ને સંસારની દૈનિક[1] પ્રવૃત્તિસ્થિતિનાં એ કારણ છે, જ્ઞાનેન્દ્રિયો સ્વેચ્છાએ સ્વાનુકૂલ જ્ઞાનનું ગ્રહણ કરે છે ને એ જ્ઞાનમાંના રસ ચાખી તેના અમુક પ્રકારની લાલસા રાખે છે. કર્ણેન્દ્રિય શબ્દજ્ઞાનના ગાનસ્વરૂપની, નાસેન્દ્રિય ગન્ધજ્ઞાનના સૌગન્ધિકની, ચક્ષુ સુન્દર રૂપાકારની, અને જિવ્હા સ્વાદની, લાલસા રાખતાં આમ શીખેછે. એ શબ્દજ્ઞાનાદિ વિષયના ગ્રહણ સાથે અંતઃકરણની વૃત્તિના સંયોગથી આવી લાલસાઓ મનુષ્યને કોઈ નવી સૃષ્ટિમાં પ્રેરેછે. આમ આ ઇન્દ્રિયોદ્વારા આવેલા કંઈ કંઈ જ્ઞાનવિશેષનું અંતઃકરણ ચર્વિતચર્વણ કરેછે ને તે ચર્વિત વિષય અંતઃકરણમાં ગર્ભપેઠે સ્પન્દમાન થાય છે ત્યાં એ ગર્ભની માતા જેવી અંતઃકરણની પોતાનીજ કોઈક વૃત્તિ તેને પ્રીતિથી પોષેછે ને અપૂર્વ સ્તન્યપાન આપેછે. આ પ્રીતિ, આ સ્તન્ય–તે અંતઃકરણમાંથી વાસનારૂપે આ ગર્ભવિષયના ઉપર દ્રવેછે–વર્ષેછે. આ વૃત્તિ તો આ વાસનાઓનું રસનેન્દ્રિય છે

---

૧. દૈનિક=રોજનું, દરેક દિવસનું.

અને જિવ્હા ઉપર અન્ન દેખા આવતા અમીરસ પેઠે આ વૃત્તિમાં વિષય ચિન્તનથી આ વાસના—આ રસલાલસા—વિકાસ પામેછે. પણ તે લાલસાઓની પ્રવૃત્તિ નદીઓનાં પૂર જેવી છે, સેતુ બાંધી મર્યાદામાં રખાય છે, એમના પૂરનો અશિષ્ટ માર્ગથી વ્યભિચાર[1] કરાવી પરીવાહ[2] પણ થાય છે, અને દીર્ઘદૃષ્ટિવાળાં મેધાવી મનુષ્ય તેની ઉત્પત્તિને જ અટકાવે છે. આ વાસનાઓનાં કારણ નિવાર્ય છે, તેમની ગતિ રોકી શકાય છે, ને તેમના માર્ગમાં મર્યાદા મુકી શકાય છે. જ્ઞાન અને રસ ઉભયમાં આવી સ્વાધીનતા છે, અને સ્વાધીનતા છે માટે જ તેને સ્વાધીન રાખવાના અને તેને અધીન થવાના ધર્મ પ્રત્યક્ષ થાય છે. જેમ તરવારથી સજ્જનનું રક્ષણ પણ થાયછે ને હત્યા પણ થાય છે તેમ આ વાસનાઓથી સંસારની વ્યવસ્થાઓ ઘડાય છે પણ ખરી ને ભગાય છે પણ ખરી. એ વ્યવસ્થા બગડે તે માર્ગે જનારે વાસનાનો નિરોધ કરવાનો ધર્મ છે ને એ વ્યવસ્થા સુધરે ત્યાં વાસનાનું પોષણ ધર્મ્ય છે. બીજે સ્થાને ગુણદોષનો પ્રસંગ નથી એટલે ધર્માધર્મનો વિચાર પ્રાપ્ત જ થતો નથી ને મનુષ્યની સ્વેચ્છા જ ત્યાં સ્વતંત્ર છે. જ્યાં તેની સ્વેચ્છાને આવી સ્વતંત્રતા નથી છતાં તેની ગતિનો નિરોધ પણ નથી ત્યાં ધર્મનું બન્ધન છે ને તે બન્ધનનો તિરસ્કાર કરવો તે જ પાપ.

કુમુદ૦—દમ્પતીની વાસનાઓમાં સ્વેચ્છાની જ મર્યાદા હશે કે અન્ય મર્યાદાઓ પણ હશે? તેમના નિરોધનો પ્રસંગ ક્યારે આવે?

સર૦—શાસ્ત્રકારોએ તેમાં પણ એકાદશી, અનધ્યાય, અને અનુદ્યોગના જેવી વ્યવસ્થાઓ રાખી છે ને વ્યવહારમાં પણ શાણાં મનુષ્યો તેને રાખે છે. સાધુજનો જેને સૂક્ષ્મ પ્રીતિ કહેછે તેની સામગ્રી તો જ્વાલામુખ પર્વતનાં ગૂઢ શિખરો જેવી યુગના યુગ સુધી રહી શકે છે ને એ શિખરોના અંતર્ભાગમાં ગૂઢ પરિપાક પામી આપણે જાણીયે નહી તેવે પ્રસંગે શિખરો તોડી એ પ્રીતિ બ્હાર ભભુકી નીકળે છે ને આપણને તેની નવી અજ્ઞાત અનિવાર્ય રેલાતી સૃષ્ટિમાં ડુબાડે છે. તેની વ્યવસ્થા કે ગતિ આપણા હાથમાં નથી ત્યારે સંસાર જેને પ્રીતિ કહેછે પણ સત્ય જોતાં જે આવી સ્થૂલ વાસનાઓ જ છે તેની સ્થૂલ વ્યવસ્થા સાધુજનોનાં સૂક્ષ્મ શરીરરૂપ જ્યોતિના તાપથી, ને રંગથી, ને પ્રકાશની શક્તિથી કરીયે તેવી થઈ શકે છે.

---

૧. પોતાનો માર્ગ છોડી બીજે પ્રવર્ત્તવું તે. ૨. રેલ અને પૂર આવતાં તેના પાણીને જવાને કરી આપીયે તે માર્ગ. કાંસ. ૩. "અણજો."

કુમુદ૦—સાધુજનો પ્રીતિને જ લગ્નનું કારણ માને છે ને આપણા લોકમાં શું મનાય છે તે તો સમજાતું નથી. જો સાધુજનોની બુદ્ધિ યથાર્થ હોય તો વિવાહના સપ્તપદી આદિના વિધિને શા માટે આવશ્યક ગણ્યા હશે? જો આપણા લોકની બુદ્ધિ યથાર્થ હોય તો તો સંવનન ને પરિશીલનમાં જ અનીતિનો દોષ રોપાય. જો સાધુજનોની બુદ્ધિ યથાર્થ હોય તો આપણા લોકનાં લગ્નમાત્ર અનીતિરૂપ છે ને તેમ પરણેલાં દમ્પતી છુટાં પડે ને સ્વેચ્છાએ નવા પ્રીતિયજ્ઞ માંડે તે ધર્મ થાય. સાધુજનોમાં વિવાહના વિધિ શા માટે રૂઢ થયા હશે અને સંસારીયોમાં વિવાહ જાતેજ શા માટે થતા હશે તે સમજાતું નથી. એવા વિવાહ વિના દમ્પતી દમ્પતી થાય તો તેમની વાસનાઓનો નિરોધ ઘટે કે નહી ને ઘટે તો શા માટે?

સર૦—વિશ્વકર્ત્તાની સર્વ રચનાઓમાં વ્યવસ્થા હોય છે ને મનુષ્યસૃષ્ટિની કેટલીક વ્યવસ્થાઓ મનુષ્યને નિમિત્ત કરી મનુષ્યને હાથે જ તે કરાવે છે અને કેટલીક વ્યવસ્થાઓ અન્ય નિમિત્તોદ્વારા કરાવેછે. ઈશ્વરની આ સર્વ વ્યવસ્થાઓ વચ્ચેથી પોતાના ધર્મ શોધી કુહાડી સાધુજનો મનુષ્યોને માટે સર્વ દેશમાં ને સર્વ કાળમાં જે વ્યવસ્થા સાચવેછે તે સનાતન ધર્મની વ્યવસ્થાઓ છે. પણ પોતપોતાના દેશકાળની વિશેષ અવસ્થાઓને ઉદ્દેશી પ્રૌઢ અને સમર્થ મનુષ્યો તે દેશકાળને માટે જે વિશેષ વ્યવસ્થાઓ રચે છે તે અલ્પકાલિક અને દૈશિક ધર્મની અંગભૂત થાયછે. આ વિશેષ–ધર્મોની વ્યવસ્થા પણ લોકકલ્યાણના જ ઉદ્દેશ રાખે છે. સાધુજનોના સનાતન ધર્મના વિધિ સનાતન છે, અને આરોગ્યવાળાં અંતઃકરણને માટે છે. એ આરોગ્યને સ્થાને કંઈ રોગ હોય ત્યારે તેને માટે વિશેષ ધર્મ રચાય છે ને જેમ જેમ પ્રજામાં આરોગ્ય આવતું જાય તેમ તેમ વિશેષધર્મનો ત્યાગ અને સનાતન ધર્મનો સ્વીકાર થાયછે. સનાતન ધર્મ આહાર જેવો છે; વિશેષધર્મ ઔષધ જેવા છે. ઔષધકાળે ઔષધ ને આહારકાળે આહાર રાખવાં એવી સનાતન ધર્મની જ વ્યવસ્થા છે. સંવનન અને પરિશીલન એ સનાતન ધર્મના વિધિ છે અને શુદ્ધ હૃદયોના શુદ્ધ સંયોગથી હૃદયના ગાન્ધર્વ વિવાહ રચાય ત્યાં જ સનાતન વિવાહની પ્રતિજ્ઞાઓ બંધાઈ ચુકી સમજવી. વિવાહ એ આવી પ્રતિજ્ઞાના સાકાર લેખ જેવા વિધિ છે અને સૂક્ષ્મ શરીરોના સૂક્ષ્મ વિવાહનું સ્થૂલદૃષ્ટિને માટે પ્રત્યક્ષ મૂર્તરૂપ છે. સર્વ દેશના સાધુજનોએ આ વ્યવસ્થા સર્વના કલ્યાણને માટે બાંધી છે ને સ્વીકારી છે. વિવાહ સ્વીકારનાર સાધુદમ્પતી આ વિધિવ્યવસ્થાથી પોતાના પ્રીતિયજ્ઞનો આરં-

ભક્તાળ પ્રસિદ્ધ કરેછે અને તે યજ્ઞમાં ભંગ પડે એવાં કાર્યથી દૂર રહેવાની પ્રત્યક્ષ સૂચના લેવામાં, કૃષિકાર વર્ગનાં ક્ષેત્રની વાડો અને ગ્રામ તથા નગરો વચ્ચેના સીમના બાણ પેઠે, અન્ય સાધુજનો વિવાહના વરણુવિધિને સંજ્ઞા-રૂપે આવશ્યક ગણે છે. સનાતન ધર્મના વિવાહનું કારણ પ્રીતિ છે ને ફળ પણ પ્રીતિ છે. સંસારની સુન્દરતા અને વૃદ્ધિ પણ એવી પ્રાતિથી જ છે, ને એ પ્રીતિ આટલી મર્યાદામાં હૃદયમાં રચાય તો સાધુજનો તેને વિશ્વકર્ત્તાની વ્યવસ્થાનો અંશ ગણી સ્વીકારે છે. બાળકના સાદા શરીરમાં યૌવનકાળે નવાં અંગ અને નવી વ્યવસ્થાઓ થાય છે તેની પેઠે જ પ્રીતિ પણ નવું અંગ થાય છે ને જેમ નવાં સ્થૂલ અંગનો ત્યાગ નથી થતો તેમ પ્રીતિનો પણ નથી થતો. આ દેશમાં કોઈ કાળે પ્રીતિવૃક્ષના આ મૂળમાં ને થડમાં ને તેમને ઉગવાની ભૂમિમાં કંઈક મહાન્ રોગ જણાયાથી તે જાણનારાઓએ પ્રીતિવૃક્ષનાં બીજની અને ભૂમિની ઉપેક્ષા કરીછે. કેટલાક છોડ અને રોપાઓ ન્હાનાં કુંડાંમાં ઉપરથી રોપીયે છીયે ને કુંડાંની તળેની પડથીને લીધે એ રોપા ભૂમિમાં પ્હોચતા નથી તેમ પ્રીતિનાં બીજને ભૂમિની ઉપેક્ષા કરનાર વ્યવસ્થાપકોએ, આ દેશમાં પ્રીતિના છોડ બાળવિવાહનાં કુંડામાં ઉપરથી રોપી, એ છોડનાં રક્ષણ ને પોષણ જેટલાં થઈ શકે તેટલામાં જ સંતોષ માનેલોછે, અને તેમણે દીઠેલા રોગના કરતાં આટલી વ્યવસ્થામાં ઓછી હાનિ ને વધારે લાભ ગણેલોછે. કુસુદસુન્દરી ! આપણા લોકમાં વસીયે ત્યાં સુધી આપણું અને તેમનું કલ્યાણ તેમની વ્યવસ્થા પાળવામાં છે અને તે જ ધર્મ છે. આપણે એ લોકનો ત્યાગ પ્રાપ્ત થાય ને સાધુજનોનાં અંશભૂત થઈએ ત્યાંથી સાધુજ-નોના સનાતન ધર્મ આપણને પ્રાપ્ત થાય છે. આપણે તેમનાં અંશભૂત થયાં છીયે એવો, સર્વ સાધુજનોએ, આપણી પરીક્ષા કરી, નિર્ણય કર્યો છે-માટે આપણે તેમના સનાતન ધર્મનાં અધિકારી થયાં છીયે ને સંસારના લોકધર્મથી મુક્ત થયાં છીયે.

આટલું વચન નીકળતાં કુસુદસુંદરી એકદમ ઉઠી ને ઓટલા ઉપર સર-સ્વતીચંદ્રથી કંઈક દૂર છતાં પાસે બેઠી ને બોલી.

"જો સદ્વિચારને અંતે તમે આ જ નિર્ણય ઉપર આવો છો તો આમ તમારી પાસે બેસવું એ જ મ્હારો ધર્મ છે."

સર૦—શા માટે ?

કુસુદ૦—જે વાસનામાં અધર્મ નથી તેની તૃપ્તિ એ જ શાન્તિ છે, ને દયા એ પણ એક વાસના છે.

સર૦—તમે કોના ઉપર દયા આણો છો ?

કુમુદ૦—તમારા શરીરમાં જ્વર મ્હેં પ્રત્યક્ષ કરેલો છે ને તેનું ઔષધ કરવું એ યજમાનનો ધર્મ છે.

સરસ્વતીચંદ્ર હસી પડ્યો ને એક હાથ લાંબો કર્યો.

“તમે ઠગાયાં. જુવો મ્હારો હાથ-તે શીતળ છે કે ઉષ્ણ છે ?”

કુમુદસુન્દરી તે હાથ ઝાલી રહી.

“આ હાથ અત્યારે તો સ્વસ્થ, શાંત, ને શીતળ છે.-શું આશ્ચર્ય ?–રાત્રિયે તેમ ન હતું.”

સર૦—તમારો હાથ ઉષ્ણ છે-પણ અનુષ્ણ થવા લાગે છે.

કુમુદ૦—તમારો હાથ ઉષ્ણ થવા માંડે છે.

સર૦—કુમુદસુંદરી, મ્હારો હાથ મુકી દેશો એટલે પાછો અનુષ્ણ થઈ જશે ને તમારો તો થયો જ છે. આવાં ક્ષણિક કારણોથી, વીજળી પેઠે, ક્ષણમાં દૃષ્ટ અને ક્ષણમાં નષ્ટ થતા વિકારોને માટે દયા આણવી એ ધર્મ નથી. આપણી સતત વાસના તો કલ્યાણની છે, ક્ષણિક સુખની કે ક્ષણિક દુઃખના નાશની નથી.

હાથ મુકી દેતી દેતી કુમુદ બોલી.

“તમે સત્ય કહ્યું. મ્હારા સ્પર્શથી તમને જ્વર થાયછે ને એ સ્પર્શને અભાવે જ્વર શાંત થાય છે. મને તમારી દયા આવે છે ત્યારે મને એવો જ્વર આવે છે.”

સર૦—એ દયા અસ્થાને છે.

કુમુદ૦—તે અસ્થાને હો કે સ્થાને હો; તે ધર્મથી આવશ્યક હો કે ન હો, પણ તેમાં અધર્મ તો નથીજ ને ?

સરસ્વતીચંદ્ર વિચાર કરી બોલ્યો.

“તે પણ છે. કુમુદસુન્દરી ! લોકવ્યવસ્થાને માટે રાજા ધારા કરે તે પણ તેની આજ્ઞાઓનો સમૂહ છે. રાજાથી પરોક્ષ હઈએ, કોઈ દેખે નહી ને જાણે નહી એવું હોય, તો પણ આ આજ્ઞા અંતઃકરણથી પાળવી એ સર્વ સાધુજનોનો સનાતન ધર્મ છે ને લોકનું તેમ લોકવ્યવસ્થાનું કલ્યાણ પણ તેમાં છે.”

કુમુદ૦—રાજાની કેઈ આજ્ઞાનું ઉલ્લંઘન થવાનું આપણને ભય છે ?

સર૦—તમારું વય એ આજ્ઞા પ્રમાણે બાળક છે, અજ્ઞાન છે—ત્યાં સુધી તમારું પ્રારબ્ધ તમારા હાથમાં નથી પણ તમારા પિતાના હાથમાં છે. તેમની સંમતિ વિના આ વયમાં આપણા સંસર્ગનો કે વિવાહનો રાજ-જ્ઞાથી નિષેધ છે. પરિવ્રાજિકામઠમાં કે ચન્દ્રાવલીમૈયા પાસે બે વર્ષ રહેશો તો તે પછી યોગ્ય વિધિથી વિહાર મઠમાં જવાને રાજાજ્ઞાનો પણ બાધ નહી આવે. સંસારની કલ્યાણકર વ્યવસ્થા કરવી તે રાજાનો ધર્મ છે ને તે ધર્મને અનુવર્તી તેણે ધર્મબુદ્ધિથી કરેલી આજ્ઞાઓને સાધુજનો શિર ઉપર ચ્હડાવે છે. લોકવ્યવસ્થાને માટે ચિન્તા કરી રાજાએ કરેલી આજ્ઞાને નિષ્ફળ કરવી એ સાધુજનોના મનથી લોકનાં અકલ્યાણનો અને અવ્યવસ્થાનો માર્ગ છે અને એ માર્ગ સાધુજનોએ વર્જ્ય છે. એટલા વિષયમાં ધર્મમૂર્ત્તિ રાજાને ગુરુ ગણી आज्ञा गुरूणामविचारणीया એ પથ્ય નિ-યમનું સાધુજનો સેવન કરેછે.

કુમુદ૦—એ બાધની કથા તમે અત્યાર સુધી ભુલી ગયા હતા?

સર૦—ના. એ બાધ તમને નથી આવતો પણ મને એકલાને જ આવેછે. રાજાજ્ઞાનો અપરાધી હું થઇશ—તમે નહી થાવ; એ અપ-રાધને માટે શિક્ષાપાત્ર હું થઇશ— તમે નહી થાવ. એ શિક્ષાને પ્રા-યશ્ચિત્તરૂપ ગણી મ્હારા શિરપર વ્હોરી લેવા હું સજ્જ છું અને જ્યાં સુધી એ અપરાધ કરવાની વાસના હું રાખતો નથી પણ અન્ય ધર્મને બળે તેના પ્રસંગનો પ્રતીકાર કરી શકતો નથી ત્યાં સુધી, હું ઇશ્વરને ઘેર નિર્દોષ છું અને ઇશ્વરને ઘેર પણ તેથી મ્હારો અપરાધ હશે તો તેની શિક્ષા પણ મ્હારે પ્રાયશ્ચિત્તરૂપ જ છે. એ શિક્ષાની મને વાસના હતી અને તેથી મ્હેં તમને આ બાધની વાત કહી ન હતી. તે, તમારી કલ્યાણવાસના પ્રત્યક્ષ કરી એટલે, અને તમારા પ્રશ્નનો સત્ય ઉત્તર આવશ્યક થયો એટલે, હવે મ્હેં કહી દીધી.

કુમુદ૦—આ શરીર છે ત્યાં સુધી આ કથા તો નષ્ટ થવાની નથી. કાલ રાત્રે તમે મને ત્રણ માર્ગ બતાવ્યા હતા તેમાંથી ચંદ્રાવલીમૈયા જેવા પરોક્ષવેદીના યત્ન આપણે બે વર્ષ પાળીશું ને તે પછી પર્ણકુટીમાં રહેવું કે વિહારમાં રહેવું કે હાલની પેઠે રહેવું તેનો વિચાર બનશે તેટલો આ પઞ્ચ રાત્રિમાં કરીશું ને બાકીનો અવકાશે કરીશું. એ પ-રોક્ષવેદીને કાળે કેમ વર્ત્તવું તે પણ આ પઞ્ચ રાત્રિમાં જ વિચારીશું. બે વર્ષ થતા સુધી ને તેટલા કાળ માટે રાજ્યભયમાં તમારું શરીરરત્ન પડે એ કામ તો નહીજ કરું.

સર૦—આપણે કલ્યાણમાર્ગે પ્રવર્તવું તે કેવળ આપણે માટે જ છે એમ નથી. જે રાજાજ્ઞા તોડવાનું આપણે ભય ગણીએ છીએ તેથી મને શિક્ષા થવાનું ભય મ્હારા હૃદયનો કંઈ પણ સ્પર્શ નથી કરતું; પણ આ પરમપવિત્ર સાધુજનોની કીર્તિ અને સ્થિતિ ઉભયને આપણી પ્રવૃત્તિને લીધે રાજભયમાં અને લોકભયમાં આવી પડવું પડશે. તેમણે કરેલા આપણા અત્યંત આતિથેયનો આ બદલો દુષ્ટ થશે.

કુમુદ૦—પવિત્રતામાં પણ આમ પરમાર્થ દર્શાવી આપે મ્હારા હૃદયને અતિદૃઢ કર્યું. સાધુજનોને ભયમાં ન નાંખવાની વાસનાથી મ્હારી સર્વ વાસના ભસ્મ થઈ સમજો.

સર૦—પ્રભાત થવા લાગ્યો.

કુમુદ૦—સૃષ્ટિના પ્રભાત સાથે આપણો પણ પ્રભાત જ થાયછે.

સર૦—એ પ્રભાતની સૃષ્ટિ આપણે કેવી રચવી તેનો વિચાર તમને સોંપું છું.

કુમુદ૦— તે યોગ્ય કરોછો. એ વિચાર ગૃહકાર્યના જેવો છે માટે મ્હારે જ કરવો ઘટે છે. મ્હારી સાથે આવેલાં સાધુજન ઉઠ્યાં હશે તેમને હું મળીશ ને આપના મંડળને આપ મળો. જે સાધુજનો આ સ્થાનમાં આપણને પ્રેરે છે તેમની ઇચ્છાને અનુકૂળ લાગશે તે કાળે હું પાછી આપની સેવામાં આવીશ ને હજી મ્હારે આપની પાસે જાણી લેવાનું છે કે આપ આયુષ્યશેષ કેમ ગાળવાના છો, આત્મહિત અને લોકહિત કેમ સાધવાના છો, અને હું તેમાં કેવી રીતે સાધનભૂત થઈ શકીશ. આ સર્વ વાત જાણી લેઈ પછી હું મ્હારે કરવાના વિચાર કરીશ. આપ જે બુદ્ધિ અને રસનાં પવિત્ર જ્યોતિને આપશો તેનું હું પૂર્ણ પ્રીતિથી પોષણ કરીશ. હવે આ કન્થાનું ધારણ કરો. હું આપની આજ્ઞા માગું છું.

આ સૂક્ષ્મપ્રીતિએ જોડેલી જોડ પળવાર છુટી પડી. કુમુદ પુલ ઉપર થઈ અદૃશ્ય થઈ. અદૃશ્ય થતા પ્હેલાં, સ્થૂલશરીરને દૂર રાખનાર જીવોનાં સૂક્ષ્મ શરીરોની માત્ર દૃષ્ટિઓએ, વીદાયગીરીનું આલિંગન લેઈ લીધું.

---

## પ્રકરણ ૩૩.

## સૂક્ષ્મ પ્રીતિની લોકયાત્રા.

And we shall sit at endless feast,
Enjoying each the other's good;
What vaster dream can hit the mood
Of Love on Earth?—*Tennyson.*

या कौमुदी नयनयोर्भवतः सुजन्मा ।
तस्या भवानपि मनोरथबन्धबन्धुः ॥

मालतीमाधव.




કુમુદસુન્દરી વસન્તગુફાને ઉપલે માળેથી નીચે ગઈ તો સર્વે સાધ્વીયોને પોતપોતાના પ્રાતઃકાળના આહ્નિકમાં રોકાયલી દીઠી. એ સાધ્વીઓએ પાસેના જંગલમાંથી દંતધાવનને માટે દાતણ આણ્યાં હતાં અને કડકા કરી સઉમાં વ્હેંચતી હતી. બે સ્ત્રીયો સર્વને પાસેના ઝરાઓમાંથી કીયામાં ન્હાવાને લેઈ જવાં તેનો વિચાર કરતી હતી. બે સાધ્વીઓ આ ગુફાને સ્વચ્છ કરતી હતી, અને બાકીનું મંડળ સ્ત્રીજનો પરમાર્થ કેવી રીતે પ્રાપ્ત કરે તેની ચર્ચા કરતું હતું. કુમુદના પગ નીસરણીને ઉપલે પગથીયે દેખાતાં ભક્તિમૈયા તેના ભણી જોઈ રહી અને કુમુદનો નેત્રભાગ દેખાતાં કહેવા લાગી.

"મધુરીમૈયા, દન્તધાવન કરી, આ શૃંગ પાસેના નિર્મળ ઝરાઓમાં આપણે સ્નાન કરવા જવાનું ઠર્યું છે."

કુમુદ૦—જ્યાં સાધુજનોની પ્રવૃત્તિ ત્યાં મ્હારી.

પ્રીતિમાનિની—ત્હારા મુખની પ્રસન્નતા ઉપરથી અમે એમ જ સમજીયે છીયે.

વામની—મધુરી, સાધુજનોને શિર રાત્રિએ આરોપનું વાદળું ચ્હડ્યું હતું તે ચન્દ્રકિરણથી વેરાઈ ગયું હશે.

કુમુદ૦—હું ક્ષુદ્ર સંસારિણીને શુદ્ધ કરવા સાધુજનોનું જ માહાત્મ્ય સમર્થ છે. તે સમર્થતાને ઘુવડ જેવી હું દિવસે જોઈ શકી નહી તે રાત્રિસમયે દેખતી થઈ છું.

વામની૦—એ સમર્થતાએ તને સુખી કરી કની ?

કુમુદ૦—એ સમર્થતાએ મને શુદ્ધ અને શાંત કરી.

ભક્તિ૦—મધુરી, ત્હારી તૃપ્તિ જોઈ ચન્દ્રાવલીનું હૃદય ઘણું શીતળ થશે.

બુદ્ધા—મધુરીમૈયા શાંત થઈ છે તો તૃપ્ત પણ થશે. જ્યાં સુધી એના અદ્વૈતાગ્નિની સુન્દર જ્વાલાઓ જગતને પ્રત્યક્ષ થઈ નથી ત્યાં સુધીનો કાળ રમણીય આપ્યાયનમાં જશે ને તૃપ્તિનો કાળ તો મહાત્મા પૂર્ણાહુતિ રચશે ત્યારે આવશે.

પ્રીતિ૦—મધુર મધુરી! જે સાધુતાએ તને શુદ્ધ અને શાંત કરી છે તે જ સાધુતા ત્હારું કલ્યાણ કરશે.

કુમુદ૦—આપની મતિ આવી કલ્યાણકર છે તો તે સફળ થશે.

વામની૦—મધુરી, તું સુખી થઈ જાણીશું ત્યારે અમે સુખી થઈશું. તું હજી કંઈક વિચારમાં પડે છે.

કુમુદ૦—દુઃખની ભીતિથી હું કમ્પુછું ખરી, પણ સુખના કરતાં કલ્યાણને વધારે પ્રાર્થુંછું. એ પ્રાર્થના મને વિચારમાં નાંખે છે.

વામની૦—વારુ, તું વિહારમઠમાં ક્યારથી જઈશ ને સાધુનો વેશ ક્યારથી ધારીશ ?

કુમુદ કંઈ બોલી નહી.

પ્રીતિ૦—વામની, તું ત્હારા ધર્મનો અતિક્રમ કરે છે. જે અદ્વૈતાગ્નિની વેદીનું પોપણ કરવા સાધુજનોના પરિશ્રમથી મધુરીમૈયા તત્પર થઈ છે તે અગ્નિસાધનના એક પણ મંત્ર કે વિધિનું દર્શન ઇચ્છવા તને કે મને અધિકાર નથી. દયિતદયિતાનો યોગ થતાં સખીકૃત્ય સમાપ્ત થાય છે. તે પછી તેમની પ્રીતિના પડદાને ઉંચો કરી કરી તેમાં ડોકીયાં કરવાના કામને સાધુજન અધર્મ ગણે છે. પ્રીતિનું બાલવય થઈ રહેતાં તેનાં અંગપર આચ્છાદન જ ઘટે છે ને એ મર્યાદા સર્વને કલ્યાણકર છે. જેની ચિન્તા નવીનચંદ્રજીના હૃદયમાં રહડી ચુકી છે તેની ચિન્તા આપણે કરીયે તો આપણામાં પ્રગલ્ભતા[1] નો દોષ પણ આવ્યો સમજી લેવો. માટે, વામની હવે ત્હારા કુતૂહલને સાધુજનોને અનુચિત ગણી એ કુતૂહલનો નિરોધ કરી દે અને આપણા ઋણના મ્હોટા ભાગમાંથી આપણે મુક્ત થયાં ગણી,

---

1 Audacity.

તું નિવૃત્તિ પામ. મધુરીમૈયા, ત્હારી બુદ્ધિ કલ્યાણી છે તે સુખના કરતાં મ્હોટા સત્પદાર્થોનો તને યોગ કરાવશે અને તમારી અલખ પ્રીતિમાં અનેક કલ્યાણ–સમૃદ્ધિને ભરશે. સાધુજનોએ ત્હારી ચિકિત્સા કરી ને ઔષધ-વિધિ દર્શાવ્યો તે ઉભયની સફલતા થવા માંડી છે ને તેના પરિણામમાં તું શુદ્ધ, શાંત, અને કલ્યાણપાત્ર થઈશ તેટલું ફળ અમારી ક્ષુદ્ર શક્તિ-એોને માટે ન્હાનું સુનું નથી. સાધુજનો, આ મંગળ દિવસને યોગ્ય મંગળ કાર્ય કરવાનો આરંભ કરો અને ચન્દ્રાવલીમૈયાને એ સમાચાર તરત ગુપ્તપણે ક્‌હાવો.

આ મંડળી આમ વાતો કરતી કરતી બ્હાર સ્નાનાદિક આહ્‌નિકને માટે ગઈ ને છેક મધ્યાહ્‌ને પાછી આવી.

આણી પાસ કુમુદ ગયા પછી સરસ્વતીચંદ્ર પણ નીચે ઉતર્યો ને સાધુ-જનોને મળી પોતાનું આહ્‌નિક કરી તરત ઉપર આવ્યો, ને કુમુદસુન્દરી પાછી આવી ત્યાં સુધી સાધુજનોએ આપેલા એક મ્હોટા કોરા પુસ્તકમાં પોતે રાત્રિયે દીઠેલાં વિચિત્ર સ્વપ્નની કથા ઉતારી. જે સ્વપ્ન લાગતાં કલાક એકલાક થયા હશે તેની કથા ઉતારતાં ચાર કલાક થયા. તે લેખ પુરો કરી, ફરી ફરી વાંચી, તેનો વિચાર કરતો ઓટલા ઉપર બેઠો ને આશપાશનો દેખાવ જોવા લાગ્યો. જોતો જોતો વચ્ચે વચ્ચે પોતાનું પોટકું ઉઘાડી ચંદ્ર-કાન્તના પત્રો પણ વાંચતો હતો. ઘણો કાળ એમ ગયો ત્યાં કુમુદસુન્દરી પાછી આવી ને કાગળોના પોટકાની બીજી પાસે બેઠી.

સર૰—તમે આજ કેવી રીતે કાળક્ષેપ કર્યો ?

કુમુદ૰—સાધુજનોના આહ્‌નિકને આટોપી આ ફલાહાર લેઈ આવી-એ જ.

પોતાના પાલવ તળેની થાળી ઉઘાડી, કાગળો વચ્ચે માર્ગ કરી, ત્યાં થાળી મુકી, અને બીજો ફેરો ખાઈ આવી એક સ્વચ્છ શુદ્ધ દુધનો કલશ લેઈ આવી.

કુમુદ૰—આ શો સમારમ્ભ છે ?

સર૰—આજ મને વિચિત્ર બોધક સ્વપ્ન થયું હતું તે આ પુસ્તકમાં લખી ક્‌હાડ્યું છે.

કુમુદ એ વાંચવામાં લીન થઈ. સરસ્વતીચંદ્ર એના મુખ સામું જોઈ રહ્યો અને સર્વ સુન્દર અવયવો જોવામાં લીન થયો. થોડુંક વાંચી વિચારમાં પડી કુમુદ અટકી અને સરસ્વતીચંદ્રના નેત્રના

વ્યાપારને જોઈ રહી, પણ તેનું સરસ્વતીચંદ્રને ભાન ન હતું. અંતે એને જગાડતી હોય તેમ સ્મિત કરી કુમુદ બોલી.

" સ્થૂલ કામ ને સૂક્ષ્મ કામ વચ્ચેની ભીંત કીલ્લા જેવી છે પણ એકમાંથી બીજામાં ચોરી કરી નીકળી પડવાનાં દ્વાર બહુ છે."

સરસ્વતીચંદ્ર સાવધાન થયો.

" સત્ય છે. તરવારની ધાર ઉપર ચાલવું ને તરવાર પગમાં પેસી જાય નહી એવી સંભાળ રાખવા જેવું આ અસિધારાવ્રત છે."

કુમુદ૦—એમ જ છે. નિત્ય જોઈએ છીયે એવાં શરીરમાં આવી અને આટલી બધી મોહની કયાં ભરી રાખી હશે કે તેને હડસેલી ધક્કા મારવા છતાં પણ ખસતી નથી ને માત્ર ખસેડવા માટે આટલા પ્રયાસ કરવા પડે છે ?

સર૦—આપણે જે સત્ત્વને ખસેડવાને આટલો પ્રયાસ કરવો પડે છે તે જ સત્ત્વનું અભિનન્દન કરવું એ બીજાંનો ધર્મ થાય છે ને તેમણે ક્‌હેવું પડે છે કે Resist not the weakness[1] ! અલખના સાધુજનો આનો વિવેક સારો સમજે છે. કુમુદસુન્દરી, અભ્યાસથી અને અવધાનથી આપણે આ કષ્ટસાગરને તરી જઈશું.

કુમુદ૦—લગ્ન કાળે કરેલી પ્રતિજ્ઞા ન તોડવાની પ્રતિજ્ઞાને પ્રાત:કાળે દયાએ ભુલાવી હતી. તમારી પાસે કરેલી પ્રતિજ્ઞાને ભુલું એમ નથી.

સર૦—તમે આ વાંચ્યું ?

કુમુદ૦—વિચાર કરું છું કે વાંચુ કે ન વાંચું ?

સર૦—વાંચવામાં કંઈ બાધ છે ?

કુમુદ૦—મને પણ આજ મહાસ્વપ્ન થયું હતું તેનોજ આ ઇતિહાસ આપે જાણ્યે લખ્યો હોય એમ છે. ને એમાં પણ મોહક ભાગ છે તે સ્વપ્નસ્થ મટી જાગૃતસ્થ થાય તો આ પ્રતિજ્ઞા તુટે.

સર૦—શું તમને પણ આવું સ્વપ્ન થયું હતું ? તેમાં ને આમ કંઈ ફેર નથી ?

કુમુદ૦—કંઈ ફેર નથી. માત્ર આમાં આપની સહચારિણી કોણ હતી તે આપે લખ્યું નથી તે ઠેકાણે મ્હારું નામ લખ્યું હત તો બરોબર મ્હારું જ સ્વપ્ન પૂર્ણ થાત.

---

૧ Shelley.

સર૦—સ્વપ્નશાસ્ત્રના પણ વિચિત્ર ચમત્કારો છે. કુમુદસુંદરી ! આ સ્વપ્નમાં મહાબોધ છે.

કુમુદ૦—છે જ. આપના જેવાના સંસ્કારો એવાં સ્વપ્નોમાં અવિક્ષિપ્ત સ્વરૂપ પામે છે. જે વિષયોમાં આપ અનેક ગ્રન્થ લખી શકો તે વિષયો ગુરુજીના પ્રતાપથી આપને આમ સ્વપ્નકાળમાં પ્રત્યક્ષ થયા છે, ને આપની પ્રીતિને યોગે મને પણ પ્રત્યક્ષ થયા. આવું થવાના સંભવની વાતો સાધ્વીજનોએ મને પ્રથમથી કહી હતી અને માટે જ હું ચરણસ્પર્શના લોભમાંથી સ્વપ્ન સમાપ્ત થતા સુધી છુટી શકી નહી.

સર૦—કુમુદસુન્દરી ! હું બહુ દુઃખી છું.

કુમુદ૦—મ્હારા દુઃખનો નાશ આપે કર્યો ને આપના દુઃખનો મ્હારાથી નાશ નહી થઈ શકે તો હું તેમાં ધર્મસહચારિણી સમભાગિની થઈશ.

સર૦—તમારું દુઃખ મને વીંછીના દંશ પેઠે શરીરમાં અંદર સાલતું હતું, પણ આ દુઃખ તો પવન પેઠે ચાર પાસથી બાંધી લે છે.

કુમુદ૦—એ દુઃખ શું છે!

સર૦—આપણા દેશની ને લોકની સ્થિતિ—એ હવે મ્હારું એકલું દુઃખ છે. તેમાંથી કેમ મુક્ત થવું એ વિચાર હૃદયને હલમલાવી નાંખે છે.

કુમુદ૦—ગુરુજીના રચેલા સ્વપ્નાદિ યોગ એ દુઃખનો નાશ કરશે અથવા નાશનો માર્ગ બતાવશે.

સર૦—ક્યાં આ એકાન્તવાસી સાધુજન અને ક્યાં આ અનેક વાયુચક્ર જેવા ગુંચવારાઓથી ભરેલી દેશની દશા ? હું તેની તમારી પાસે પણ શી વાત કરું ?

કુમુદ૦—હું એ વાતો સાંભળવાને પાત્ર નથી ને સમજવાને શક્તિવાળી નથી; પણ તે સાંભળવા—સમજવા—નો અધિકાર મને ધીમે ધીમે આપવો એ આપની કૃપાને યોગ્ય કાર્ય છે.

સર૦—એ તો આપણા સહવાસનો જેવો ક્રમ.

કુમુદ૦—એ ક્રમ બંધાઈ ચુક્યો આપને દેખાતો નથી ?

સર૦—સાધુજનોને જે ક્રમ વ્યવસ્થિત છે તેમાં સંસાર ગમે તેવે કાળે અવ્યવસ્થા નાંખી શકશે.

કુમુદ૦—તમારા વિના મ્હારે કોઈ રહ્યું નથી, અને સાધુજનોએ ઘડેલી વ્યવસ્થાથી જો આપની પવિત્ર સ્થિતિ જળવાઈ શકશે તો પછી મને મળેલો લાભ આપ પાછો ખેંચી નહી લ્યો.

સર૦—હું તો નહી ખેંચી લેઉં; પણ તમારો ધર્મ તમને કેવે પ્રસંગે કેણી પાસ નહી પ્રેરે એ કુહેવાતું નથી.

કુમુદ૰—પ્રેરશે ત્યારે પ્રેરશે. મ્હારો ખપ આપના વિના બીજું કોઈ કરે એમ હવે નથી. જગત મને ડુબેલી સમજતું હશે. માતાપિતા અને શ્વશુરગૃહ પણ એ જ બુદ્ધિથી મ્હારો શોક કરી રહ્યું હશે અને કાળ-ક્રમે તેમના મનમાંથી હું ખસવા પણ માંડી હઈશ. હું એ સંસારને મનથી વિસારું છું; આપ પણ વિસારો. જ્યાં સુધી આપણે અધર્મના માર્ગથી દૂર છીયે ત્યાં સુધી ભાવી પ્રસંગોએ શું થશે ને શું નહી થાય એ તર્ક કરવા તે પેટ ચોળી પીડા ઉભી કરવા જેવું નથી?

**સર૰**—એ પણ સત્ય છે.

કુમુદ૰—તો એ વાત પડતી મુકો ને મને કહો કે આપ આ આશ્રમમાં આપનો કાળ કેવી રીતે ગાળવા ધારો છો? ને આપના મનના સંતાપને કેવી રીતે દૂર કરવા ઇચ્છો છો ?

**સર૰**—મ્હારું આત્મહિત વિચારવાનાં સાધન તો આ મઠોમાં ઘણાં પડ્યાં છે. દેશહિત કરવાને માટે દ્રવ્યની અને પ્રતિષ્ઠાની મહત્તા જોઈએ તે અંહી નથી, પણ દ્રવ્ય અને પ્રતિષ્ઠા ઉભય હોય તો તે વડે દેશહિત કેમ કરવું તે આ ભવ્ય સ્થાનમાં રહી સુઝશે તેવું અન્યત્ર નહી સુઝે. લોકહિત—સર્વ પૃથ્વી–લોક–નું હિત—એ સાધવાની શક્તિ તો દ્રવ્ય અને પ્રતિષ્ઠાથી પણ દુર્લભ છે; એ શક્તિ તો કેમ પ્રાપ્ત કરવી એ જ વિકટ પ્રશ્ન છે. તેનું સમાધાન સુન્દરગિરિ સુઝાડશે.

કુમુદ૰—એ વસ્તુઓને જોનાર ને દેખાડનાર તો આપની બુદ્ધિ અને વિદ્યા જ છે; તેમાં સુન્દરગિરિ શી અધિકતા કરવાનો હતો? સંસારના પ્રશ્નોનું સમાધાન સંસાર જ કરી શકે ને અંહી તો સંસાર ભણી આપે આંખો જ મીંચીને અદ્રષ્ટા થવાનું છે.

**સર૰**—વિદ્યા બુદ્ધિને વ્યાયામ અને શક્તિ આપે છે. સંસાર એ વ્યાયામને અને શક્તિને વિષય આપેછે. પણ એવા વિષયનું જ્ઞાનેન્દ્રિયમાં ગ્રહણ કરી તેનું ચર્વણ ને પાચન કરવાનો અવકાશ અને પ્રભાવ આવાં સ્થાનમાં સવિશેષ મળે છે એમ પાશ્ચાત્યો માને છે ને અનુભવે છે તેમ આપણા પ્રાચીન લોક પણ સમજતા હતા[1] અને આપણી બુદ્ધિમાં જે

---

૧. अलमेष विलोकितः प्रजानां सहसा संततिमंहसां विहन्तुम् ।
घनवर्त्म सहस्रधेव कुर्वन् हिमगौरैरचलाधिपः शिरोभिः ।।
वीतजन्मजरसं परं शुचि ब्रह्मणः पदमुपैतुमिच्छताम् ।
आगमादिव तमोपहादितः संभवन्ति मतयो भवच्छिदः ।।
किरातार्जुन; इन्द्रकीलवर्णनम्.

નવું સ્વાસ્થ્ય આપણે અનુભવીએ છીયે તે પણ આ ગિરિરાજનો જ મહિમા સમજવો. તીર્થોમાં તેમ ક્ષેત્રવિશેષોમાં તેનાં સૌન્દર્યથી, શાન્તિથી, ભવ્યતાથી, અને એવાં અનેક કારણોથી કંઈક એવી શક્તિવાળો સૂક્ષ્મ પવન વહન કરે છે કે તેનાથી આપણા સ્થૂલ અને સૂક્ષ્મ ભાગોમાં-જડ અને ચેતન અવયવોમાં—નવીન પવિત્રતા, બુદ્ધિ, અને સ્વસ્થતા ઝરાના પાણી પેઠે, ફુવારા પેઠે, સ્ફુરી આવે છે.

કુમુદ૦—એ તો સત્ય હશે. મ્હારી પોતાની બુદ્ધિને પણ કંઈક આવો જ લાભ મળ્યો લાગે છે.

સર૦—તો વિચારો—પ્રસંગ મળ્યે સમજાવું છું કે મ્હારા અનેક નિર્ધન વિદ્વાન મિત્રોને મુંબાઈ જેવી ઘટ વસ્તીમાં બારે માસ ભરાઈ રહેવું પડે છે અને ઇંગ્રેજોની પેઠે આવાં સ્થાનમાં આવી આરોગ્ય અને સ્વાસ્થ્ય પામવાને તેમની પાસે નથી દ્રવ્ય અને નથી અવકાશ—એટલો વિચાર થતાં મને કેવું દુઃખ થવું જોઈએ? આ ગિરિરાજના દર્શનથી મને એક લાભ તો આ દુઃખનો થયો છે.

કુમુદ૦—આપના ઉદાર દેશવત્સલ હૃદયને એ દુઃખ તો ખરું, પણ એ દુઃખના લાભને લાભ કેમ ગણોછો?

સર૦—કેમ ગણું છું? મુંબાઈ હતો ત્યારે સુઝતું ન હતું કે મ્હારા આટલા બધા દ્રવ્યનો ઉપયોગ શો કરવો ને આ ગિરિરાજે ને આ પોટકામાંના પત્રોએ આ નવી બુદ્ધિ આપી ને એમ હવે સમજું છું કે બીજું કંઈ ન થાય તો મ્હારા એ વિદ્વાનોને માટે આ દ્રવ્ય ખરચી તેમને આવા ગિરિરાજ ઉપર રાખું ને તેમનાં આરોગ્ય ને બુદ્ધિઓ વધારું!

કુમુદ૦—શ્રીકૃષ્ણના હૃદયમાં તેમના ભક્તો અને વિપ્રો હતા તેમ આપના હૃદયમાં આ વિદ્વાનો છે.

સર૦—એમ જ. આપણા દેશનું અને દેશમાંના લોકનું કલ્યાણ કરવાની શક્તિ આજ બે વર્ગમાં છે. પ્રથમ છે ઇંગ્રેજોમાં અને પછી છે આ વિદ્વાનોમાં.

કુમુદ૦—ઇંગ્રેજોમાં તો શક્તિ ખરી.

સર૦—ને વિદ્વાનો વિદ્યાનો ઉપયોગ કરવાની શક્તિ પામે તો તેમનામાં પણ દેશસેવાની શક્તિ સ્ફુરે. તેમના ઇંગ્રેજોના પરસ્પર સંમેલનથી, પરસ્પરાનુકૂલ પ્રવૃત્તિથી, અને પરસ્પર પ્રેમબન્ધનથી, આ શક્તિ ઉભયમાં વિકાસ પામશે ત્યારે આખા આર્યદેશની

શ્રદ્ધાના તેઓ પાત્ર થશે. કુમુદ! ગુણીયલબા ઉપર જે અનુકૂળતા તમારા ચતુર પિતાની હતી તેવી આપણા વિદ્વાનો ઉપર ઈંગ્રેજોની થશે, અને એ પિતાની તેમ પિતાના કુટુમ્બની સંભાળ લેવાની જે શક્તિ ગુણીયલબાને તેમની ક્ષમાએ, ઉદારતાએ, ધીરતાએ, સ્વાર્પણે, અને ચતુરતાએ આપી હતી તેવી શક્તિથી આપણા વિદ્વાનો આપણા દેશની સંભાળ લેતાં શીખશે ત્યારે સર્વનું કલ્યાણ થશે. મ્હારી આવી શ્રદ્ધા છે માટે જ સર્વ કરતાં હું આપણા વિદ્વાનોને મ્હારા હૃદયમાં સતતવાસ આપુંછું, અને તેમને માટે આવી આવી ચિન્તાઓ કર્યા કરું છું.

કુમુદ૦—તમે તેમને માટે શું ઇચ્છોછો?

સર૦—તેમનાં ગૃહરાજ્યમાં ગુણસુન્દરીયો, કુમુદસુન્દરીયો, સૌભાગ્યદેવીયો, ને ચન્દ્રાવલીયો ફરતી જોવા ઇચ્છુંછું. તેમનાં વૈભવ વધેલા જોવા ઇચ્છું છું. તેમના ભંડાર ભરાતા જોવા ઇચ્છુંછું. તેમને આધિ અને વ્યાધિથી મુક્ત, આરોગ્ય, સુશરીર, સ્વસ્થ, અને સ્વતંત્ર જોવા ઇચ્છુંછું. એમને ત્યાં સરસ્વતી અને લક્ષ્મીના સમાગમ દૃઢ જોવા ઇચ્છુંછું. એમને ત્યાં પ્રીતિ અને સદ્ગુણના સહચાર થતા જોવા ઇચ્છુંછું. એમનામાં દેશોન્નતિની વાસનાઓને વીર્યવતી અને ફલવતી થતી જોવા ઇચ્છું છું. કુમુદસુન્દરી! રાત્રે આપણે જે મહાન્ રાફડાઓ જોયા તે રાફડાઓની ધુળ તેમનાં શરીરની ચારે પાસેથી ઉડી જાય અને સોનાની ખાણોના પ્રદેશ ઉપરની કાઞ્ચનની રેતીનાં વાદળ એમની આશપાશ ઉડી રહે એવું જોવા ઇચ્છું છું. એ રેતી કાઞ્ચનમથી થાય ને આ રાફડાઓમાંનાં સર્વ જન્તુઓને એ કાઞ્ચનની સમૃદ્ધિ મળે, રંગીન ને શ્વેત પ્રકાશના માર્ગોમાં પ્રવૃત્તિ મળે, અને સ્થાને સ્થાને જે મણિમય ઉદ્યાનમાં આપણે ઉભાં હતાં એવું અંહી થઈ જાય એ જોવાની મ્હારી તીવ્ર વાસના છે.

મુદ૦—એ વાસના કેવાં સાધનથી તૃપ્ત કરવા ધારો છો?

સર૦—એ સાધનનું બીજ દ્રવ્ય મ્હારી પાસે હતું તે મ્હેં નાંખી દીધું.

કુમુદ૦—તમે મને ઑસ્ટેનનું વાક્ય એક કાળે સંભળાવ્યું હતું કે It is a truth universally acknowleged that a man in possession of a good fortune must be in want of a wife. આમાં પણ તમારા સાધનનું બીજ કંઈ રહ્યું નથી?

સર૦—છે તો છે, ને નથી તો નથી.

કુમુદ૦—તમે ઘડી ઘડી ક્‌હેતા હતા કે આર્યદેશની સ્ત્રીયોને આર્યાપદને યોગ્ય ઉત્કર્ષ આપવાની તમારી વાસના છે-તે હજી છે કે નથી ?

સર૦—શું કહું ? એ વાસનાની વસ્તુ વળી એથી પણ વધારે દુર્લભ છે ને તેની પ્રાપ્તિના માર્ગને માટે પૂર્વે કરેલાં મનોરાજ્યને સ્મરું છું તેની સાથે જ તમારા પણ સંસ્કારો હૃદયમાં ખડા થાય છે ને ક્‌હેવડાવે છે કે–

इदमसुलभवस्तुप्रार्थनादुर्निवारम्
प्रथममपि मनो मे पञ्चबाणः क्षिणोति[1] ॥

કુમુદ૦—જે વસ્તુ આપને આજ નહી તો બે વર્ષે પ્રાપ્ત થવી સુલભ છે તેને દુર્લભ ગણવા જેવી અધીરતા તમારામાં નક્કી નથી જ, The time will come you need not fly.[2]

સર૦—કાળ તેને સુલભ કરશે પણ આપણી ધર્મબુદ્ધિ શું સુઝાડશે તે કોણ જાણે છે ? કુમુદસુંદરીનો ત્યાગ ન કર્યો હત તો પઞ્ચબાણથી નિર્ભય રહી તેમને જ સ્વરૂપે–તેમના જ દ્વારા–મ્હારો જીવ સર્વ સ્ત્રીસૃષ્ટિનાં સુખદુઃખના દુર્લભ દર્શનને સુલભ કરી લેત અને તેના ઉપાય શોધત. પવિત્ર પ્રિયજન ! એ નિર્ભયતા હવે મને મળવામાં જેટલી શંકા છે તેટલી જ દેશની સ્ત્રીસૃષ્ટિનાં સૂક્ષ્મ શરીરની ચિકિત્સા થવી અવિવાહિત વૈદ્યને માટે દુર્લભ અને અનુચિત છે. સ્ત્રીની નાડી જોતાં તે નાડીના સ્પર્શથી જ જ્યારે તે નાડી કે વૈદ્યની પોતાની નાડી ચમકે ત્યારે વૈદ્યે નાડી જોવી જ મુકી દેવી યોગ્ય છે. મન્મથનો પરાભવ કરવો કેવો વિકટ છે તે આપણે આજ પ્રત્યક્ષ કર્યું છે. તમારી અપૂર્વ સહાયતા મને ન મળી હત તો મન્મથે આજ મ્હારી ધજા તોડી પાડી હત. સ્ત્રીસૃષ્ટિનાં દુઃખ દૂર કરવાનાં સાધનમાં આવી સહાયતા ન મળે તેને એ સાધન દુર્લભ છે–છતાં એ સાધનના સાધ્યને પ્રાપ્ત કરવાની મ્હારી વાસના ખસતી નથી માટે જ હું અસુલભ વસ્તુની પ્રાર્થના કરનાર મૂર્ખ છું. કોઈ નિમિત્તે કોઈ સ્ત્રીનું મ્હારે દર્શન થાય છે ત્યાં તમને દેખું છું, ને તમને સ્મરું છું ત્યાં સર્વ સ્ત્રીજાતિનાં સુખદુઃખ સ્મરું છું. તમને દેખું છું કે સ્મરું છું તેની સાથે સ્વયંભૂ મન્મથ મ્હારો સામો ધનુર્ધર થઈ ઉભો રહે છે ને તેનાં ભયથી તમારું સ્મરણ કરાવનાર કંઈ પણ મનોરાજ્ય લાગે તે પડતું મુકું છું. પણ પેલા રાદ્દાઓમાંથી જે દિવ્ય મૂર્ત્તિઓ નીકળી કાલ આપણી પાસે ઉપદેશ કરતી ચાલી ગઈ એવી અનેક મૂર્ત્તિઓ નીકળતી જોવાની મ્હારી વાસના તો ખસતી જ નથી !

---

1 કાલિદાસ. 2. ટોમ્સન.

કુમુદ૦—તમારાં નેત્રપુટમાંથી આ અશ્રુધારાઓ વહી જાય છે તે મ્હારા હૃદયને વીંધે છે. તમે સ્વસ્થ થાવ. તમારા સાધ્યમાં હું સાધનભૂત થઈશ ને ધર્મને જ માર્ગે થઈશ.

સર૦—કુમુદસુન્દરી ! આ પત્રોના ઢગલા પ્રિય ચંદ્રકાંતના હાથમાંથી પ્રારબ્ધે મ્હારા હાથમાં ખેંચી આણ્યા છે તે વાંચું છું ને હૃદય ફાટે છે. મ્હારા પ્રિય મિત્રો ને દેશનાં નીવડ્યાં રત્નો ધુળમાં રગદોળાય છે તે આજ સુધી હું જાણતો ન હતો તે આ પત્રોથી માત્ર કંઈક જાણ્યું ને કેટલું હજી દૃષ્ટિબ્હાર હશે ? પ્રમાદધનને તમને સુખી કર્યાં હત તો હું જાતે બહુ સુખી થાત—પણ તેમણે અવળું કર્યું તેથીજ સ્ત્રીજાતિની દુઃખસૃષ્ટિનાં કંઈક કિરણ મ્હારા નેત્રમાં આવવા પામ્યાં ! આ સૃષ્ટિમાં કેટલી સ્ત્રીયાની કેટલી વેદનાઓ ઉભરાતી હશે, કેટલાં કોમળ હૃદય દળાઈ જતાં હશે, કેટલાં આંસુની નદીયો ચાલતી હશે? ચંદ્રકાન્તના દુઃખનાં પત્ર વાંચ્યા પણ આ દુઃખો કીયા પત્રોમાંથી જડવાનાં હતાં ? લક્ષ્મીનો અને તમારો ત્યાગ કરતી વેળા આ ચિત્રો પ્રત્યક્ષ હત તો મ્હારો ધર્મ કંઈ જુદો જ પ્રાપ્ત થાત. હું મ્હારા રાફડામાંથી છુટવા પામ્યો પણ તેની સાથે આ સર્વ જોવાના પ્રકાશ જોવાનું મ્હારું નેત્ર પણ મ્હેં હાથે કરી ફોડી દીધું અને આર્યલોકની અર્ધી વસ્તીની અને તે પણ સુન્દર અનાથ વસ્તીની દશા સુધારવાનું મ્હારું સાધન મ્હેં જાતે ભાગી નાંખ્યું. હવે તો બની બનાઈ બન ગઈ એ વાત સત્ય છે. પણ—તોપણ—હવે આ વિષયમાં શું કરવું, આ સર્વનાં દુઃખ કેવાં હશે, એ કેમ જાણવાં, એ કેમ મટાડવાં, એ સર્વ વિચાર થાય છે ત્યારે તમે અત્યારે દેખોછો એવી અશ્રુધારા આ નયનોમાં ચાલે છે, કહ્યું માનતી નથી, અને અટકતી નથી. હું એ ધારાઓ જોઈને જ તૃપ્ત થાઉંછું, જે વાતમાં મ્હારો ઉપાય નથી તેમાં કંઈ ધર્માધર્મ પણ નથી ને જેવી રીતે મ્હારી વાસનાને શાંત કરતી વેળા તૃપ્ત થાઉંછું તેથી ઉલટી રીતે આ અશ્રુઓને વ્હેવા દેઈને તૃપ્ત થાઉંછું.

કુમુદ૦—જે ત્યાગ જાતે ધર્મબુદ્ધિથી કર્યો તેના અણધાર્યા પરિણામથી ખિન્ન થવું એ અધર્મ નથી ?

સર૦—જે વાત હાથમાં છે તે કરવા ન કરવામાં ધર્માધર્મ છે. જે હાથમાં નથી તેમાં ધર્મ પણ નથી ને અધર્મ પણ નથી. સીતાનો ધર્મબુદ્ધિથી ત્યાગ કરી રામચંદ્ર પ્રીતિને બળે રોયા હતા. કુમુદસુન્દરી, ધર્મપ્રમાણે આપણે પ્રીતિને લાત મારી પ્રવૃત્તિના વિષયમાંથી બ્હાર ક્હાડવા સમર્થ થઈએ છીયે પણ પ્રીતિને હૃદયમાંથી ક્હાડવી તે આપણા

હાથની વાત નથી. પ્રીતિની ઉત્પત્તિ જેવી અનિવાર્ય છે તેવી તેની નિવૃત્તિ પણ અસાધ્ય છે. અને તેટલા માટે જ પ્રમાદધનના મન્દિરમાં સરસ્વતીચંદ્રની અનુકમ્પા તમે કરી તે ધર્મરૂપ જ હતી.

કુમુદ૦—શુદ્ધ ઔષધબળે આંખનાં પડળ ખરી પડે છે તેમ શુદ્ધ પરમ જ્ઞાનથી પ્રીતિનો પટ હૃદયમાંથી સરી પડે છે એમ મહાત્માઓના અનુભવ છે.

સર૦—તે સત્ય છે. પણ પ્રારબ્ધવાદનો અને જ્ઞાનનો પણ દુરુપયોગ થાય છે. જે કાળે ધર્મથી કંઈ ક્રિયા કર્ત્તવ્ય થાય છે તે કાળે પ્રારબ્ધવાદી થઈ બેસી રહેવું ને ક્રિયાના આરમ્ભમાંથી નિવૃત્ત થવું એ મહાન અ-ધર્મ છે. પ્રારબ્ધવાદનો ઉપયોગ સુખદુઃખની નિવૃત્તિને માટે છે, ધર્મની નિવૃત્તિને માટે નથી; તેમ જ જ્ઞાનનો ઉપયોગ અલક્ષ્યસ્વરૂપના પ્રબોધને માટે છે. લક્ષ્યધર્મની નિવૃત્તિને માટે નથી; અહંકાર અને મમતાના પ્ર-ધ્વંસને માટે છે, સર્વ ભૂતાત્મતામાંથી ઉત્પન્ન થતા પંચમહાયજ્ઞના પ્રધ્વં-સને માટે નથી. આરંભવાચક પ્રારબ્ધમાં અનારંભના ધર્મ જોનાર, કર્મ શબ્દનો અકર્મ ભાગ્યવાચક અર્થે પ્રયોગ કરનાર, ઉંધી પુતળીની આંખો-વાળાં જન્તુ આપણે પેલા રાફડાઓમાં જોયાં તેમણે આ દેશનાં સજીવ પવનને અને પાણીને સ્થાને જડ ચીકણી માટીના ખડક ઉભા કર્યા છે. તેમની તામસી દૃષ્ટિના પ્રભાવથી જ જ્ઞાનનો આવો દુરુપયોગ થયોછે, આત્માગ્નિના યજ્ઞ હોલાઈ ગયા છે, ને દેખીયે છીયે એ દેશકાળ આપણે શિર ખડો થયો છે. અહંકાર ને મમતામાંથી ઉત્પન્ન થયેલી સકામ અને વાસનાયુક્ત પ્રીતિ આપણા સૂક્ષ્મ શરીરમાંથી ખસી જાય તો તે જ્ઞાનનું સાફલ્ય છે. નિરહંકાર અને નિર્મમ સર્વભૂતાત્મકતાના પરિણામરૂપ નિષ્કામ ફલ-અભોગી મહાયજ્ઞોમાં પ્રીતિ જ્યારે સાધન થાય છે ત્યારે જ એ યજ્ઞમાં આહુતિ શુદ્ધ સત્વર અને સંપૂર્ણ થાય છે. જીવ, ઈશ્વર, ને બ્રહ્મની જેવી ત્રિપુટી ગણી છે તેવી જ ક્રિયા, ધર્મ, ને જ્ઞાનની ત્રિપુટી છે. ધર્મને ક્રિયાના નિયન્તાનો અધિકાર છે, ને જ્ઞાન તે નિર્ગુણ અને કૃતકૃત્ય ધર્મનું ફળ છે. ધર્મ કૃતકૃત્ય થાય ત્યાં સુધીનું જ્ઞાન સંસિદ્ધ દશામાં સોળે કળાથી પ્રકાશ પામતું નથી અને ધર્મવિનાનું સંપૂર્ણ કહેવાતું જ્ઞાન તે, અસ્ત થયલા સંપૂર્ણચન્દ્ર જેવું, છતે પ્રકાશે, અંધકારરૂપ છે. એકલા આવા જ્ઞાનનું સેવન કરનારની ગતિને શ્રુતિમાં અંધતિમિરથી ભરેલી કહી છે અને તેવા જન્તુ "અસૂર્ય" લોકને પ્રાપ્ત કરે છે એમ કહેલું છે. અંહીના સાધુજનો આનો મર્મ સમજે છે.

આવા ગ્રહણથી મુક્ત થયલું જ્ઞાન તે જ સાત્વિક જ્ઞાન છે અને એજ જ્ઞાનપદને પામનાર સાધુજન બ્રહ્માદ્વૈત પામે છે. એવા સાત્વિક જ્ઞાનરૂપ થયલાં સાધુજનોના મનુષ્યયજ્ઞોમાં પ્રીતિ સોમરસનું કામ કરે છે; અને, કુમુદસુંદરી, શું તમારે માટે, કે શું આ દેશને માટે, માંડેલા મ્હારા મહાયજ્ઞને માટે પ્રાપ્ત થયેલા મ્હારા સોમરસને હું ધર્મરૂપ જ ગણુંછું ને તે ઉપરથી ઇંગ્રેજ કવિનું વાક્ય સમજજો કે—

'Tis better to have lov'd and lost
Than never to have lov'd at all.*

કુમુદ૦—પ્રીતિ પણ શું વાસના નથી ?

સર૦—સકામ વાસનારૂપ પ્રીતિ તે વાસના છે. તે કામથી ઉત્પન્ન થાય છે ને કામક્ષયથી ક્ષીણ થાય છે. નિષ્કામ પ્રીતિ જ્વાલારૂપ છે, પૃથ્વી અને ચંદ્રની વચ્ચેના પરસ્પર ગુરુત્વાકર્ષણના જેવી સહચાર-પ્રદક્ષિણાની સાધક છે, અને કેવળ સ્વયંભૂ છે. એ સ્વયંભૂ છે માટે જ જ્ઞાનવિના અન્યથી નિવાર્ય નથી, ને પ્રીતિ ધર્મ્ય હોય છે ત્યારે જ્ઞાન પણ એનું નિવારક નથી. માતાપિતાની પ્રીતિનું નિવારણ કોઈ જ્ઞાન કરતું નથી. તે સઉ આ કારણની કલ્પનાથી. સ્ત્રીપુરુષની પ્રીતિને આપણા લોક ક્ષુદ્ર ગણે છે. તે તેમાં વાસનાની કલ્પનાથી. આર્યસંસાર એવો ક્ષુદ્ર થઈ ગયોછે કે દમ્પતીવચ્ચે પ્રીતિનું મૂળ કામવાસના વિના કે પુત્રવાસના વિના અન્ય હોવાનો સંભવ પણ સ્વીકારતું નથી એવું ચંદ્રકાંત કહેતો હતો અને તેના કહેવામાં કોણ જાણે કેટલું સત્ય હશે ?

કુમુદ૦—ત્યાગકાળે આપે દેશહિત દ્રવ્યવિના કેવી રીતે કરવા ધારેલું ?

સર૦—સંસારમાં સ્થાને સ્થાને યાત્રા કરી, અવલોકન કરી, બોધ આપી,—

કુમુદ૦—ભગવાન બુદ્ધની પેઠે ?

સર૦—કંઈક એમ જ.

કુમુદ૦—હવે વિચાર શાથી ફર્યો ?

સર૦—નવા જોયલા રાફડાના ગઠ્ઠા એવા તો બાઝી ગયા છે કે તે પ્રકાશથી પીગળે એમ નથી, અગ્નિથી બળે એમ નથી, ને કુહાડાથી ખોદી નંખાય એમ નથી. જ્યાં નાગલોકનાં મણિ અને વિષ પણ નિષ્ફળ થાય છે ત્યાં મ્હારા જેવાના શબ્દોદ્ધારની શી શક્તિ ? બુદ્ધ ભગવાનની

* Tennyson's "In Memoriam."

વાણી પ્રકારામય જન્તુઓમાં ફરી વળતી હતી. આ કાળની વાણીનો જડ રાફડાઓમાં પડઘા પણ નથી થતો.

કુમુદ૦—હવે કોઈ શક્તિ તમારી પાસે હોય તો કામ લાગે એવી છે?

સર૦—વિદ્યા, સાધુતા, અને લક્ષ્મી એ ત્રણ શક્તિયો જોઈએ તેમાં ત્રીજી નથી ને ચોથી તમારા હૃદયમાં છે તે જાણોછો.

કુમુદ૦—ત્રીજી ચોથી ન હોય તો ન જ ચાલે?

સર૦—સોમરસનું પાન જે સુઝાડે તે ખરું.

કુમુદ૦—કેવા પ્રકારનો સોમ?

સર૦—દેશયજ્ઞમાં દેશપ્રીતિ એ જ સોમરસ.

કુમુદ૦—તે ક્યારે સુઝાડશે!

સર૦—એ રસથી આ હૃદયમાં સમુદ્રમન્થન થઈ રહેશે ત્યારે.

કુમુદ૦—આજ આપણે વિકાર વગર ફલાહાર લેઈ લીધો.

સર૦— દેશની પ્રીતિમાં વ્યક્તિની સ્થૂલ પ્રીતિ પેલા રાફડામાંના કુહાડાની દશાને પામી:

કુમુદ૦—હું ત્યારે તમારા આ દેશપ્રીતિના નવા રાફડાંનું પોપણ કરીશ ને તેના આ કુહાડાને તેમાં ડુબવા દેઇશ.

સર૦—મ્હેં તમને કહ્યું હતું કે તમે જે કંઈ કરશો તે શુદ્ધ અને સુન્દર જ હશે.

કુમુદ૦—હું તો આપની પાસે રહી શકવાના મ્હારા લોભી સ્વાર્થને માટે આમ કરવાની છું.

સર૦—સૂક્ષ્મ સુન્દર વાસનાઓમાંથી પારકાંનું પણ કલ્યાણ થવા પામે છે તેનું આ દૃષ્ટાંત.

કુમુદ૦—સૂક્ષ્મ કે સ્થૂલ સર્વ વાસનાઓની વાત જ ન કરવી; 'સ્વાર્થ' શબ્દ કરતાં 'વાસના' શબ્દ વધારે સૂચક અને ઉદ્દીપક છે.

સર૦—એમ લાગે છે.

કુમુદ૦—એ વિક્ષેપશક્તિનો જ વિક્ષેપ કરવાનો માર્ગ એ કે મ્હારે હવે જવું અને આપે આપનો લેખ હાથમાં લેવો.

સર૦—તમે ક્યારે આવશો?

કુમુદ૦—સાધુજનો પ્રસાદ તૈયાર કરે છે તેમાં હું સહાયભૂત થઈશ ને સાયંકાળે આવીશ.

**સર૦**—સાયંકાળ પણ સૂચક ને દીપક છે.

કુમુદ૦—હું ઉઠવા જાઉંછું ને જતી જતી બેસુંછું. આપનો હાથ લાંબો થયોછે ને મ્હારો પાલવ તેમાં પકડાયો છે.

સર૦—અલકબ્હેન પાસે એ હાથને જે શક્તિયે પવિત્ર રાખ્યો તે આ-જ પણ રાખી શકશે.

કુમુદ૦—આપે આપની મેળે જ પાલવને છોડ્યો છે. મ્હારા કરતાં આપની સમર્થતા વિશેષ છે.

સર૦—પવિત્ર ર્‌હેવામાં પણ આપણું અદ્વૈત જ સહાયક છે.

કુમુદ૦—એ પણ સત્ય છે. પણ શું આપણે એવાં અનાથ અને ક્ષુદ્ર પામર પ્રાણી છીયે કે ઘડી ઘડી આમ આટલા પ્રયાસ કરીયે છીયે ત્યારે જ આમ વ્યવસ્થિત રહી શકીયે છીયે?

સર૦—સર્વ સુવ્યવસ્થાનો લાભ અહંકારના ત્યાગથી, દીર્ઘ સૂક્ષ્મ તપથી અત્યંત સાવધતાથી, અને સસિદ્ધસાધક બુદ્ધિપ્રયોગથી જ થાય છે. માન અને મદનો ત્યાગ કરી બુદ્ધિથી મુદિતાશયને માર્ગે પ્રવર્ત્તવું એવી મને દીક્ષા છે.

કુમુદ૦—તેની સિદ્ધિ અસ્તુ! હું આજ્ઞા માગું છું.

સર૦—જવાની ત્વરા જ છે?

કુમુદ૦—પોતાનો પણ વિશ્વાસ નહી ત્યાં ધર્મની ગતિ ત્વરિત કર્યા-થી જ લાભ છે.

સર૦—મ્હેં તમને દુઃખમાં નાંખ્યાં તેને સટે તમે મ્હારું કલ્યાણ સાધો છો.

કુમુદ૦—ને સાથે મ્હારું પણ સાધું છું.

સર૦—ઈશ્વર તેમાં સિદ્ધિ આપો.

---

## પ્રકરણ ૩૪.

### અર્જુનના વાયુરથ અને દાવાનળ.[1]

For, while the tired waves, slowly breaking,
Seem scarce one painful inch to gain,
Far back, through creek and inlet making,
Comes silent, flooding in, the main.

*Quotation.*

---

૧ પ્રકરણ ૧૧ થી આ પ્રકરણનો બોધ થશે.

કુન્તી— હા. પશ્ચિમ સાગર ઉપર તેઓ ફરે છે ને હનૂમાને ત્હારા પલંગ નીચે ગોઠવેલા યન્ત્રને બળે ક્રૌઞ્ચરન્ધ્ર ઉપર તેમની છાયાઓ પડે છે. બહુ રમ્ય મૂર્ત્તિઓ તેમની દેખાય છે.

પાઞ્ચાલી—ઓ મ્હારા કનિષ્ઠ પ્રાજ્ઞ સ્વામી સહદેવ! તમે ક્યારે આણી પાસ આવશો?

સહદેવની છાયા છેટે બોલી હોય ને તેનો પ્રતિધ્વનિ થયો હોય તેમ સંભળાયું.

"પાઞ્ચાલી! થોડા કાળમાં આપણો યોગ નિર્મેલો છે. જે શકુનિ મ્હારી ગોસંખ્યતામાં ભુલો પડાવે છે તેનો પ્રતીકાર કરવા હનૂમાને આ દેશમાં આ મ્હારી પ્રતિમા પાડી છે ને એ પ્રતિમામાં જીવ મુકવાની શક્તિ પ્રથમ ભગવાન્ ભૃગુપતિની છે, ને પછી હનૂમાનની છે. તું જુવે છે કે ત્હારા રાજભંડારના આય-વ્યયના ચિત્રની વચ્ચોવચ મ્હારી છાયા પડી છે—ને હનૂમાન મને પોતાના કપિલોકનાં "બજેટ" સાથે પ્રકટ કરે છે ને ત્હારી પ્રજા એ છાયા આગળ રમત રમતાં શીખે છે. પણ જ્યાં સુધી મ્હોટા ભાઈઓ ત્હારી પાસે આવી શકતા નથી ત્યાં સુધી મ્હારી ગતિ અશક્ય છે. બાકી આટલા આટલા મ્લેચ્છો ઉત્તરમાંથી આ દેશમાં આવી ગયા તેમાંથી કીયા નરે ત્હારી પ્રજા પાસે આ નાટકનો પડદો ઉંચો કર્યો છે? દેશી કે પરદેશી કીયા રાજાએ પોતાના રાજભંડારમાંના રથનાં ચક્રને, કે અશ્વને, કે સારથિને ત્હારી પ્રજાનો હાથ અડકવા સરખો દીધો છે? આજ સુધી આ ધર્મવિષયમાં જે ધર્મ ચલવવા કોઈ રાજાની આ ભૂમિમાં છાતી ચાલી નથી તે ચલવવા હનૂમાને કપિલોકને આટલે સુધી પ્રેર્યા છે તો એવો કાળ આવશે કે મ્હોટા ભાઈઓ અંહી આવશે તેની પાછળ હું પણ મ્હારે ક્રમે આવીશ ને મ્હારાં અનેક રૂપની છાયાઓ તને સ્પર્શવા લાગી છે, તેને સ્થાને આ શરીરે ત્હારા મન્દિરમાં યથાધર્મ વાસ કરીશ અને આપણી સ્થૂલ સૂક્ષ્મ પ્રીતિનાં ફળ આપણે ભોગવીશું! પાઞ્ચાલી! લાંબો વિયોગ વેઠ્યો છે પણ કુન્તીમાતાના આશ્રયથી તું તે વેઠી શકી છે. તો થોડી વધારે વેળા ધૈર્ય રાખ અને ત્હારા પ્રાજ્ઞ પતિ ન્હાના સહદેવનું ગણિત ત્હારા હૃદયમાં આશા પૂરો કે—

"[1]શાપાન્તો મે ભુજગશયનાદુત્થિતે શાર્ઙ્ગપાણૌ ।
શેષાન્માસાન્ ગમય ચતુરો લોચને મીલયિત્વા ॥"

---

૧. મેઘદૂત. "આપણો વિયોગ જે શાપથી થયેલો છે તેનો અવધિ નારાયણ શેષશાય્યા શેષ ઉપરથી જાગે ત્યાં સુધી છે. એ અવધિ ચારમાસ પછી સમાપ્ત છે - તે બાકી રહેલો કાળ આંખો મીચીને ગાળી નાંખ!"

આ વાક્ય પુરું થયું કે એ છાયા એક પાસે ખસી ગઈને સટે રૂપવાન સુન્દર નકુલની છાયા, પાઞ્ચાલીના પલંગ ઉપર આવી, એના હૃદય ઉપર પ્રસરવા લાગી ને એના કાનમાં પ્રથમ ગાવા ને પછી બોલવા લાગી.

"[1]पश्चावावां विरहगुणितं तं तमात्माभिलाषम् ।
निर्वेक्ष्यावः परिणतशरच्चन्द्रिकासु क्षपासु[1] ॥"

"મ્હારા મન્દિરમાં ત્હારા વાસને કાળે આપણે કેવી કેવી કળાઓથી રમતાં ! એ કાળ ફરી આવશે! બુદ્ધાવતાર પછીના કાળમાં આપણે આ દેશમાં કેટલો કાળ વિહાર કરેલો છે અને આજ સુધી એ વિહારનાં કેટલાં કેટલાં સ્થાન આ દેશમાં હજી મનુષ્યોને આશ્ચર્યમાં નાંખે છે? મુસલમાનોના કાળમાં પણ આપણે છેક વિયોગી રહેલાં નથી, ને આ યુગમાં તો ત્હારા પલંગ નીચે આપણા યોગને માટે કેટલી કેટલી રચનાઓ અને સામગ્રીઓ કરી મુકી છે તે તું નીચે ઉતરે ત્યારે જોજે. અરે ! હું ત્હારી પાસે તરત આવું ને કંઈ કંઈ અભિલાપ રચું ને પૂર્ણ કરું ! પણ શું કરું ? મ્હોટા ભાઈઓ આવે ત્યાં સુધી તો મ્હારા ચરણ ચાલે એમ નથી એટલું જ નથી પણ મ્હારા સહોદર ન્હાના સહદેવને પુછ્યા વિના, એને મુકીને, કે એનું કલ્યાણ થતા સુધી, હું એકલો ત્હારી પાસે આવી શકું એમ નથી! હાલ તો તું મ્હારી છાયાથી જ સંતોષ પામજે ને આપણા શૃંગારગૃહને માટે હનૂમાન જે જે ચિન્તાઓ કરે છે તેનું અનુમોદન કરજે ! ત્હારું સ્તન્યપાન કરવા એ આવે ત્યારે અકળાઈશ નહી, પણ સહદેવના આગમ માટે શી શી રચનાઓ કરવી તે ધીમે ધીમે હનૂમાનના કાનમાં સૂચવજે ! બાળક સહદેવના કલ્યાણ પછી જ મ્હારું કલ્યાણ સંભવશે. પાઞ્ચાલી ! મ્હારી પ્રીતિનો વિશ્વાસ છોડીશ નહી—હું બધા અસ્તાચલ ઉપર રાત્રિ દિવસ ફર્યા કરું છું પણ કુરુક્ષેત્ર ભણીથી હિમાલયનો પવન આવે છે તે વેળા—

"[2]आलिङ्ग्यन्ते गुणवति मया ते तुषाराद्रिवाताः ।
"पूर्वं स्पृष्टं किल यदि भवेदङ्गमेभिस्तवेति ॥"

---

૧. મેઘદૂતઃ "આ કાળ વીતશે તે પછી, વિરહથી ગુણિત થયલા—ગુણાકાર પામેલા—પેલા કંઈ કંઈ આપણા અભિલાષો છે તે સર્વ અભિલાષોને શરદની પૂર્ણિમાની પરિણામ પામેલી ચંદ્રિકામાં આપણે સિદ્ધ કરી—દમ્પતીરૂપે—ભોગવીશું !" ૨. મેઘદૂતઃ "ઓ ગુણવતી પ્રિયા ! હિમાલયમાંથી આવતા પવન પ્રથમ ત્હારા અંગનો સ્પર્શ કરીને આવ્યા હશે એવું જાણી હું તેમને આલિંગન દેઉં છું."

નકુલનો સ્વર બન્ધ પડ્યો, ન છાયા આગળ ચાલી. તેની સાથે પવનના ઝપાટા આવવા લાગ્યા ને વારણાવતીમાંના લાક્ષાગૃહમાંથી ચાર ભાઈઓને અને પાંચમી કુન્તીને ખભે લેઈ ભીમસેન પ્રાચીન કાળમાં દોડ્યો હતો ત્યારે જંઘાના વેગથી વાયુ જાતે ઝપટાતો તેવું ચારે પાસ અત્યારે થતું હોય તેમ લાગ્યું અને પાઞ્ચાલીનું ચિત્ત પ્રથમ આશાને અનુભવવા લાગ્યું. જોતા જોતામાં વેગવાળા પવનની ચીસો પેઠે ભીમસેનનો સ્વર આકાશમાં ગર્જવા લાગ્યો; ને એની પ્રચણ્ડ છાયા, સાગરના ત્રણે તીરથી, વાદળાં પેઠે, આવવા લાગી ને પાઞ્ચાલીના શરીરને પોતાના વીજળી જેવા તેજથી ન્હવરાવી છેક બ્રહ્મરંધ્ર સુધી વ્યાપીને ઉભી રહી ત્યારે જ એની ગર્જનાના અક્ષર સ્પષ્ટ સમજાવા માંડ્યા.

"પાઞ્ચાલી ! ત્હારી પ્રજાના હાથમાંથી શસ્ત્ર ગયાં છે તેથી તું બ્હીશ નહી ! તું જુવે છે કે અમો બધા ભાઈઓની પ્રવૃત્તિને પેલો અશ્વત્થામા નિષ્ફળ કરે છે ને જે શસ્ત્ર ત્હારા શત્રુઓ સામાં પ્રહરવાં જોઈએ તે અશ્વત્થામાની પ્રેરણાથી અમારા સામાં જ ઉપડે છે ! બાળક જ્યારે પોતાના જ પેટમાં તરવાર ખોસે ત્યારે તે લેઈ લેવા જેવી નથી ? સત્ય છે કે કપિલોકે પોતાના જ કલ્યાણને માટે ત્હારાં બાળકના હાથમાંથી તરવારો લેઈ લીધી છે, પણ એ કપિલોકને આપણા ધનુર્ધર અર્જુનના રથઉપર ધ્વજાઓને અને ઘોડાની લગામોને બેને ઝાલવાને પરમાત્માએ બેસાડ્યા છે ને આપણું કલ્યાણ તેના કલ્યાણમાં જ રાખ્યું છે તો દુષ્ટ અને ગાંડા અશ્વત્થામાના હાથમાંથી આ શસ્ત્ર લેઈ લીધાં સમજજે ને મિથ્યા શોક ન કરીશ ! આજ જે અવિશ્વાસનો વા વાય છે તે કાળે ત્હારી પ્રજાના હાથમાં શસ્ત્ર નથી તેમાં જ ત્હારું કલ્યાણ કેમ ન હોય ? આજ મ્હોટાં મસ્ત રાજ્યોની જાદવાસ્થળી થવાનો સંભવ છે ને સર્વ સુરાપાન કરનાર યાદવો લ્હડી મરશે તે કાળે સુરાનો મદ ચ્હડાવનાર શસ્ત્ર ત્હારી પ્રજાના હાથમાં નથી ને એ સુરાપાનમાંથી અને તેનાં ક્રૂર ફળમાંથી તને ને તેમને બચાવવાને માટે જ પરમાત્માએ આ યોગ કેમ ન આણ્યો હોય ? અને જ્યારે કપિલોકને પોતાને ત્હારા બળનો ખપ પડશે ત્યારે પણ એ બળનું સાધન આપ્યા વિના બેસી રહે એવા તેઓ મૂર્ખ નથી. પાઞ્ચાલી ! જે કલ્યાણકારક વાયુનો હું પુત્ર છું તે જ વાયુનો હનૂમાન પુત્ર છે અને તને વેદના ક્યાં ક્યાં થાય છે તે તે જાણવાને ને ત્હારા શત્રુઓની આશા નિષ્ફળ કરવાને હનૂમાન જાગે છે. તેને તું મ્હારો બન્ધુ જ ગણજે ! રામચંદ્રની સેનામાં કપિ ને રીંછ બે હતાં તે આજ

એશિયા ખંડની પૃથ્વીને વ્હેંચી લે છે, પણ જ્યારે તેમનાં યુદ્ધ થશે ત્યારે કપિલોક ત્હારા પુત્રો ઉપર વિશ્વાસ કરતાં શીખશે ને તેમનું મૂલ્ય જાણશે ને તેમને શસ્ત્ર અને અસ્ત્ર ઉભય પોતાની ગરજે આપશે. ત્હારા બીજા શત્રુ કોણ કોણ છે ? અશ્વત્થામા ? દુર્યોધન ? વાલી ? દુષ્કાળ ? પવન પેઠે સર્વવ્યાપી થઈ ઉડતા વ્યાધિયો ? જો, પાઞ્ચાલી ! હનુમાને તે સર્વને માટે પાંડવોની છાયાઓ ઉભી કરવા માંડી છે ને અમે સર્વ ભાઈઓ, વાદળાંની છાયાની પાછળ તેમના જળની વૃષ્ટિ થાય તેમ, અમારી છાયાઓની પાછળ આવવા માંડીશું.

" અશ્વત્થામાની સ્થિતિ શું ત્હારી પોતાની જ દયાનું પરિણામ નથી ? એનો માર્ગ પરમાત્મા ક્‌હાડશે. ત્હેં એનો ઘાત કરવાની ના કહી તે કાળે અર્જુન ને કૃષ્ણ બે જણે મળી એના મસ્તકનો મણિ ક્‌હાડી લેઈ એને જીવતો મુકયો તે શા સંકેતથી તે તો પરમાત્મા જાણે! પણ તે જ પરમાત્માનો વિશ્વાસ રાખી હવે આનો પણ કંઈ માર્ગ નીકળશે એવી શ્રદ્ધા રાખ. એની વાતમાં મ્હારા અભિપ્રાય પ્રમાણે થયું નથી. પણ આ દુર્યોધન દુષ્ટ થાય તો તેની જંઘા કુટવી એ મ્હારું કામ ખરું. પણ એકવારની શિક્ષાથી એ સુધર્યો નથી એમ નથી. મનસા એની પ્રકૃતિનાં બીજ નષ્ટ થયાં નથી, પણ એ બીજની સાથે તેનાં નિરોધક બીજ અને ધર્મરાજની મર્યાદા કંઈક ઉગવા લાગે છે ત્યાં લગી ધર્મરાજ મને મ્હારું પરાક્રમ દર્શાવવા દે એમ નથી. આ જ નિરોધને લીધે એનાં કર્મ ઉપર પણ એ જાતે કંઈક જાણ્યો અજાણ્યો નિરોધ રાખે છે ત્યાં સુધી એ ધર્મની જ આણમાં છે. બાકી માત્ર વાચા એ એવોને એવો છે ને તે એક રીતે સારું છે, કારણ એની વાણીનો પણ નિરોધ થાય તો એના મનનાં સત્વ તું દેખી ન શકે તો તું છેતરાઈ જાય. માટે તે બોલે છે તે તેને માટે ખોટું છે પણ ત્હારે અને ત્હારી પ્રજાને માટે સારી જ વાત છે. વાલી પણ દુર્યોધનનો બીજો અવતાર છે ને ત્હારી સેવા કરતાં પોતાની તારાની સેવાને પોતાનો ગુરુતર ધર્મ ગણીને પ્રવર્ત્તે છે તે પણ એક રીતે ધર્મ્ય છે. એ માર્ગ તને દુઃખકર છે, પણ કાલપરિપાકથી સુગ્રીવ ને ચકોરના જેવી એની બુદ્ધિ પણ થાય એવી છે માટે જ તારા ઉપરનો એનો પક્ષપાત ઈશ્વરને ક્ષમાયોગ્ય લાગતો હશે. દુષ્કાલ અને વ્યાધિયો ત્હારી સર્વ પ્રજાને સમયે સમયે અતિપીડા કરે છે ને ક્ષીણ કરે છે—પણ તું જાણે છે કે અશ્વત્થામાએ કરાવેલાં પાપનું પણ ફળ ધરે છે, પૃથ્વીથી ઉચકાય નહી એટલો ભાર થાય ને એનાં આપેલાં અન્નવસ્ત્રનો ભંડાર ખુટવા માંડે ત્યારે આ વસ્તીનો ભાર ઓછો કરવો તેમ આ

ભંડાર જેટલાં મનુષ્યોને પ્હોચી શકે એટલાં ને જ માટે રાખી બાકીની વસ્તીનો સંહાર કરવો એવો ઈશ્વરનો મર્મ પૂર્વના યોગીયો ને પશ્ચિમના અર્થશાસ્ત્રીયો સમજે છે ને તે માર્ગે કોઈને સંપન્ન અને કોઈને વિપન્ન કરવું ઈશ્વરને ગમે તો તે માર્ગ અયોગ્ય છે એવું સિદ્ધ કરવા કીયા માનવની બુદ્ધિ સમર્થ છે?

“ આવું છતાં મ્હારો બન્ધુ હનૂમાન ત્હારા આ શત્રુઓને વિષયે મ્હારા જેટલો જ જાગૃત રહેછે તે જો. દુષ્કાળ અને વ્યાધિયોને કાળે એની ચિન્તાઓનું, ઉજાગરાનું, અને શ્રમનું, સૂક્ષ્મ અવલોકન તું કરીશ તો તને દયા આવ્યા વિના નહી રહે. વાલી પેલા પશ્ચિમ દેશમાં રહી હનૂમાનને રામને નામ આજ્ઞાઓ કરે તો તેને વિષયે જાગૃત રહેવાને માટે હું હાલ એ દેશમાં ફર્યા કરું છું, કપિલોકનાં હૃદયને જાગૃત કરું છું, ને તારાની પોતાની ધર્મબુદ્ધિનું ને દયાનું પ્રોત્સાહન કરું છું.[1] ત્હારાં બાળકને મ્હેં આ દેશમાં આ જ કાર્યને માટે આકર્ષવા માંડ્યાં છે તે તું જાણે છે.[2] પૂર્વદેશ—જ્યાં તું અમારાથી વિયુક્ત થઈ આજ રોતી સુતી છે—એ આર્યોના પૂર્વ દેશમાં પણ વર્ત્તમાનપત્રો, કાન્ગ્રેસના સમાજ અને એવે અનેક રૂપે મ્હારી જાગૃતિની છાયાઓ સ્થળે સ્થળે ફરવા લાગી છે અને તે પણ હનૂમાનની ઈચ્છાથી જ થયું છે તે શું તું નથી જાણુતી? એ હનૂમાનનો અને સુગ્રીવનો સંયોગ કરાવી વાલીલોકપાસે જ ત્હારી પ્રજાને હનૂનાનના અમાત્યયૂથમાં મ્હેં અધિકાર અપાવ્યો[3] છે ને તેથી જ તે અમાત્યોને અનેક પ્રશ્નો[4] પુછી ત્હારા પુત્રો તેમને ઉંચાનીચા કરે છે એ પણ મ્હારી જ છાયા છે—માટે પાઞ્ચાલી ધૈર્ય રાખ ને આશ્વાસનને પામ. જ્યાં સુધી જ્યેષ્ઠબન્ધુ ધર્મનો અવતાર ત્હારે ત્યાં પ્રકટ થયો નથી ત્યાં સુધી હું જાતે તો શી રીતે આવું? ત્હારા સ્વયંવરમાં પ્રકટ પરાક્રમ કરનાર અર્જુન અને હું ધર્મરાજની પાછળ સાથે સાથે આવીશું—પણ હાલ તો મ્હારી છાયા જ!”

આ શબ્દ બંધ પડ્યો તેની સાથે ચારે પાસના પવનમાં, વૃષ્ટિની ધારાઓ પેઠે, દોરીયો લટકવા માંડી, વીંઝાવા લાગી, ને તે દોરીયોને સર્વ

---

૧. ઇંગ્લાંડમાં હીંદુસ્થાનને વિષયે જ્ઞાન અને સમભાવ ઉત્પન્ન કરવા ઈંડીયન કમીટી વગેરેના યત્નો વડે. ૨. આ દેશના દેશીઓ ઈંગ્લાંડમાં અને પાર્લૅમેંટમાં કેવળ દેશકલ્યાણને ઉદ્દેશી જવા લાગ્યા છે તે વિષયનો આ ધ્વનિ છે. ૩. હીંદુસ્થાનના ગવર્નર જનરલ લોર્ડ ડફરીનની સૂચનાથી ઈંગ્રેજ મહાશયોએ કાન્ગ્રેસની સ્થાપના કરી છે તે વિષયનો વિસ્તાર મદ્રાસમાં છપાયલા “Indian Politics” માં મી. ડબલ્યુ. સી. બોનેર્જીએ લખેલી પ્રસ્તાવનામાં આપેલો છે. ૪. નવા કાઉન્સીલ ઍક્ટથી. ૫. ઈંટર્પેલેશનના પ્રશ્નો.

દિશામાં ફરકનાર પવન મ્હણે પાસના સમુદ્રમાંથી વાવા લાગ્યો ને માત્ર હિમાલયે રોકેલી દિશામાંથી જણાયો નહી પણ હિમાલય સુધી જઈ તેનાં ક્રૌંચરન્ધ્ર જેવાં અનેક રન્ધ્રમાં પેંસવા લાગ્યો વાંસળીયોમાં પેંસી સ્વર કરતો હોય તેવા સ્વર કરવા લાગ્યો. આ પવનમાં ઝોલાં ખાતી અર્જુનના વાયુરથની દોરીઓ હનૂમાન ચારે પાસ કુદી કુદી પકડવા લાગ્યો ને પાઞ્ચાલીના પલંગ નીચે તેમ અન્યત્ર પોતે બાંધેલા તાર, તમ્બુ, અને બીજાં સર્વ યન્ત્રોના મર્મભાગ સાથે એ દોરીયોને બાંધવા લાગ્યો ને તેની ક્રિયાનું અનુમોદન કરતી વાયુરથમાંની અર્જુનમૂર્ત્તિ, રથમાંથી નીચી દૃષ્ટિ કરી, પાઞ્ચાલીની આંખો સાથે આંખો મેળવી કહેવા લાગી.

"પ્રિયા! હું હાલ પ્રવાસી છું, વરુણલોકમાં ને વાયુલોકમાં પર્યટણ કરું છું, પણ આપણો સમાગમ હવે પાસે છે. સર્વ દેશની સર્વ સમૃદ્ધિઓથી મ્હારો રથ ભરાય એટલી વાર ધૈર્ય રાખજે ને ત્હારા પલંગ નીચે હનૂમાનનાં સુકૃત્યની, ને મ્હારે ઉગી નીકળવાના ક્ષેત્રની, કૃપિલેખાઓ[1] જોઈ, મ્હારા ધ્વજસારથિ કપિરાજ ઉપર વિશ્વાસ રાખજે. દેશદેશથી જે સામગ્રીઓ હું ત્હારે માટે આ રથમાં એકઠી કરી સાચવી રાખું છું તેના સત્કાર માટે કુરુક્ષેત્રમાં જે રચનાઓ ને વ્યવસ્થા કરવાની તે હનૂમાન સારી રીતે જાણે છે, કારણ મ્હારી પ્રકૃતિનો તેને ઘણા કાળથી પરિચય છે.

"પાઞ્ચાલી! આ ચિરંજીવ અશ્વત્થામાથી પણ ત્રાસીશ નહી. અતિકૃપા કરી મ્હેં એનું મરણ નિવાર્યું; મ્હેં એનું શિર છેદવાની ના કહી; અને શ્રીકૃષ્ણ યોગેશ્વરે તેને ગાંડો કરી ચિરંજીવ રાખેલો છે તે શું નિરર્થક છે?

"There is a method in his madness which time and effort only will unravel, and then shall dawn before the civilization of these days the wonders we had sown in our honey-moon days! His madness will, in the fulness of time, burst like a volcano and pour over this boasting age the contents of that unquenched genius which has been burning all along beneath the surface of this man's madness. Progress will then be lifted up for ever.

---

૧. હળ કરવાથી ખેતરમાં પડેલી રેખાઓ.

"પાઞ્ચાલી ! હું હાલ ત્હારી પાસે આવી શકતો નથી —મ્હારો પ્રવાસ હજી આટોપાયો નથી ! કામ બહુ છે ને વેળા ઓછી છે—ને —ને— જ્યેષ્ઠ બન્ધુ ધર્મરાજાના અને ભીમના પ્હેલો હું ત્હારી પાસે શી રીતે આવું ? મને પામવાને તરત તો ત્હારા પુત્રોને સમુદ્રમાં ચરવા મોકલ. इन्द्र इच्चरतः सखा[1]। મ્હારા પિતા ઇન્દ્ર હરનાર ફરનારના મિત્ર છે—બેસી રહેનારના નથી—એવું શ્રુતિ વચન છે—ને પાઞ્ચાલી ! એ શ્રુતિની તું દાયાદ છે ! ને એ શ્રૌત ઇન્દ્રનો હું પુત્ર છું, એ પિતાનાં અંગમાત્રમાંથી ઉત્પન્ન છું, એના હૃદયમાંથી જાયેલો છું, પુત્ર નામે હું એનો આત્મા જ છું ! કલિયુગરૂપે ત્હારી પ્રજા સુઈ રહી છે તેને બેઠી કર, ઉભી કર, હરતી ફરતી કર !—અને ફરશે ત્યાં કૃતયુગને—સત્યયુગને—પામશે એવો મ્હારા પિતાએ રોહિતને[2] ઉપદેશ કરેલો છે તે ત્હારી પ્રજાને માટે જ છે!— તે સફળ થશે જ !—તે કાળ આવે ત્યાં સુધી તો—મને અવકાશ નથી— કામ બહુ છે ને વેળા ઓછી છે ! ત્યાં સુધી વિયોગ જ !—પણ ધૈર્ય રાખજે—જાગૃત થજે—પૂર્વે ત્હારી કન્યાવસ્થામાં ત્હારા સ્વયંવરમાં જેણે તને મેળવી હતી તે હવે દીર્ઘકાળ સુધી તને સુની નહી મુકે !"

આ શબ્દ બન્ધ પડ્યો પણ વાયુરથનો વાયુ ચાલતો જ રહ્યો. તેવામાં ક્રૌંચરન્ધ્ર ઉપર આવીને ધર્મરાજની કેવળ છાયા નહી પણ મૂર્ત્તિ જ આવીને ઉભી ને અર્જુનના રથને સ્થિર રાખી તેની દોરીયોને રાજદંડ પેઠે ઝાલી ઉભી રહી તેની સાથે મુકુટધર ધર્મનો સ્વર તે દોરીયોના તારમાં વીજળીના ધક્કા પેઠે ગયો ને ચમકવા લાગ્યો.

"પાઞ્ચાલી ! ચારે ભાઈઓનું અંહી આવવું મ્હારા આવવા ઉપર "આધાર રાખે છે ને મ્હારું આવવું મ્હારા હાથમાં છે એ સત્ય છે, પણ "મ્હારા હાથપગ મ્હારા હૃદયના સૂત્રધારની ઇચ્છાનુસાર ચાલે છે તેનો "તને અનુભવ ક્યાં નથી ? મ્હારી ત્હારી પ્રીતિ આપણા ધર્મસહ- "ચારમાં જ છે, ને તે પ્રમાણે સહચાર ન થઈ શક્યો ત્યારે જેવી રીતે "આ ચાર બન્ધુઓને મુક્યા તેમ જ તને પણ હિમાલયમાં પડેલી "મુકી હું આગળ ચાલ્યો ગયો છું. મ્હેં તને આપણા વનવાસસમયે "સ્પષ્ટ કહેલું હતું કે ધર્મને માટે હું ત્હારો પણ ત્યાગ કરું—તે "ત્યાગ કરવાનો મ્હારે પ્રસંગ આવ્યો ત્યારે મ્હેં તને ત્યજી. એ "જ ધર્મથી હું ત્હારી પાસે તરત આવી શકતો નથી. ત્હારી

---

૧. "ઇન્દ્ર ચરનારનો સખા છે !" પ્રકરણ ૩૪ ને મથાળેના શ્લોક.
૨. મહાભારત, વનપર્વ.

"પ્રજાને અશ્વત્થામાએ ભ્રષ્ટ કરી છે—તે મ્હારા સંસર્ગની
"અધિકારી નથી. તું પુછીશ કે હું કીયો ધર્મ છું? તું પુછીશ કે અ-
"શ્વત્થામા ભ્રષ્ટ કેમ અને અનેક મ્લેચ્છોના દેશોનો પ્રવાસી હું ધર્મરૂપ
"કેમ? તો સાંભળી લે. આ શરીર યમરાજના તેજથી જન્મ પામેલું છે;
"યશસ્વી પાણ્ડુમહારાજના રાજ્યનું દાયાદ થયલું છે; વ્યાસમહાત્મા,
"કૃષ્ણ પરમાત્મા, ભીષ્મ પિતામહ, અને ઋષિમુનિયોના ઉપદેશનું
"ધારક થયેલું છે. એ જ પરમાત્માએ બુદ્ધાવતાર ધર્યો ત્યારે મને
"પોતાના હૃદયમાં રાખી સંસારને સંસ્કારી કર્યો. તેમનાં હૃદયમાં
"ઉગેલાં પુષ્પોનો પરાગ લેઈ હું બાખડીના ઝરથોસ્ત અને જેરૂસલમ
"નગરના બ્રહ્મર્ષિ—અવતારના રચેલા ઉદ્યાનોમાં પવન પેઠે અદૃશ્ય પણ
"સફલ આવાસ કરી રહ્યો. મ્હારા મુખ આગળ ત્યાં પણ સામો અ-
"શ્વત્થામા આવી ઉભો. ત્યાર પછી હું આરબ લોકના દેશમાં થોડો કાળ
"ગયો ને ત્યાં પણ અશ્વત્થામા વધારે રૌદ્રરૂપ ધરી આવ્યો એટલે હું ત્યાંથી
"પણ નીકળ્યો. યુરોપના અને અમેરિકાના અગ્રણી લોકે સ્વબુદ્ધિબળથી
"અશ્વત્થામાને હાંકી કહાડ્યો અમે હું ત્યાં પાછો નવીન રૂપે ગયો તે ત્યાં ફરું
"છું. મ્હેં હવે સર્વ ધરતીને જોઈ લીધી છે, ને હાલના પ્રયાણમાં અમે પાંચે
"ભાઈઓ એકઠા છીયે તેથી અમે અનેક રીતે સંસિદ્ધ થઈ નિર્ભય વિચરીયે
"છીયે. પણ એ સર્વ વિરોચનનો અને બલિરાજાનો પ્રદેશ છે ને યદ્યપિ
"અહંતાનો ત્યાગ તે કરી શક્યો છે તોપણ એથી વધારે દુસ્તર મમતાનો
"ત્યાગ તેનાથી થઈ શકતો નથી. કાળ આવ્યે તે પણ થશે. પાઞ્ચાલી!
"પણ એ દેશની ધર્મસંપત્તિઓ સ્થૂલ છે ને સૂક્ષ્મ નથી, ત્યારે ત્હારી પાસે
"હાલ સ્થૂલ કે સૂક્ષ્મ બેમાંનું કાંઈ નથી. હું ત્હારી પાસે કેવી રીતે આવું?

"કપિલોક તેમના યૂથથી પરોક્ષ હોય, દૂર હોય, તો પણ યૂથપતિના
"શાસનની નિયન્ત્રણામાં તેમનાં હૃદય રૂહે છે ને તેમનો યૂથપતિ જાણે છે કે
"ક્ષુદ્રમાં ક્ષુદ્ર, દૂરમાં દૂર, અને મત્તમાં મત્ત કપિ તેનાં શાસનને સ્વીકારશે.
"England expects every man to do his *duty*. તમારે ત્યાં
"ઐક્યવાળાં યૂથ નથી, અને એવાં યૂથ થવાં ને ટકવાં કઠણ છે, તો પછી
"યૂથ-પતિની તો વાત જ શી? શાસનનિયન્ત્રણા[1] વિના વ્યવસ્થા નથી ને
"વ્યવસ્થા વિના ધર્મ નથી. તમારે ત્યાં તેમાંનું કાંઈ નથી તો ત્હારી પાસે
"હું કેવી રીતે આવું? Let India's sons learn too to know
"their duty and to do it."

---

૧. Discipline.

" પણ ત્હારે નિરાશ થવાનું કારણ નથી. ત્હારી આશા ને નિરાશા
" થોડી થોડી ત્હારા હાથમાં છે. અનેક અનુભવથી બંધાયલા પિતામહના
" સૂક્ષ્મ ઉપદેશ સંભળાવે એવા પિતામહના જડ થયલા શરીરને સચેતન
" કરવાના માર્ગ લે અને આજ સુધીના ત્હારા ને સર્વ સંસારના ઇતિહાસથી
" એ શરીરને પુષ્ટ કરી તેનાથી ઉપદેશ લેવાને સમર્થ ત્હારા પુત્રોમાંથી
" એક નીકળશે તો તેવા બીજા અનેક પુત્રો સમર્થ થશે ને ઉપદેશ લેશે.
" શ્રીકૃષ્ણે યુદ્ધનો ત્યાગ ન કરવાનું અર્જુનને સમજાવ્યું ત્યારે આ દેશમાં
" અશ્વત્થામાએ જ્ઞાનનું ફળ ઐહિક ધર્મમાત્રનો ત્યાગ કરવામાં જ સમજાવ્યું
" છે!--અને ધર્મના શરીરમાં કોઇક અન્ય જીવને જ વસાવ્યો છે! પાઞ્ચા-
" લી ! અહંતા ને મમતાનો નાશ થાય ને તેમના નાશથી કૃતકૃત્યતા આ-
" વિર્ભાવ પામે તે રજોગુણનો નાશ છે ને તે યોગ્ય છે; પણ એ નિમિત્તે
" લોકસંગ્રહની નિષ્કામક્રિયાઓમાંથી નિવૃત્ત થવું એ તો સાત્ત્વિક વૃત્તિને
" સ્થાને તામસી તન્દ્રાનો જ વિકાસ ગણી લેવો. એ વિકાસ નથી ઇચ્છયો
" વ્યાસે, નથી ઇચ્છયો કૃષ્ણે, ને નથી ઇચ્છયો રામે કે જનકે. એ વિકા-
" સનો આવિર્ભાવ આ દેશમાં છે ત્યાં સુધી ધર્મનાં બીજ ઉપર ભૂમિમાં પડે
" છે, સાધુઓના સનાતન ધર્મને સ્થાને જડ પદાર્થોના આલસ્યધર્મ પ્રકટ
" થાય છે, અને અશ્વત્ત્થામાના વિકાસને માટે અનુકૂળતા થઈ જાય છે. અ-
" લક્ષ્ય પરમાત્માની ઇચ્છાથી આ લક્ષ્ય સ્વરૂપનો સમારંભ જામી રહેલો
" છે તેમાં કેવળ સત્યનો ધર્મ નથી પણ સત્ય અને ઋતનો સમાગમ જ
" ધર્મરૂપ છે. એ ઋતચક્રમાં ફરવું અને એ ઋતચક્રનો પ્રજાપતિ જે
" પ્રવાહમાં પાડે તેના ધર્મને જાણી લેવા અને સ્વીકારવા એ જ મહા-
" બુદ્ધિનું લક્ષણ છે તે આ પાસે ઉભેલા નવા બાળકની દીક્ષાથી એને
" આ દેશના જ ધર્મે સમજાવેલું છે તે ત્હારી પ્રજા સમજી નથી.

" ઋતનો મર્મ પશ્ચિમ દેશ સમજે છે; ત્હારી પ્રજા ઉકતકાળે સમજતી
" હતી પણ હવે ભુલી ગઈ છે. નિત્ય સત્યનો મર્મ પશ્ચિમ સમજ્યો
" નથી ને આ દેશ સમજ્યો હતો ને હાલ કંઇક સમજતો હશે.—તેથી
" જ મ્હારો આ દેશને માટે પક્ષપાત છે, પણ પશ્ચિમ જે ઋત સમજે
" છે તેનું આ દેશને વિસ્મરણ છે—તેમાં આ દેશનો પ્રમાદ છે; માટે
" ધર્મનું બીજ મરુસ્થળમાં પડ્યું છે. ત્યાં હું ઉગું શી રીતે ?

" પાઞ્ચાલી ! આ દેશના પ્રત્યગ્દર્શી મહાત્માઓએ મ્હારું જે
" તત્ત્વ અને સત્વ સુદૃષ્ટ કરેલું છે તેનું પશ્ચિમને સ્વપ્ન નથી, ને એ મહા-

---

૧. સરસ્વતીચંદ્ર.

" ત્માઓએ મ્હારો જન્મ યમરાજના તેજમાંથી જોયો છે તે કપિલોક
" સમજતા નથી. તે કપિલોક પાસેથી ત્હારે અમ ભાઈઓના કલ્યાણની
" વ્યવસ્થાઓ અને ઋત ધર્મ શીખવાનો છે તો ત્હારે પણ **તારારાણીને**
" અનેકધા શીખવવાનું છે. તને શીખવવાનું તે **તારા** જાણે છે; પણ દીર્ઘ મૂ-
" ર્છાને બળે, ત્હારા મહાત્માઓયે તને શીખવેલું, ત્હારે શીખવાનું, તું જાણતી
" નથી તે જાણ, અને પરસ્પરનું ઉદ્‌બોધન કરાવી કપિલોકનું અને અંહીના
" આર્યોનું કલ્યાણ કર—એ ત્હારો ધર્મ છે. તે ધર્મનો આચાર પરિ-
" પાક પામશે ત્યારે આ કુરુક્ષેત્રરૂપ ધર્મક્ષેત્રની તટભૂમિમાંથી આ ક્ષેત્રમાં
" જ પ્રવેશ પામવા જેટલું અન્ન અને સામર્થ્ય મ્હારું શરીર પામશે
" અને તે પછી જ આપણે પરસ્પરયોગનાં અધિકારી થઈશું. આ ક્રૌ-
" ચરન્ધ્રથી થોડે છેટે અનેક નદીઓ નીકળે છે તેમ અનેક ઉપદેશમાંથી હું
" પોષિત થયો છું. પણ તે સર્વ નદીઓને લેઈ સિન્ધુ અને ગંગા સમુદ્રનો
" યોગ પામે છે તેવો યોગ મ્હારું શરીર પામશે ત્યારે હું તને કહી
" શકીશ કે **પાઞ્ચાલી** ! "હું દ્યૌ ને તું પૃથ્વી !" મ્હારા ઉપર પ્રીતિ હોય
" તો આ ત્હારા હાથની વાત આ દેશમાં ઉત્પન્ન કરવાની તે તને દર્શાવી.
" આ દેશમાં જન્મેલો હું ધર્મ સંપૂર્ણ કળાથી પાશ્ચાત્ય જગતમાં સંભૃ-
" ત થઈશ ને મ્હારા સાંપ્રત સ્વરૂપનાં આ કાળનાં સર્વ કલંક નષ્ટ થશે,
" ત્યારે **પાઞ્ચાલીની** આંખોની કીકીયો તેના પ્રકાશથી ચળકવા ને ચ-
" મકવા માંડશે ને એ આંખોમાં પ્હોચેલો એ પ્રકાશ, મ્હારી **પાઞ્ચાલી!**
" ત્હારી હૃદયવેદીમાં અખંડ જ્વલમાન રહેલા અનાદિ અગ્નિ સાથે સમા-
" ગમ પામશે !—ત્યારે-ત્યારે-ત્હારાં સર્વ અંગમાં ત્હારો અન્તરાત્મા સર્વ
" મહાયજ્ઞોને માટે અનેક જ્વાલાઓથી ભભુકી ઉઠશે ! **પાઞ્ચાલી** ! ત્હારા
" હાથની વાત તને સમજાવી અને ઈશ્વરના હાથની વાત પણ સમજાવી.

" **પાઞ્ચાલી** ! હવે હું પશ્ચિમ દેશોમાં એવે રૂપે ઉભો થયો છું કે
" આસ્તિક અને નાસ્તિક સર્વ લોક મ્હારું સ્વરૂપ જોઈ શકે છે ને મ્હારી
" આજ્ઞા તે સર્વના હૃદયોમાં વર્ત્તે છે. સર્વ દેશના અનુભવનું માખણ
" વલોવી કહાડી આ પરિણામ મ્હેં આણ્યું છે; ધર્મ આ દેશમાં જ

---

૧. Meanwhile the idea of a school should be borne in mind in every branch of the administration, civil and judicial, and especially in the foreign or political department. A British officer at an Asiatic court is often the one solitary representative of civilization and progress; and this feeble light ought to be fed, strengthened, and kept constantly burning like the fire of the Vestal virgins.

*Talboys Wheeler.*

"સમાઈ બેસી રહેતો નથી એવું સિદ્ધ કરવા હું હીમાલયની પેલી
"પાર પ્રવાસે નીકળ્યો તેથી આ પરાક્રમ કરી શકયો.

"પાઞ્ચાલી! અરણ્યોમાં ને નગરોમાં, રંક લોકનાં ઝુંપડાંઓમાં ને
"રાજાઓના મ્હેલમાં, વીરલોકનાં અસ્ત્રોમાં અને વ્યાપારીયોના વ્યવ-
"હારમાં, મહાત્માઓનાં ચરિતમાં ને બાલકના વિનોદમાં, ત્યાગીના
"ત્યાગમાં ને કામીના ભોગમાં, હૃદયમાં તેમ જિવ્હા ઉપર, જ્ઞાનેન્દ્રિ-
"યોમાં તેમ કર્મેન્દ્રિયોમાં, પુરુષોમાં તેમ સ્ત્રીયોમાં, આસ્તિકોમાં તેમ
"નાસ્તિકોમાં, જ્યારે એવું ચારિત્ર્ય સ્ફુરે કે તેથી તેના ચરનારના
"સૂક્ષ્મ શરીરની સંસિદ્ધિ થાય, સમીપસ્થ દેશનું કલ્યાણ થાય, અને
"દૂરતમ લોકનું પણ અહિત ન થાય:—ત્યારે એ ચારિત્ર્યમાં તું મ્હારા
"શુદ્ધ સ્વરૂપને જોજે. આવા ચારિત્ર્યના પોષણથી વ્યક્તિની, દેશની,
"અને લોકમાત્રની સુવ્યવસ્થા છે. એ વ્યવસ્થાના ધર્મ ઈશ્વરને પો-
"તાની પૂજાના કરતાં વધારે પ્રિય છે, અને પોતાની ભક્તિના કરતાં
"વધારે ઇષ્ટ છે. પોતાના સાક્ષાત્કાર કરતાં આ ધર્મમાં ઇશ્વર કોઈ
"રીતની ન્યૂનતા જોતા જ નથી, પણ પરમાત્માના સાક્ષાત્કારનું તેમ
"સાયુજ્યનું પ્રધાન લક્ષણ આ ધર્મના ઉદયથી જ ગોચર થાય છે.
"સર્વ દેશોમાં સર્વ કાળમાં થયલા સર્વ અવતારોના ઉપદેશમાંથી આ દોહન
"મ્હેં ક્‌હાડ્યું છે. સર્વ ઉપનિષદોનું દોહન કરનારે જેને બ્રાહ્મી સ્થિતિ
"કહી હતી[1], જેને માટે પ્રસાદાત્મક નિસ્ત્રૈગુણ્ય વ્યવસાયાત્મક બુદ્ધિથી
"જ પર્યાપ્તિ છે[2], જેને માટે વેદવાદની પુષ્પિત વાણીને ગીતામાં ભગ-
"વાન્ પોતે અપર્યાપ્ત ગણે છે[3], જેને માટે એ ભગવાને પોતે બુદ્ધ થઈ
"વેદ અને બ્રાહ્મણોના અધર્મમાર્ગને દૂર કર્યા, જેને લીધે પશ્ચિમના
"લોક આજના સંસારમાં વ્યવસ્થાનું પોષણ કરી શકે છે, જેના
"યોગને "કર્મમાં કૌશલ" ક્‌હેલું છે[4]: એ જ ધર્મ મ્હારો આત્મા છે ને
"એ જ આત્માના તેજથી મ્હારું આ બ્રાહ્મી સ્થિતિવાળું શરીર તું જુવે
"છે. એ ધર્મ જ્યારે ત્હારા બ્રાહ્મણો જોશે ત્યારે હું ત્હારી પાસે આવીશ,
"ને ત્યાં સુધી તો એ બ્રાહ્મ યુગને આણવાને સંસારચક્રને ફેરવનાર પ-
"રમાત્મા ત્હારી સંભાળ લેશે—અને તે પણ તું તે સંભાળની અધિ-
"કારિણી હઈશ તો!

"ક્ષત્રિયાણી! રખે તું ત્હારા અસહ્ય દુઃખથી ત્રાસી અકર્ત્તવ્ય કરતી!
"દુઃખથી તું ડરીશ નહી, ભયથી છળીશ નહી, સુખથી ફુલીશ નહી!

---

૧. ગીતા. ૨. ગીતા. ૩. ગીતા. ૪. ગીતા.

"સુખ, દુઃખ અને ભયની ત્રિપુટી પાસે તને સંસિદ્ધ કરાવે એવા ચમકારા
"કરનારી વીજળી ત્હારા સર્વાંગમાં ગૂઢ છે. તે કાળપરિપાકે આપણો યોગ
"કરાવશે! અમર કુન્તીમાતા પ્રવાસે ન નીકળતાં ત્હારી પાસે અનેક યુ-
"ગથી બેઠાં છે તે તને અસ્તકાળે પણ ઉત્સાહ આપશે!"

"સૂક્ષ્મતમ યન્ત્રમાંથી ઉત્પન્ન થયલી રાજપુત્રી! પૂર્વે તને કહેલું હતું તે જ
"સ્વરૂપ આજ મ્હારું છે! તે સ્મરણમાં આણી મ્હારી છાયાનું ત્હારા હૃદ-
"યમાં પોષણ કરજે! હું ક્રિયાહીન શુષ્કજ્ઞાન નથી, જ્ઞાનહીન કર્મ નથી;
"નીતિહીન ભક્તિ નથી, કેવળ પરલોકવાચક ક્રિયા નથી, કેવળ ફલાન્વેષી
"નીતિ નથી; પૃથ્વીની માટી ને આકાશના જળ જેવાં ઐહિક આમુ-
"ત્રિક જ્ઞાનમાંથી પ્રકટ થયલા નીતિવૃક્ષ ઉપર હું પુષ્પ પેઠે ઉદય પામું છું,
"ને મ્હારી પાછળ ફળ પેઠે અર્જુનની ક્રિયા પ્રકટ થાય છે. એ ક્રિયાનું
"કારણરૂપ **કર્ત્તવ્યતાભાન** તે હું છું.

"I am Duty incarnate and, neither more, nor less! "Born in this sacred land, fed and nourished with its "best fruits, but self-developed and matured and en-"lightened by travelling through the space and time "outside our nativity! Gone but to return when "thou shalt shake off thy sleep and want me in the "heart of thy heart! And not till then! Sleep on, my "love, but hear the ditty I whispered in thy ears in "the hour of our love, and dream of it!—dream "on!—until it fills thy Soul!

"नाहं कर्मफलान्वेषी राजपुत्रि चराम्युत ।
"ददामि देयमित्येव यजे यष्टव्यमित्युत ॥
"अस्तु वात्र फलं मा वा कर्त्तव्यं पुरुषेण यत् ।
"गृहे वा वसता कृष्णे यथाशक्ति करोमि तत् ॥
"धर्म एव मनः कृष्णे स्वभावाच्चैव मे धृतम् ।
"धर्मवाणिज्यको हीनो जघन्यो धर्मवादिनाम् ॥
"न धर्मफलमाप्नोति यो धर्मं दोग्धुमिच्छति ।
"यश्चैनं शङ्कते कृत्वा नास्तिक्यात्पापचेतनः ॥
"एते हि धर्ममेवार्दा वर्णयन्ति सदानघे ।
"कर्त्तव्यममरप्रख्याः प्रत्यक्षागमबुद्धयः ॥[1]"

1 વનપર્વ.

આટલી વાણી વાયુરથની દોરીયોમાંથી નીકળી રહી તેની સાથે ધર્મ-રાજાનું મુખ આકાશમાં ચન્દ્રની પેઠે અને ચન્દ્રની જોડે જ પાઞ્ચાલીના મુખચન્દ્ર ઉપર લટકી રહ્યું; આની સાથે ચારે દિશામાં બીજા ચારે ભાઈઓનાં મુખ પણ ચાર ચન્દ્ર જેવાં પ્રકાશવા લાગ્યાં ને સાતમું પાઞ્ચાલીનું પોતાનું મુખ આકાશ અને પૃથ્વીના મધ્ય ભાગે ચળકવા લાગ્યું: કુરુક્ષેત્રનો દેખાવ આ સર્વના સમાગમથી કંઈ નવીન દિવ્ય રમણીયતા ધરવા લાગ્યો. સાતે ચન્દ્રના શાંત પ્રકાશથી રાત્રિમાં અને પૃથ્વીમાં અપૂર્વ શાન્તિ પ્રસરી રહી. ચોપાસનો પવન શાંત થઈ ગયો. દૂરનો ત્રણ પાસનો મહાસાગર શાન્ત સરોવર જેવો થઈ આ સમૃદ્ધ આકાશનું પ્રતિબિમ્બ પોતાના આખા વિસ્તારમાં લેવા લાગ્યો. હનૂમાન પાઞ્ચાલીની એક પાસ હાથ જોડીને ઉભો ને અશ્વત્થામા પણ ડાહ્યો થઈ બીજી પાસ ઉભો, ને આકાશમાં સ્વર સંભળાવા લાગ્યો.

"પાણ્ડવો! ઉભા રહો ને ત્રિકાલદર્શી વ્યાસમુનિએ કાબે લુટેલા અર્જુ-
"નનું આશ્વાસન કરતી વેળા તમારી સંસિદ્ધિ દર્શાવી અર્જુનને કહ્યું હતું કે
"તમે ભાઈઓ હાલ સંસિદ્ધ થયાછો તો તમારે જવું જ ઉત્તમ છે, ને
"પાછો કાળ આવશે ત્યારે અર્જુનનાં ગયેલાં અસ્ત્ર પોતાની મેળે એના
"હાથમાં આવશે! આ સત્ય પડવાની વેળા ચાલી ચાલી આવેછે તે જુવો!"

આ સ્વર સાંભળતાં પલંગપર સુતી સુતી પાઞ્ચાલી હાથ જોડી હૃદયમાં સ્તવન કરવા લાગી અને વૃદ્ધ કુન્તી એને માથે અને છાતીએ હાથ ફેરવતી સામી દિશામાં જોવા લાગી ને આવેશથી, ઉત્સાહથી ને આનંદથી, ઉછળતી કહેવા લાગી: "વત્સા! ઉઠ-ઉઠ-ને-આ આપણા પુણ્ય દૈવતની ઝાંખી કરી લે!

" કરથકી ગયાં શસ્ત્ર તો ભલે!
" ગૃહથકી જશે લક્ષ્મી તો ભલે!

---

१. कृतकृत्यांश्च वो मन्ये संसिद्धान् कुरुपुङ्गव ।
गमनं प्राप्तकालं च इदं श्रेयस्करं विभो ॥
एवं बुद्धिश्च तेजश्च प्रतिपत्तिश्च भारत ।
भवन्ति भवकालेषु विपद्यन्ते विपर्यये ॥
कालो हि बलवान् भूत्वा पुनर्भवति दुर्बलः ।
स एवेशश्च भूत्वा हि परैराज्ञाप्यते पुनः ॥
कृतकृत्यानि चास्त्राणि गतान्यद्य यथागतम् ।
पुनरेष्यन्ति ते हस्तं यदा कालो भविष्यति ॥
મહાભારત—મૌસલપર્વ.

"કુરુભૂમિ વીશે સર્વ તે વૃથા !
"સમરનો સારથિ શસ્ત્રહીન ત્યાં !
"મુક તું મોહને ! લે ઉમંગને !
"હરિ ચિરંજીવી એ જુવે તને !
"પટકુળો લઈ એ ઉભા હજી;
"ધર ચમત્કૃતિ બુદ્ધિની નવી !"

એવામાં પૃથ્વી પર ચરણ મુક્યા વિના વાદળાંની જાજમ ઉપર કોઈ ભવ્ય દિવ્ય દેવની મૂર્ત્તિ ચાલી આવતી જણાઈ. તેને જોતો જોતો સરસ્વતીચન્દ્ર કુમુદના કાનમાં ધીમે સ્વરે કહેવા લાગ્યો.

"કુમુદ ! સર્વ ચિરંજીવોના સૂત્રધાર ચિરંજીવ ભૃગુપતિ દયાળુ ગમ્ભીર વેશે આવે છે તેને હૃદયમાંથી પ્રણામ કરજે ! આપણી સર્વ નિરાશામાં આશા મુકવાનું સામર્થ્ય એક એ મહાત્મામાં જ છે !"

"We are now in the all-hallowing presence of that almighty Spirit of Harmony, whom Shelley hailed as the Life of Life ! પરમ જ્યોતિનો બ્રાહ્મણાવતાર તે આ જ !"

પળ વારમાં પરશુરામની તેજોમયી મૂર્ત્તિ, સર્વ ચન્દ્રને ઉંચા કરતી પાઞ્ચાલીની પાસે આવી અદ્ધર ઉભી; થોડી વાર પાઞ્ચાલીની આંખો ઉપર અને કમ્પતા હૃદય ઉપર અમીદૃષ્ટિ કરી ઉભી રહી; અને અન્તે એના ધીર ગમ્ભીર અક્ષર—એના દાંતનાં કિરણ પેઠે—જગતમાં પ્રસરવા લાગ્યાં.

"I am much more than all that, my little children !

"પાઞ્ચાલી ! જે સર્વવ્યાપિ એક સત્ત્વ, આ દશે દિશાઓમાં વ્યાપતાં અને તરવરતાં અસંખ્ય બ્રહ્માણ્ડોમાં, સ્ફુરે છે તેની છાયા તારી પાસે ઉભેલી તું દેખે છે તેને—મને—જોઈને તું શાંત થા. જે અજર અજર અમર શાશ્વત તેજોમય પટ જેવો પુરુષ અનંત કાળને વ્યાપીને સ્થાણુરૂપે ઉભો છે તેના તન્તુને તું અત્યારે સ્પર્શે છે. તું કોઈ રીતે ભીતિ રાખીશ નહીં ! આ દેશમાં ધર્મ પાછો આવશે ને તેની પાછળ તેના સર્વ બન્ધુઓ આવશે ! હું તેમની ગતિનો સૂત્રધાર ત્હારા આશાતન્તુને તુટતા અટકાવવા આ દિવ્ય મુહૂર્ત્તમાં તને પ્રત્યક્ષ થાઉં છું.

"હું ધર્મની આશા છું; ઋતનો સૂત્રધાર છું; સત્યનું સ્વરૂપ છું; અને " એ ત્રણેની વ્યવસ્થાના માર્ગનું અધિષ્ઠાન છું. કુરુક્ષેત્રમાં જેણે અર્જુનનું

"સારથિપણું કર્યું હતું તેનો જ હું વૃદ્ધ અવતાર છું, ને અર્જુનના વાયુ-
"રથની ગતિ અને આ ચન્દ્રમાળાની વિભૂતિ તને દર્શાવવા આવ્યો છું.
"ત્હારા સ્વયંવરમાં અર્જુનનો સૂચક થનાર, કૌરવસભામાં ત્હારાં ચીર
"પુરનાર, અને પાણ્ડવોના વિજયનો સારથિ—તે હું જ હતો અને છું !
"માટે આશા ધર ! જેને આવી સૂક્ષ્મ સુન્દરતા અને આવું આયુષ્ય મ્હેં
"આપ્યાં છે તે મ્હારો પ્રસાદ નિષ્ફળ ન થાય માટે હું ચિરંજીવરૂપે આ
"ક્ષેત્રમાં અનેક યુગો થયાં વસું છું ! પાઞ્ચાલી ! આશાના ઉદયને
"પ્રત્યક્ષ કર !

"આ અશ્વત્થામાને જોઈ તું ગભરાઈશ નહી. કુરુક્ષેત્રમાં અનેક
"રણ–સંગ્રામ થયા છે, પણ મહાભારતના સંગ્રામોમાં જેવા વીરો હતા તેવા
"પાછળથી નથી આવ્યા. એ સંગ્રામમાં આ ક્ષેત્રનું પૈતામહક જ્યોતિ
"અસ્ત થયું તેને બાણશય્યા પર સુતેલું ગંગાએ જાળવી રાખ્યું છે. એ
"સંગ્રામમાં બ્રાહ્મણોનું વીર્ય હારી ગયું ને એમનું તેજ ધ્વસ્ત થયું. પણ
"એ તેજનો કેવળ સબીજ નાશ થાય નહી માટે તેને ગાંડા ગાંડા પણ અ-
"શ્વત્થામાના મસ્તિકમાં રાખી એને ચિરંજીવ રાખેલો છે તે એટલા માટે કે
"અર્જુન ફરી અસ્ત્રને પ્રાપ્ત કરે ત્યારે "બ્રહ્મશિરોસ્ત્ર"નું જ્ઞાન આ ગાંડાના
"મસ્તિકમાંથી અર્જુનને મળે. અર્જુનનાં સર્વ અસ્ત્ર બળવાળાં છે, પણ
"બ્રાહ્મણના શિરમાંથી જે દિવ્ય અસ્ત્ર ફેંકાય છે તેની શક્તિ કોઈથી પ્રાપ્ત થાય
"એવી નથી માટે એ અસ્ત્ર અશ્વત્થામાના શિરમાં પ્રતિષ્ઠિત થયું છે ને આ
"યુગમાં કૌરવ વિનાનો અર્જુન ફરવાનો છે તેને આ અસ્ત્ર અપૂર્વ લાભ
"આપી શકે એમ છે. પાઞ્ચાલી ! ભૂતકાળમાં કૃષ્ણાવતારે શુદ્ધ કરેલા
"યુગની ને આવતા યુગની વચ્ચે પુરાણ પુલ પેઠે રાખેલા અશ્વત્થામાના
"મસ્તિકમાંથી અર્જુને લીધેલો મણિ એમાં અર્જુન જ પાછો મુકશે
"એટલે આ યુગનાં સત્ત્વોને પુરાણ યુગની સમૃદ્ધિ આપવા આના મ-
"સ્તિકમાં એનું પ્રાચીન તેજ આવશે, ને અર્જુન તેમાંથી બ્રહ્મશિરોસ્ત્રનું
"ગ્રહણ કરી લેશે. પાઞ્ચાલી ! જો જો ! જેને મ્હેં પ્રિય સખા ગણેલો તે
"અર્જુનના હાથમાં દિવ્ય મણિ લટકે છે ને તેનાં કિરણના બાહ્ય સ્પર્શથી
"જ અશ્વત્થામા સચેત થવા લાગે છે ! એ ચિરંજીવનું અજ્ઞ આયુષ્ય બંધ
"થશે ને પ્રજ્ઞ આયુષ્ય થોડા કાળમાં સ્ફુરશે તે ત્હારું કલ્યાણ જ કરશે. કાળ
"આમ પાકવા લાગે છે અને આ ચિરંજીવને માટે મ્હેં કૃષ્ણાવતારમાં
"નિર્મેલાં ત્રણ સહસ્ર વર્ષનું એની આ દશાનું આયુષ્ય પુરું થવા આવે છે !
"કૃષ્ણાવતારને કેટલાં વર્ષ થયાં ? ત્રણ સહસ્ર વર્ષ તે મનુષ્યનાં કે દેવોનાં

“ કે બ્રહ્માનાં ? કપિલોકને પુછ. પૂર્વે કપિલોક અર્જુનના રથ ઉપર હતો તે
“ આજ એની નીચે સૂત્રોથી લટકે છે–તે અર્જુનનું શુદ્ધ મુખ જોવાને
“ સમર્થ થવા જેટલો ઉંચે ચ્હડશે ત્યારે આ વર્ષોનું ગણિત કપિલોક કરી
“ શકશે ને તને કહી શકશે. પણ એ ભૂતકાળને મુકી વર્ત્તમાનને હું પ્રત્યક્ષ
“ કરાવું છું તે તો તું જાતે જો! પાઞ્ચાલી! એ ત્રણ સહસ્રવર્ષો પરિપાક પામી
“ હવે પુરાં થાયછે તે તું જો! પાઞ્ચાલી! જાગૃત થા! પાઞ્ચાલી! આ
“ કાલપરિપાકનું મંગળ મુહૂર્ત સમીપ છે તે તું જો ને ઉત્સાહિની થા! ક્ષત્રિ-
“ ગોનાં શિરમાંથી નીકળતાં અસ્ત્રો કરતાં બ્રાહ્મણના શિરમાંથી નીકળતાં
“ અસ્ત્રની પરાક્રમવિભૂતિ જુદી જ છે! અનાર્યો એને ઇશ્વિરે સૃજેલો
“ માને છે ખરા, પણ એ સૃષ્ટિનું રહસ્ય સમજવાની શક્તિ તેમનામાં આવી
“ નથી; એ પણ ઐશ્વર્યનો મર્મ છે. ગાંડા અને હત થયેલા બ્રહ્મશિર-
“ માંથી જો આવાં અસ્ત્ર આટલા યુગ સુધી નીકળ્યાં છે તો તે જ શિર
“ પાંડવને વશ, ડાહ્યું, સ્વસ્થ, ને પ્રસન્ન હોય તો તેમાંથી કેવાં કલ્યાણ-
“ કારક અસ્ત્ર નીકળે? પાઞ્ચાલી! આટલા યુગ સુધી ત્હેં આને આપેલું
“ સ્તન્યપાન નિષ્ફળ નહીં જાય. પાઞ્ચાલી! હવે બ્રાહ્મયુગ પ્રવર્તવાનો છે
“ ને તે કાળે આ બ્રહ્મશિરોસ્ત્રની વિભૂતિનો તને કલ્યાણકારક અનુભવ થશે.
“ આ યુગમાં ક્ષત્રિયોનાં શસ્ત્ર અને અસ્ત્ર વિરામ પામશે ત્યારે માત્ર શુદ્ધ
“ બ્રાહ્મણો જ યુગના પ્રવર્તાવનાર થશે. કપિલોકે ત્હારાં અસ્ત્ર લેઈ લીધાં
“ છે ત્યારથી એ ભાવી યુગના પગના ધબકારા થવા લાગ્યા છે અને
“ કપિલોકના હાથમાં ત્હારી પાસેથી લીધેલાં તો શું પણ તેમના
“ પોતાના હાથમાં પોતે વસાવેલાં, અને મનુષ્યમાત્રના હાથમાં આજ
“ દેખાતાં, શસ્ત્રાસ્ત્ર પણ વિરામ પામી જશે. એ યુગમાં તું કેવળ નિર્ભય
“ થવાની છે. પણ તેની તને શ્રદ્ધા ન હોય, ત્હારું સ્ત્રીનું હૃદય ભયની
“ કલ્પનાથી આવી શ્રદ્ધા છતાં પણ ભાવી સંગ્રામના ભયથી કમ્પતું હોય,
“ અથવા ત્હારું ક્ષત્રિયાણીપણું ત્હારા હૃદયને એવા સંગ્રામનો અભિલાપ
“ કરાવતું હોય અને તે અભિલાપની સિદ્ધિનાં સાધનોમાં ત્હારી ન્યૂનતાને
“ લીધે નિઃશ્વાસ મુકતું હોય—આ સર્વમાંથી ગમે તે કારણથી બ્રાહ્મ
“ યુગનો આવતો પવન ત્હારા શરીરને સ્પર્શ ન કરતો હોય, તોપણ આ
“ કુરુક્ષેત્રનું માહાત્મ્ય સ્મરણમાં આણી લે ને તેનાથી જ આશ્વાસન મળશે.

“ રામાવતાર કરતાં પણ મ્હારો અવતાર જેમ પ્રાચીન છે તેમ બુદ્ધા-
“ વતાર કરતાં પણ મ્હારું આયુષ્ય લાંગું પ્હોચ્યું છે ને હજી હું ચિરંજીવી
“ રહીશ. તે સર્વ કાળમાં હું આ કુરુક્ષેત્રનું માહાત્મ્ય રચતો આવ્યો છું,

" જોતો આવ્યો છું, ને ન જોનારને પણ દેખાડતો આવ્યોછું. તું એ માહાત્મ્ય
" જાણે છે, પણ તેના સ્મરણનો જીર્ણોદ્ધાર કરવા ફરી કહી બતાવું છું. તું
" એ નહી જાણે તો કોણ જાણનાર સાંભળનાર હતું ?"

પાઞ્ચાલી હાથ જોડી બેઠી થઈ ને સર્વ પાસના ચન્દ્ર અને તારાઓ, હનુમાન, અને અશ્વત્થામા, કાન માંડી સજ્જ થયાં. પરશુરામને ખભે પરશુની તીક્ષ્ણ ધાર સાત ચન્દ્રનાં કિરણમાં ચળકાટ મારવા લાગી ને ખભા પાસેના રામના મુખનો પ્રકાશ પણ તેના ઉપર એટલો બધો પડતો હતો કે પવનમાંના ભેજથી તેના ઉપર પડતો ડાઘ પણ સુકાયલા લોહી જેવો જણાતો હતો. કુરુક્ષેત્રના શિર ઉપર આવે સમયે રામનો ધીર વીર સ્વર કોઈ ગરુડ પેઠે રામની મુખગુફામાંથી નીકળી ક્રૌંચરન્ધ્ર સુધી સ્થિર ગતિથી જવા લાગ્યો,

" કુરુક્ષેત્ર ! આ પૃથ્વીના ગોળા ઉપર તું એકલું એક જ ધર્મક્ષેત્ર છે !
" ત્હારા ચોગાનમાં સંગ્રામ થાય ત્યારે ધર્મરાજાનો જ જય થવાનો ! यतो
" धर्मस्ततो जयः એ વાક્ય ત્હારે માટે સર્વથા સિદ્ધ છે ને વ્યાસમુનિએ
" તને ધર્મક્ષેત્ર કહેલું છે તે તર્કથી નથી આપ્યું, અભિમાનથી નથી
" આપ્યું, પણ તેમની યોગદૃષ્ટિમાં પ્રત્યક્ષ થયલા દર્શનને લીધે એમણે
" એ નામ આપ્યું છે. અધર્મીઓ ! કુરુક્ષેત્ર પ્રમાદ અને અધર્મને માટે
" નથી અને તેમાં જઈ યુદ્ધ માંડવાની છાતી ચલવતાં સાવધાન
" રહેજો ! આ ક્ષેત્રનું મૂળ પેલા ક્રૌંચ્યરન્ધ્રમાં છે ત્યાંથી કુરુક્ષેત્રની સિદ્ધ
" ભૂમિનો આરમ્ભ થાય છે. પેલા નિત્યહિમના ઢગલાઓને રૂપે કવચ અને
" ટોપ પ્હેરી રાખનાર હિમાલયના કૈલાસશિખર આગળ દેવોનાં,
" બ્રાહ્મણોનાં, અને ક્ષત્રિયોનાં પરાક્રમની આદિ ભૂમિનો માર્ગ છે. એ
" માર્ગની આશપાશ આવાં કવચ અને ટોપ ધરનાર ઉંચાં ગિરિશૃંગ આવી
" રહ્યાં છે. એ શૃંગો વચ્ચે થઈને જે લાંબી ખીણ જેવો માર્ગ છે તેમાં
" થઇને દેવોનાં શરીર જેવા, બ્રાહ્મણની વિદ્યા જેવા, અને ક્ષત્રિયોનાં યશ
" જેવા, શ્વેત અતિશ્વેત રાજહંસો માનસ સરોવરમાં આવજાવ કરેછે,
" ને એ હંસના માર્ગથી જ માર્ગ શોધી છંદોદેવતાના આર્ય દ્રષ્ટાઓ અંહી
" આવ્યા છે; આ દેશના બ્રહ્મદેવ આ હંસોનું જ વાહન કરી ગાયત્રી
" ગાતાગાતા આ દ્રષ્ટાઓને રૂપે આવ્યા છે[1] તે કાળ આ દેશનો પ્ર-
" ભાતકાળ હતો અને બ્રહ્મદેવ ધર્મની સ્થાપના કરી આ શુચિ તી-

---

૧. पूर्वाह्णे तु या सन्ध्या × × हंसस्कन्धसमारूढा
ब्रह्मदेवता गायत्री छंदसां माता ( इत्यादि० प्रातःसन्ध्योपासने )

" થેમાં શુભ નક્ષત્રમાં આવ્યા ત્યારથી આ ધર્મક્ષેત્ર બંધાયું. તે પછી
" ક્ષત્રિયોને નિયમમાં આણવા મ્હેં અવતાર લીધો ત્યારે પણ આ
" ખીણ પાસેનાં શૃંગોમાં મ્હેં મ્હારા બ્રાહ્મણાવતારનું પરાક્રમ દર્શાવ્યું.
" દેવોના સેનાપતિ કાર્તિક સ્વામીને હંફાવી આ સામું શિખર ભેદી
" ભીની માટી જેવું મ્હેં કરી નાંખ્યું ![1] ક્રૌઞ્ચગિરિમાં એ મ્હોટું છિદ્ર પડ્યું
" ત્યાંથી તે પછી હંસોનો માર્ગ થયો ને બ્રાહ્મણના પરાક્રમથી બ્રહ્મા-
" વર્ત્તની બ્રાહ્મી સ્થિતિને યોગ્ય નવી તપોભૂમિમાં બ્રાહ્મણાવતારના
" યશનો ક્ષીરસાગર ઉભો થયો ! એ ક્રૌઞ્ચરન્ધ્રની નીચેથી તે આણી
" પાસ આ બ્રહ્માવર્ત્ત દેશ થયો. આ સ્થાનમાં પરમ પુરુષનું વિષ્ણુત્વ
" વધારે છે કે રુદ્રત્વ, સંસારનું સંરક્ષકત્વ વધારે છે કે સંહારકત્વ, તે જ-
" ગતને દર્શાવવાને માટે વૈષ્ણવ ધનુષ્યનું અને શિવના ત્ર્યમ્બક ધનુષ્યનું
" સામાસામી બળ અજમાવ્યું ને વૈષ્ણવ ધનુષ્યનું બળ વધારે નીવડ્યું![2]
" પાઞ્ચાલી ! આ ક્ષેત્રમાં શિવજી જગતનો સંહાર વધારે કરે છે કે વિષ્ણુ
" સંસારનું રક્ષણ વધારે કરે છે તેની આમ પ્રથમથી તુલના થઈ છે ને
" તેમાં અન્તે સિદ્ધ થયું છે કે આ ક્ષેત્રમાં સંહારને અન્તે ધર્મપક્ષનું
" રક્ષણ થયું છે ને થવાનું ! આ બ્રહ્માવર્ત્તમાં આ ધર્મક્ષેત્રનાં નામ પ્રત્યગ્-
" દર્શી બ્રાહ્મણોએ મૂળથી આમ યથાર્થ પાડેલાં છે. ત્હારા આદિ
" યુગમાં આ ક્ષેત્ર, ક્ષત્રિયોનો ઘોર સંહાર કરી, ધર્મનું સંરક્ષણ કરી,
" શાંત થયું છે તે ત્હેં દીઠેલું છે! આ બ્રાહ્મી સ્થિતિનું રક્ષક
" બ્રહ્માવર્ત્ત[3],અને આ તેમાંનું ધર્મક્ષેત્ર–કુરુક્ષેત્ર–હજી એવું ને એવું છે ને

---

१. प्रालेयाद्रेरुपतटमतिक्रम्य तांस्तान् विशेषान्
हंसद्वारं भृगुपतियशोवर्त्म यत्क्रौञ्चरन्ध्रम्
तेनोदीचीं दिशमनुसरेस्तिर्यगायामशोभी

× × × × × × ×

गत्वा चोर्ध्वं दशमुखभुजोच्छ्वासितप्रस्थसन्धेः
कैलासस्य त्रिदशवनितादर्पणस्यातिथिः स्याः ॥

મેઘદૂત. (એના ઉપર મલ્લિનાથની ટીકામાં પ્રથમ પંક્તિયોની આખ્યા-
યિકા આપી છે).

૨. રામાયણ.

३. ब्रह्मावर्त्तं जनपदमथ च्छायया गाहमानः
क्षेत्रं क्षत्रप्रधनपिशुनं कौरवं तद्भजेथाः ।
राजन्यानां सितशरशतैर्यत्र गाण्डीवधन्वा
धारापातैस्त्वमिव कमलान्यभ्यवर्षन् मुखानि ॥

મેઘદૂત.

" એની પરીક્ષા કરી જોનારને એવા જ ચમત્કાર દર્શાવે છે! ત્હારા કાળના
" સંહારની સંજ્ઞાઓ છેક કાલિદાસના કાળમાં પણ જણાતી ગણાતી હતી![1]
" બ્રાહ્મીસ્થિતિનું અને ધર્મનું પોષણ કરનાર આ સ્થાનમાં આર્ય
" અનાર્યનો ભેદ નથી, ક્‌હેવાતા બ્રાહ્મણ ક્ષત્રિયનો ભેદ નથી, દેવદાનવનો
" ભેદ નથી! એમાં બે વાનાં જ થાય છે—અધર્મનો ધ્વંસ થાય છે, અને
" પરિણામે ધર્મનો—અને અર્જુનની પાસે મ્હેં જ કહેલી બ્રાહ્મી સ્થિ-
" તિનો—ઉદ્ભવ અને જય થાય છે ને તેથી નવા યુગનો આરમ્ભ થાય છે.

" પાણ્ડવોએ નવો ધર્મ-યુગ બેસાડ્યો ને યુધિષ્ઠિરનો શક ચાલ્યો.
" તે પછી ઘણે કાળે વિદ્વાન્ અને ધર્મિષ્ઠ બાબર બાદશાહે આ સ્થા-
" નમાં કૌરવ પેઠે ઉભા થયલા લોદી રાજાઓનો પરાભવ કર્યો ને
" તેના પુત્રે પણ એજ ક્ષેત્રમાં જય મેળવ્યો! મ્લેચ્છ દૈત્યોનો પરાભવ
" મ્લેચ્છરૂપે દેવોએ આ સ્થાનમાં કર્યો! બાબર અને અકબરના ઉદયકાળે
" ને તેમના શત્રુઓને સંહારે આ ધર્મક્ષેત્રનો ચમત્કાર દેખાડ્યો! પાઞ્ચાલી!
" આ રાજાઓ ધર્મના જ અવતાર હતા ને મ્લેચ્છો છતાં બ્રાહ્મી સ્થિ-
" તિને માર્ગે ચ્હડતા હતા. પાઞ્ચાલી! ત્હારું કલ્યાણ તે જ
" કુરુક્ષેત્રમાંનો ધર્મ સમજવો ને આ રાજાઓ એ ધર્મને માર્ગે હતા.[2]

" એક કાળ એવો આવ્યો કે બ્રાહ્મણનામ ધરનાર રાજાઓ આ
" સ્થાન સુધી દક્ષિણમાંથી ચ્હડી આવ્યા. તેમના નાયકને દક્ષિણ-
" દેશમાં જય અને વિભૂતિ મળ્યાં હતાં અને અહંકારથી તેણે મ્હારું
" નામ ધારવા માંડ્યું. એ બ્રાહ્મણ નાયક ગમે તો આ ક્ષેત્રનું માહાત્મ્ય
" ભુલી ગયો ને ગમે તો પોતાનો અધર્મ-પક્ષ સમજી શક્યો નહી.
" શિવાજીના વંશરૂપ ધર્મવૃક્ષને અકારણ છેદનાર કૃતઘ્ન અને સ્વામિદ્રોહી
" રાજના એ વંશજે, કૃષ્ણાવતારનું સુદર્શન લેવાને અશ્વત્થામાએ રા-
" ખેલા દુષ્ટ અભિલાષ જેવો અભિલાષ, આ ધર્મક્ષેત્રમાં રાખ્યો ને મ્હારે નામે
" ઓળખાવા લાગ્યો. દુર્યોધનની નીતિ પાળનાર રાજના આ સેનાપતિને

---

1. પાછલા પદટિપ્પણના શ્લોકમાં કુરુક્ષેત્રને ક્ષત્રપ્રધનપિશુન કહ્યું છે તેનો અર્થ કરતાં મલ્લિનાથ ક્‌હે છે કે—अद्यापि शिरःकपालादिमत्तया कुरुपाण्डवयुद्धसूचकम्—" હજી સુધી ત્યાં મરેલાઓનાં માથાં ને કપાલ વગેરે જડી આવેછે તેથી કુરુ-પાંડવના યુદ્ધનું આ ક્ષેત્ર સૂચક થાય છે. કાળિદાસ કવિ કાશ્મીરમાં કોઈ રાજાના " Viceroy " " સુબા " ના કામ ઉપર હતો એમ કોઈની સૂચના છે.

2. Baber was the founder of a line of kings under whom India rose to the highest pitch of prosperity: *Elphinstone.*

" આ વેળાએ કુરુક્ષેત્રે નવો જ ચમત્કાર દર્શાવ્યો. જેને તેણે જય આપ્યો
" તે રાજા કંઈ ધર્મી ન હતો પણ તેણે ત્હારા સ્વામિત્વનો દુરભિલાષ રાખ્યો
" ન હતો. જય મળ્યો અને મ્હારા નામધારીની સેનામાંની સ્ત્રીઓને
" લેઈ તે ચાલ્યો ગયો. જે લોકને માટે એ રાજા લ્હડ્યો તે અધર્મી હતા.
" જેની સામે એ લ્હડ્યો તે અધર્મી હતા. એ ઉભય અધર્મીયોનો આ
" ક્ષેત્રે સંહાર કર્યો. તપાવેલા વાસણને અજાણતાં કોઈ અડકે ને દાઝી
" બેસે તેમ આ ઉભય અધર્મપક્ષ કુરુક્ષેત્રમાં લ્હડવા ગયા તેવા જ તેના
" અંતર્ગૂઢ અગ્નિથી દાઝયા ને બળી મુવા[1] ! કુરુક્ષેત્રે ઉભય અધર્મીયોનો
" ધ્વંસ કર્યો ત્યારે કીયા ધર્મનો ઉદય કર્યો ? પાંચાલી ! જાગૃત થા ! સ્મરણ
" શક્તિને સચેત કર ! મ્હારા અવતારનો દમ્ભ કરનાર બ્રાહ્મણનો કુરુક્ષેત્રે
" ભોગ લીધો અને મ્હારા ધર્મને પાળનાર મ્હોટા માધવરાવને આ દમ્ભી
" જનના રાજ્યકુળમાં મ્હેં રાજપદ આપ્યું. પણ પ્રજાનાં પુણ્યરાશિના
" ક્ષયથી એ પરાક્રમી બ્રાહ્મણનું સદાયુષ્ય એ સ્વામીદ્રોહી વંશમાં ટક્યું
" નહી. કુરુક્ષેત્રે એ વંશને દેખાડવા માંડેલા ચમત્કાર આ બ્રાહ્મણના તેજ
" આગળ શાંત રહ્યા હતા, તે એના આયુષ્યની સમાપ્તિપછી બમણા જોરથી
" એ વંશમાં ફાલવા લાગ્યા.[2] વળી ઉભય અધર્મી પક્ષના રુધિરવર્ષથી કુ-
" રુક્ષેત્રમાં ધર્મઉદયનાં બીજ રોપાયાં, અને તેમાંથી ઉગેલા વૃક્ષોને આવેલાં
" ફળને સાગરમાર્ગે આવેલા કપિલોકે એ વૃક્ષો ઉપર ચ્હડી લેઈ લીધાં !
" પાઞ્ચાલી ! કુરુક્ષેત્રે અધર્મીયોનો [3]મૂળસહિત નાશ કર્યો અને દૂર ઉભેલા
" ધર્મીઓને—અયસ્કાન્ત—લોહચુંબક—જેવી શક્તિથી—આકર્ષી લીધાં!

1. Never was a defeat more complete, and never was there a defeat which diffused so much consternation. Grief and despondency spread over the whole Mahratha people ; most had to mourn relations and all felt the destruction of the army as a death-blow to their national greatness . The government of the Peishwas never regained its vigour . . . The confederacy of the Mahomedans, too, dissolved on the cessation of their common danger. Ahmedshah returned home without attempting to profit by his victory, and never afterwards took any share in the affairs of India.

*Elphinstone's History of India.*

2. The plains of Panipat were not more fatal to the Mahratha empire than the early end of this excellent prince : *Grant Duff*.

3. The actors in the last transactions having left the stage, the history of the Moghul empire here closes itself. Its territory is broken into separate States ; the capital is deserted ; the claimant to the name of emperor is an exile and a dependent ; while a new race of conquerors has already commenced its career which may again unite the empire under better auspices than before.

*Elphinstone's History of India on the results of the battle of Panipat.*

"ત્ર્યમ્બકાસ્ત્રે કુરુક્ષેત્રમાં ઘોર સંહાર કર્યો, ને વૈષ્ણવાસ્ત્રે અતિબળ કરી
"નવા ધર્મને આકર્ષી આણ્યો ! પશ્ચિમના વિદ્વાનોએ ઘણા શોધનથી
"જાણ્યું છે કે રાજાઓના, રાજ્યોના, અને પ્રજાઓના ઉત્કર્ષની જ-
"ન્મપત્રિકા જોવી હોય તો તેમાં ધર્મનો ગ્રહ કીયા સ્થાનમાં છે તે
"જોવું.[1] પાઞ્ચાલી ! ત્હારા દીર્ઘદર્શી યશસ્વી શ્વશુર પાણ્ડુરાજાએ સિ-
"દ્ધસંસ્કારથી આ રહસ્ય જાણી લીધું ને ધર્મને જ્યેષ્ઠપુત્રને સ્થાને માગ્યો
"ને કુરુક્ષેત્રના એ રાજાએ આ પોતાના મહાક્ષેત્રનો પ્રતાપ સમજી એ
"પ્રતાપ સાચવવાનો અભિલાપ રાખ્યો, ત્યારે અન્ધ ધૃતરાષ્ટ્રે એથી
"ઉલટી નીતિ સ્વીકારી પોતાની અન્ધતાને યથાર્થ કરી.

"પાઞ્ચાલી! કપિલોકની તને ભીતિ લાગતી હોય તો કુરુક્ષેત્રનું આટલું
"રહસ્ય અને સામર્થ્ય ભુલીશ નહી. વગરશસ્ત્રે વગરઅસ્ત્રે ધર્મબીજનાં
"ફળ કપિલોકના હાથમાં ગયાં તે આ ક્ષેત્રની શક્તિથી ને
"કપિલોકમાં પ્રતિષ્ઠિત થતા ધર્મના બળથી અને અર્જુનના
"ચાતુર્યથી ! એ ધર્મ તે ત્હારાં દ્હેરાંઓમાં ને મન્દિરોમાંનો નથી—એ
"દ્હેરાંમન્દિરમાંનો ધર્મ પાટણના સોમનાથને કામમાં લાગ્યો નથી
"ને પવિત્ર કાશીના વિશ્વનાથને પણ કામ લાગ્યો નથી. ત્હારા
"જ્યેષ્ઠ સ્વામી ધર્મરાજાએ તને એ ધર્મનું સ્વરૂપ સમજાવ્યું છે, ને કુરુક્ષેત્રે
"તને પ્રત્યક્ષ દેખાડી આપ્યું છે કે લોક–કલ્યાણને માટે પ્રકટ થતા
"સનાતન ધર્મનો માર્ગ એ જ આ ધર્મક્ષેત્રનો એક જ ધર્મ છે. અને
"એ જ ધર્મના ઉદયવડે આ ક્ષેત્રે વેળાવેળ ત્હારું કલ્યાણ રચેલું છે.
"તો પછી તું કપિલોકથી બીહેછે શા માટે ? તું જોતી નથી કે ક્રૌઞ્ચ-
"રન્ધ્રની પેલી પાસ ઋક્ષલોક બેઠા છે ? રામાવતારમાં અધર્મ સામે
"ધર્મનું પ્રયાણ થયું હતું તે કાળે જેવા કપિલોક ધર્મપક્ષમાં હતા
"તેવા જ ઋક્ષલોક પણ તેમની સાથે હતા. આ યુગમાં આ શૈ-
"લાધિરાજ હિમગિરિની બે પાસનો પ્રદેશ કપિલોક ને ઋક્ષલોક વ્હેંચી
"લેઈને ભોગવે છે અને કપિલોક તેની દક્ષિણમાં છે તો ઋક્ષલોક
"ઉત્તરમાં છે. કપિલોક વાનરલોક છે, ત્હારા નરલોકથી જુદા છતાં નરધર્મમાં
"મળતા છે ને ચતુરતામાં ને વ્યવસ્થામાં વધતા છે. ઋક્ષ લોક ક્હોર છે
"અને નરધર્મમાં ઘણા પશ્ચાત્ છે, પણ તેમણે બાટેલા પ્રદેશમાં તેમના
"જેવાં જ અન્ય પ્રાણીયો વસે છે તેમાં તે શ્રેષ્ઠ છે. રામાવતારમાં કપિ
"અને ઋક્ષ, ધર્મના એક રથના, બે અશ્વ હતા. આજના કાળમાં તેમના

---

૧ પ્રકરણ ૩૪ ની છેલી ઇંગ્રેજી footnote. ૨ રીંછ.

"વર્ણભેદને ને ચાતુર્યભેદને લીધે તેઓ જુદા જુદા વસે છે. તેઓ પર
"સ્પર મિત્ર છે કે શત્રુ છે તે વીશે તેઓ સંશયમાં છે ને આ અવિશ્વા
"સના યુગનું બળ તેમને શંકિત રાખે છે. સંહારકાળ અવિશ્વાસમાંથ
"જ ઉભો થાય છે, અને ઋક્ષ અને કપિની વચ્ચે પણ પેલું ક્રૌંચરન્ધ્
"અને આ કુરુક્ષેત્ર જ છે. જો આમનો અવિશ્વાસ એમને શિર સંગ્રામ
"કાળ જ આણશે તો આ ધર્મક્ષેત્રમાં તેમણે ઉતરવાનું છે અને
"એમાં જ એમણે તોળાવાનું છે પાઞ્ચાલી! ક્રૌંચરન્ધ્ર, બ્રહ્માવર્ત, અને
"કુરુક્ષેત્રનાં યુદ્ધોમાં ધર્મના અને બ્રાહ્મી દશાના જ ઉદય થાય છે, ત્હાર
"સ્વામીના જ રથો આ સ્થાનોમાં વિજયી થાય છે, અને મહારાષ્ટ્ર
"બ્રાહ્મણોને ને મુસલ્માનોને તેમાં તોળીને તેમાં ન લ્હડનાર દૂર ઉભેલ
"કપિલોકને આ ક્ષેત્રે લાભ અપાવ્યો અને એકવાર તટસ્થતાથી ત્હાર
"કલ્યાણ થયું, તેમ જ આ ક્ષેત્રમાંના જ્વાળામુખીને જાગવાને
"વારો આવશે તો શસ્ત્રહીન દશામાં પણ ત્હારું તો કલ્યાણ જ
"થશે અને તે કાળે જ્ઞાત કે અજ્ઞાત જે પક્ષમાં ધર્મ હશે
"તેનો જ ઉદ્ધાર થશે. તે કાળે કપિલોક ડાહ્યા થયા હશે અને
"ત્હારી પ્રજાનો વિશ્વાસ કરવાનો ધર્મ શીખ્યા હશે તો એ
"લોક જાતે ત્હારા પુત્રોને અસ્ત્રવિદ્યા શીખવશે અને તેમન
"ધર્મપક્ષમાં રહી તેમના શત્રુ સામે ત્હારા પુત્ર વિજયી થશે. જો
"આટલે સુધી કપિલોક અવિશ્વાસના યુગને તોડી નહી શક્યા હોય
"તો, પાઞ્ચાલી, ત્હારા હૃદયમાંના ધર્મને જ તું વળગી રહેજે, કુરુ
"ક્ષેત્રના જ્વાળામુખથી કપિલોક તને જેટલી દૂર રાખે તેટલી દૂર પ્રસ-
"ન્નતાથી રહેજે, અને એ ધર્મક્ષેત્રને પોતાનું કર્ત્તવ્ય જે માર્ગે લેવું
"હોય તે માર્ગે લેવા જ દેજે! ત્હારું તેણે કદી અકલ્યાણ કર્યું નથી
"ને કરનાર પણ નથી.

"ત્હારા હૃદયના આશ્વાસન માટે આટલી કથા પર્યાપ્ત છે, પણ
"ત્હારી જિજ્ઞાસાની તૃપ્તિને માટે વિશેષ જાણવાનું તે પણ તું જાણી
"લે અને જે બ્રાહ્મયુગનો પવન વાય છે તેનાં કારણ, સ્વરૂપ, અને
"ફળ પણ જાણી લે.

"આર્યલોક હિમાચલની પેલી પાસ રહેતા ત્યારે તેમના રક્ષણને
"માટે ઈશ્વરે વિષ્ણુરૂપે પોતે પ્રથમ ચાર અવતાર લીધા હતા અને
"પશુકર્મ કરનાર અસુરોને માટે તેમના જેવા અવતાર લીધા હતા.
"આર્યો આ દેશમાં આવ્યા તે પછી પ્રથમ એ અવતાર, વામનરૂપ

"અને મ્હારો, થયા તે બે બ્રાહ્મણના અવતાર થયા. એ બે અવતા-
"રનાં પરાક્રમના પ્રદેશ ક્રૌંચરન્ધ્ર પાસે હતા. એક અવતાર દાન-
"વોની અને દેવોની વ્યવસ્થા કરવા થયો, ને બીજો જે મ્હારો
"અવતાર તે ક્ષત્રિયોની ને બ્રાહ્મણોની વ્યવસ્થા કરવા થયો. ક્ષત્રિ-
"યોનો સંહાર મ્હેં ક્ષત્રિયોનાં શસ્ત્રથી કર્યો ને બ્રાહ્મણોને પૃથ્વી સોંપી
"હું નિવૃત્ત થયો. પાઞ્ચાલી! બ્રાહ્મયુગ રચવા માટે વિષ્ણુનું આ પ્રથમ
"પગથીયું હતું. વામન-અવતારમાં મ્હેં બ્રાહ્મણ બ્રહ્મત્વથી કેટલું
"લેઈ શકે તે દેખાડ્યું; મ્હારા અવતારમાં બ્રાહ્મણ ક્ષત્રિયત્વથી કેટલું
"લેઈ શકે તે દેખાડ્યું. બ્રાહ્મણોને મ્હેં પૃથ્વી સમગ્ર આપી તેનો
"એમણે ત્યાગ કરી દીધો: વિષ્ણુએ આપેલું નિષ્કંટક સામ્રાજ્ય પણ
"પાસે રાખવાની નિર્ધન બ્રાહ્મણોએ ના પાડી. એ જ એમણે બ્રાહ્મી
"વિભૂતિ દેખાડી, એ જ એમણે તૃપ્તિ દેખાડી; એમની વિભૂતિ અને
"તૃપ્તિનાં દર્શન કરાવી મ્હેં જગતને પવિત્ર અને શાન્ત કર્યું. દર્પવાળા
"ક્ષત્રિયોને મ્હેં દમ્યા; તેમનું દમન થયા પછી તેઓએ ક્ષાત્ર તેજ
"ખોઈ દીધું તેનો ઉદ્ધાર કરવાને રામાવતાર થયો ને તે કાળે એ બે
"વર્ગની વિભૂતિની વ્યવસ્થા થઈ. વિશ્વામિત્રના અસ્ત્રબોધથી, વસિષ્ઠના
"જ્ઞાનબોધથી, ત્ર્યમ્બક અને વૈષ્ણવાસ્ત્રના સરખા શમનથી, મ્હારા
"જેવા બ્રાહ્મણ ને વાલી જેવા વાનર ને રાવણ જેવા રાક્ષસ-એસઉના
"દમનથી, આ દેશના સર્વ વર્ગની રામચંદ્રે વ્યવસ્થા કરી. બ્રાહ્મણોનાં
"અને ક્ષત્રિયોનાં અસ્ત્રોથી સંસારની જે વ્યવસ્થા થાય તે મ્હેં અને
"રામચન્દ્રે મળીને કરી દીધી. તે પછી વ્યવસ્થા જાતે કરવામાંથી
"હું નિવૃત્ત થયો; કૃષ્ણાવતારમાં અસ્ત્ર ઝાલ્યાવિના મ્હેં પા-
"ણ્ડવોનું માત્ર સારથિપણું કર્યું. એ અવતારમાં રાજનીતિ અને
"રાજ્યનીતિનાં તેમ અહંકાર અને નિરહંકારના, ભેદ જગતના
"સૂત્રધાર કેવા અધિકારથી થાય છે તે મ્હેં ક્ષત્રિયોને પ્રત્યક્ષ રચી
"બતાવ્યું.-એ અવતારમાં મ્હેં પાણ્ડવોને ઉત્પન્ન કર્યા, ઉપદેશ
"આપ્યો, સામર્થ્ય આપ્યું, અને એ યુગનું કાર્ય તેમની પાસે કરાવી, તેમને
"આ જ ક્રૌંચરન્ધ્રને અને પેલા પશ્ચિમ સમુદ્રને માર્ગે પ્રવાસે મોકલ્યા.
"પાણ્ડવો દેવ ન હતા પણ દેવોના પુત્ર હતા, ક્ષત્રિયના પુત્ર ન હતા
"પણ ક્ષત્રિયના દાયાદ હતા; મનુષ્ય ન હતા પણ માનુષી આર્યાના મંત્ર-
"જાત પુત્ર હતા; એ બ્રહ્માની સૃષ્ટિનાં સત્ત્વ ન હતા પણ બ્રહ્મા-
"ની પોતાની પેઠે નવી સૃષ્ટિના સ્રષ્ટારૂપે પ્રકટ થયા હતા. પાઞ્ચાલી એમનું

" શુદ્ધ સ્વરૂપ તું જાણે છે. કૃષ્ણાવતારમાં તે મહાત્માઓએ એક પાસથી
" પિતામહ અને દુર્યોધન જેવા ક્ષત્રિયોની તો બીજી પાસથી દ્રોણ અને
" અશ્વત્થામા જેવા બ્રાહ્મણોની ઉગ્ર વ્યવસ્થા કરી દીધી હતી, અને એ
" બે વર્ણ ઉત્તમ રીતે ન વર્તે તો કોણે તેમનું પદ લેવું એ બતાવ્યું.

" કૃષ્ણાવતાર કેવળ યોગી ન હતો; એ યોગ બ્રાહ્મણ અને ક્ષત્રિયોના
" વ્યવહારને ઉદ્દેશીને સંસારને પરિપાક આપતો હતો; કૃષ્ણાવતારે પાણ્ડ-
" વોને માટે યુદ્ધ નથી કર્યું પણ તેમને માટે સારથિપણું કર્યું અને તેમને
" ત્યાગ તો કરવો પડ્યો નથી જ. એ સારથિપણામાંથી પણ મુક્ત રહીને, એ
" ત્યાગ સંપૂર્ણ કળાથી કરીને, કેવળ યોગને બળે, કેવળ ઉપદેશને બળે,
" બુદ્ધાવતારે નવો યુગ પ્રવર્તાવ્યો. બ્રાહ્મણો અને ક્ષત્રિયો ઉભય દુષ્ટ થાય
" ત્યારે સંસારની વ્યવસ્થા કેવી રાખવી તે બુદ્ધાવતારમાં મ્હેં દર્શાવ્યું. બ્રાહ્મ-
" ણો અને ક્ષત્રિયો જેવા અવચ્છિન્ન વર્ગોને મુકીને અનવચ્છિન્ન મનુષ્યજાતિ
" અને ભૂતમાત્રની વ્યવસ્થા એ અવતારમાં મ્હેં કરી. બ્રાહ્મણનામ ધારનાર
" પણ અબ્રાહ્મણ હૃદયવાળા ખોટા બ્રાહ્મણોનો પરાભવ કરવા અને સર્વભૂતા-
" ત્મક સર્વવ્યાપી કેવળ બ્રાહ્મણ હૃદયના વિજયની વ્યવસ્થાઓ મ્હેં એ
" અવતારમાં ઉભી કરી દીધી, ને બોધિસત્વોના હૃદયનાં બ્રહ્મતેજ પ્રભા-
" તના સૌમ્ય સૂર્યપ્રકાશ પેઠે સ્ફુરવા લાગ્યાં. પાઞ્ચાલી ! ત્હારા આ દે-
" શમાંથી મ્હેં તે કાર્ય કર્યું. એ વ્યવસ્થા બ્રહ્માવર્તના ક્રૌંચરન્ધ્ર ભણીથી
" અને બીજી પાસની બ્રહ્મપુત્રાના બ્રહ્મદેશમાં થઈને ત્રિવષ્ટિપમાં[1] અને
" ચીનમાં ગઈ અને સાગરને પણ તરી પેલે પાર ગઈ. પશ્ચિમમાં ગયેલા
" આર્યોએ અને તેમને માટે થયેલા અવતારે આ વ્યવસ્થાનો વ્યવહારિક
" ભાગ એ ખંડમાં સંસિદ્ધ કર્યો.

" આમ સર્વ અવતારો પોતપોતાના યુગનું કાર્ય કરી ગયા. હવે એ સર્વ
" યુગનાં કાર્ય એકઠાં કરી સર્વ અવતારનું કાર્ય એક અવતારે કરવાનું;
" તે કરવાને હું ચિરંજીવ રહેલો છું. હવે વર્ણાચારના વિરોધનું બીજ નષ્ટ
" કરી દેવામાં આવશે. બુદ્ધાવતારે આ દેશમાં સર્વ વર્ણને એકાકાર કરી
" અધર્મ અને દુઃખમાંથી મનુષ્યમાત્રને નિર્વાણ આપ્યું અને જીસસે
" પશ્ચિમ દેશમાં પણ તે કાર્ય કર્યું. તે છતાં વર્ણાચારના વિરોધ
" રહ્યા છે ને વધ્યા છે. આ દેશમાં અશ્વત્થ[2] પેઠે વધી રહ્યા છે;
" તે અશ્વત્થામાને પ્રતાપે. પશ્ચિમ દેશોમાં રહેલા છે તે દુર્યોધનની
" નીતિને બળે પ્રકટ થતાં અટક્યાં છે, પણ એ નીતિને ફ્રુજાવવા

1. ત્રિવિષ્ટપ=તીબેટ. 2. અશ્વત્થ=વડ.

" ભીમપુત્ર ઘટોત્કચની રાક્ષસી માયા ત્યાં જનમવા માંડી છે. તે માયા,
" કોઈ શ્યામ દૈત્યની ઘોર છાયા પેઠે, ક્ષણે ક્ષણે પૃથ્વીમાંથી નીકળે
" છે ને દુર્યોધનના મુકુટને ધક્કા મારે છે અને કર્ણ જેવા સૂર્યપુત્રનાં
" અસ્ત્રને નિષ્ફળ કરવા પૃથ્વીનું તળ ફોડી ઉંચી આવે છે.—એને એ
" લોક Nihilism વગેરે નામથી ઓળખે છે. દુર્યોધને ત્યાં અક્ષૌ-
" હિણી સેનાઓ ઉભી કરી દુઃશાસનને સોંપી છે તેને ભ્રમિત કરવા આ
" ભીમપુત્રની માયા-છાયા દિવસે દિવસે વધે છે !

" પાઞ્ચાલી ! બુદ્ધાવતારે મનુષ્યજાતિને માત્ર આવાં દુઃખમાંથી
" મોક્ષ પ્રાપ્ત કરતાં શીખવ્યો તે નિર્વાણ કહેવાયું. હું હવે એ જાતિને
" વધારે સિદ્ધ કરી કલ્યાણરૂપ ઉત્કર્ષ આપીશ,—આનન્દમય ઉદ્ધાર
" આપીશ. બુદ્ધાવતારમાં મ્હેં બ્રાહ્મણના હૃદયને દિગ્વિજય કરવા ચરતું
" મુકયું હતું; હવે હું બ્રાહ્મણની બુદ્ધિ પાસે દિગ્વિજય કરાવીશ, અને એ
" બુદ્ધિએ રચેલાં યજ્ઞોપવીત—હૃદયબ્હાર નહી પણ હૃદયની માંહ્ય–ધર-
" નારા બ્રાહ્મણો અનેક દેશે અનેક વેશે આ સંસારનું સામ્રાજ્ય કરશે ને
" પાણ્ડવરૂપ પઞ્ચાગ્નિની સાધના કરશે ! હવે મનુષ્યમાત્ર ચાતુર્વર્ણ્ય પા-
" ળશે; શરીરમાં, ધૈર્યમાં, અને શૌર્યમાં ક્ષત્રિય થશે; દક્ષતામાં અને વ્ય-
" વહારમાં વૈશ્ય થશે; લોકસેવામાં શૂદ્ર થશે; અને મનોવૃત્તિમાં, વિકારહી-
" નતામાં, નિરહંકારમાં, વિદ્યામાં, બુદ્ધિમાં, તપમાં, આર્યતામાં, અને
" તેજમાં બ્રાહ્મણ થશે. હવે મનુષ્યમાત્રના હૃદયમાં હું વસીશ, અને
" મ્હારા ચારે હસ્તથી દરેક મનુષ્યમાં ચાર વર્ણ અને પાંચ પાંડવના
" ઉત્કર્ષ આવી રીતે ઉંચા કરી રાખીશ. એ યુગની ઉદ્ધારવ્યવસ્થા
" રચવા બ્રાહ્મણ વિના બીજા કોની બુદ્ધિ સમર્થ છે ? પાઞ્ચાલી ! સર્વ
" યુગના પરિપાકરૂપ આવા બ્રાહ્મયુગને રચવાને હું ચિરંજીવ રહેલો છું
" ને મ્હારા બ્રાહ્મણોને દેશે દેશ મ્હેં જન્મ આપ્યા છે. એ યુગમાં સ્થૂલ
" અસ્ત્ર નકામાં પડશે અને અર્જુન પોતાનાં સૂક્ષ્મ અસ્ત્રનો યોગ કરી
" પામશે—તેનાં અસ્ત્ર તેને પાછાં મળશે એવું વ્યાસ કહી ગયા છે તે
" આમ સત્ય પડશે. કૌરવો અર્જુનની સેવા કરશે અને પાણ્ડવમાત્ર ધ-
" ર્મની સેવા કરશે. પેલા પશ્ચિમના ચકોર અને સુગ્રીવના ઉચ્ચગ્રાહ આ
" જ આવનાર યુગનું આજથી દર્શન કરે છે. ત્હારા અશ્વત્થામાનો ઉદ્ધાર
" થયે એના મણિલાભ પછી એ જે બ્રહ્મશિરોસ્ત્રનો પ્રભાવ દર્શાવશે તે
" એ યુગને અપૂર્વ લાભ આપશે. આ પેલા રાફડાઓનો પરિપાક થયા
" પછી તેની નીચેના નાગલોક અને તેમના મણિના આવિર્ભાવ. અને

"ત્હારા પિતામહનો ઉદ્ધાર,—એ સર્વ, પાઞ્ચાલી, ત્હારા પુત્રો પાસે સર્વ
"સંસારના આ નવા યુગની વ્યવસ્થાના મહાયજ્ઞમાં અધ્વર્યુનું કામ કરા-
"વશે, એ યુગ બ્રાહ્મયુગ થશે—તેમાંની સર્વ પ્રજામાં સર્વ દેશોમાં બ્રા-
"હ્મણત્વ હશે ને મનુષ્યોનાં શસ્ત્રાસ્ત્ર કેવળ ભૂપણરૂપ થઈ જશે. મ્હારી
"પૂર્વાવસ્થામાં મ્હેં ક્ષત્રિયમાત્રનો નાશ કર્યો હતો અને તેમનાં શસ્ત્ર
"બ્રાહ્મણરૂપે મ્હેં લીધાં હતાં. પણ હવેનાં યુગમાં ક્ષત્રિયત્વ નાશ નહી
"પામે પણ બ્રાહ્મણત્વના ઉપકારક સાધનરૂપે સર્વ મનુષ્યોમાં ક્ષત્રિયત્વ
"રહેશે ને બ્રાહ્મણત્વની આજ્ઞાથી સર્વ મનુષ્યોનાં શસ્ત્રાસ્ત્ર સર્વત્ર શાંત
"થઈ જશે. એવા બ્રાહ્મ યુગમાં કપિલોકાદિ જેવાં ભૂતમાત્રનાં શસ્ત્રાસ્ત્ર
"નિષ્ફળ અને નિરર્થક થશે. ત્હારાં શસ્ત્રાસ્ત્ર ખરી પડ્યાં છે ને એ અ-
"શસ્ત્રયુગ આવે છે તેનાં પગલાંનો ધબકારો પ્રથમથી દૂરથી સંભ-
"ળાયો સમજ."

"પાઞ્ચાલી ! તું અને ત્હારા પુત્રો તમારો ધર્મ સમજશો, ધર્મનું સ્વ-
"રૂપ જોશો, તો તમારાં વિકટ દુઃખનો પરિપાક કલ્યાણરૂપ જ થશે-
"અને તે પરિપાક થશે તેની સાથે ત્હારો જ્યેષ્ઠસ્વામી યુધિષ્ઠિર ત્હારા
"મન્દિરમાં આવવાની વાટ જોઈને જ બેઠો છે તે સામે જો ! ત્હારા
"પુત્રોનાં હૃદયને તેની છાયામાં, તેમની નીતિને અને ક્રિયાને અર્જુ-
"નની છાયામાં, તેમનાં શરીરને, બળને, ને સજ્જતાને ભીમની છાયામાં,
"ને તેમના અન્ય અંશોને અશ્વિપુત્રોની છાયામાં, સ્નાન કરાવી લે ! એ
"સ્નાનની કળા તેમને હનૂમાન શીખવે એવું એ કપિને પોપણ દેજે !

"પાઞ્ચાલી ! પાઞ્ચાલી ! એ સર્વની તૈજસી છાયાઓમાં—એ સર્વ
"ચન્દ્રોની ચન્દ્રિકામાં—ત્હારાં કંઈક બાળકો અપૂર્વ સ્નાન કરવા માંડે છે,
"દીપાવલીની શૃંગારિત જ્યોત્સ્ના જેવી જ્વાલાઓમાં ત્હારાં આ મધુર
"બાળકો જ્વાલામાલી થઈ જાય છે—તે રમ્ય ચિત્ર જો ! પાઞ્ચાલી !
"એ નવા તૈજસ ચેતનનું પ્રેમથી પોપણ કરવા જાગૃત થા !

"પાઞ્ચાલી ! આ બ્રાહ્મયુગનું કારણ અને સ્વરૂપ તને કહ્યું તે સમજી
"તેના કલ્યાણફળમાં ભાગ લેવાનો અભિલાષ રાખ ! શરીરાદિમાં તું ક્ષત્રિય
"સત્વ અને તેજ પ્રાપ્ત કરીશ તો આજનાં મનુષ્યોના નખ જેવાં[1]
"થનાર શસ્ત્રનું કે અસ્ત્રનું ત્હારે બ્રાહ્મયુગમાં શું કામ પડનાર છે ?
"દક્ષતામાં ને વ્યાપારમાં વૈશ્ય કપિલોકનાં શિષ્યત્વ ને સ્પર્ધા ત્હારા

---

૧. મનુષ્યો જંગલી હતાં ત્યારે નખને શસ્ત્ર પેઠે વાપરતાં; મનુષ્યો સુધર્યાં પછી નખ ભૂષણરૂપ જ છે.

"પુત્ર સમજશે તો ત્હારા દેશને શાની ખોટ પડવાની છે જે? નિષ્કામ
"લોકસેવાનો મહાયજ્ઞ તું માંડીશ તો શૂદ્ર લોક કરે છે તેવા પણ સર્વ
"લોકના ને ત્હારા સ્વામી પાંડવોના દાસત્વમાં પણ તને પરમાનંદનો
"અને પરમ કલ્યાણનો યોગ કેમ નહી થાય જે? અને બ્રાહ્મણનું
"બ્રાહ્મણત્વ—જે શરીરને ક્ષત્રિયોની સંપત્તિ આપવા અને સર્વ વર્ણોનાં
"સત્વ પોષવા સમર્થ છે—જે આ બ્રાહ્મયુગનું તત્વ અને સત્વ થઈ
"રહેશે—જેના મહાયજ્ઞોની જ્વાલાઓ સંસારે જોઈ છે અને જોશે—તે
"તો ત્હારું કુલધન—ત્હારું દાય—ત્હારો વારસો—તેને સુધારવો વધા-
"રવો—એ શું ત્હારા જ હાથની વાત નથી? પાઞ્ચાલી! તું એક છે
"પણ ત્હારા સર્વાંગમાં આ સર્વ ચન્દ્રોનાં કિરણ રમી રહ્યાં છે તે સ્વપ્ન
"નથી પણ સત્ય છે! એ સત્યનું—એ ઋતનું—તું પોષણ કરીશ તો આ-
"વતા યુગને માટે તું આજથી અધિકારિણી થયાં કરીશ, અને આ
"ચન્દ્રોનું તેજ ત્હારા શરીરમાં ગર્ભરૂપે સ્ફુરશે તે ગર્ભનું સુપોષણ કરી તેને
"તું જન્મ આપીશ તો એ યુગની પૂજાને સમયે તેની આરતી તું જ
"કરીશ અને એ અલક્ષ્ય યુગનું સર્વને લક્ષ્ય દર્શન કરાવીશ!

"પાઞ્ચાલી! આ સાત ચન્દ્રના પ્રકાશમાં જેમ પેલા હિમાચલનાં
"શિખર ઉપરના હિમરાશિ સ્પષ્ટ દેખાય છે, આ બીજી ત્રણે ભાગનું
"મહાસાગરનું પાણી આપણાથી સ્પષ્ટ દેખાય છે, તેમ જ આ બ્રાહ્મ-
"યુગના પણ ચારે પાલ્લવ તને સ્પષ્ટ નથી દેખાતા? પાઞ્ચાલી! એ
"યુગમાં ત્હારું બહુ કામ છે! ત્હારું જ કામ છે! ત્હારી આશપાશનાં
"મહાસાગરનાં મોજાંની પેઠે ત્હારી આશપાશ કપિલોક ઉછળી રહ્યા છે
"તે ત્હારા દેશનાં હવાપાણીને સુધારશે, અન્ય દેશોમાં જવાનાં ત્હારા
"પુત્રોને સાધન આપશે, અને રત્નાકર ત્હારો રત્નાકર જ થશે! તું અને
"ત્હારી પ્રજા, આ હિમાચળના શિખર ઉપરના હિમ પેઠે જડ થઈ,
"સ્થિર થઈ, શીત થઈ, બેઠાં છો. પણ એ ત્હારું શાંત દૂર એકાંત પડી
"રહેલું હિમ અને કપિલોકના વિસ્તીર્ણ ઉછળતા સાગરનું ખારું પાણી—
"ઉભય પાણી જ છો અને તે એકઠાં થઈ નવી સુન્દર સૃષ્ટિ રચશો! પાઞ્ચાલી!
"અગસ્ત્ય જેવી ત્હારી પ્રજાના શરીરમાં એ સાગર સંચાર પામશે, અને ક-
"પિલોકમાં જે કોઈ વર્ગ સગરપુત્રો જેવો ઉન્મત્ત હશે તેને ત્હારા આ હિમા-
"ચલમાંથી વહી જતી ગંગા શાંત, શીત, અને પવિત્ર કરી દેશે. પાઞ્ચાલી!
"એ પવિત્ર કાળને માટે અને ત્હારા હિમરાશિના મીઠા જળના પ્રવાહો-
"માંથી ગંગાયમુનાઓના પ્રવાહ વ્હેતા મુકવાને માટે ઉત્સાહિની થા!

"પ્રવૃત્ત થા ! હું વિષ્ણુનો ચિરંજીવ બ્રાહ્મણાવતાર તને વહન આપવા
"તત્પર છું ! મ્હારી થોડી ઘટિકામાં કે થોડા દિવસમાં તું એ વહન
"પામીશ !

"પાઞ્ચાલી ! કુન્તી ! પાણ્ડવો ! હનુમાન ! અશ્વત્થામા ! ભીષ્મ ! ના-
"ગલોક ! આ ગિરિ અને સાગરો વચ્ચેના જન્તુઓ !

" किं दोर्भ्यां किमु कार्मुकोपनिषदा किं वैष्णवेनोर्जसा
" किं वेदाधिगमेन भास्वति भृगोर्वंशे च किं जन्मना ।
" किं वाऽनेन ममाद्भुतेन तपसा दूषां कृतान्तोऽपि चेद्
" युष्माकं कुरुते चिरमप्यनुशयो यो मे स पुष्णातु वः[1] ॥ "

"नदिमां वै

" पाण्डवैराहितं तेजो दधानां भूतये भुवः ।
" लोका जानीत पाञ्चालीमग्निगर्भां शमीमिव[2] ॥ "

પરશુરામનો સ્વર બંધ પડ્યો ને તેની સાથે આકાશના સર્વ ચન્દ્ર પાઞ્ચાલીની આશપાશ પ્રદક્ષિણા કરવા લાગ્યા અને એ સર્વ ચન્દ્રલોકમાંથી સૂક્ષ્મ સુન્દર ગાન નીકળવા લાગ્યું.

"પાઞ્ચાલી ! પાઞ્ચાલી !

" [3]कुलाचला यस्य महीं द्विजेभ्यः
" प्रयच्छतः सीमदृषत्त्वमापुः ।
" बभूवुरुत्सर्गजलं समुद्राः
" स रैणुकेयो भवतीं धिनोतु ॥ "

---

૧. જ્યાં સુધી યમ પણ તમને દૂષિત કરી શકે છે ત્યાંસુધી—મ્હારૂં બાહુબળ શા કામનું છે ? મ્હારૂં અસ્ત્રજ્ઞાન શા કામનું છે ? મ્હારૂં વૈષ્ણવ સામર્થ્ય શા કામનું છે ? મ્હારો વેદબોધ શા કામનો છે ? ભૃગુમુનિના પ્રકાશમાન વંશમાં મ્હેં જન્મ લીધો તે પણ શા કામનો છે ? અથવા આ મ્હારૂં અદ્ભુત તપ પણ શા કામનું છે ? આવી જે અનિર્વચનીય ચિન્તા મ્હારા મનમાં રહ્યાં કરે છે તે ચિન્તા તમારા પોષણનું સાધક થાવ ! ( સુભાષિતરત્નભાણ્ડાગાર ઉપરથી.)

૨. તો, હે લોકો, શમી (વૃક્ષ) ગર્ભમાં અગ્નિનું ધારણ કરેછે તેવી જ રીતે પાંડવોએ અર્પેલા તેજનું આ પાઞ્ચાલી, પૃથ્વીના કલ્યાણને માટે, ધારણ કરે છે તે જાણો ! ( શાકુંતલ ઉપરથી ). ૩. જેણે દ્વિજ એટલે સંસ્કાર પામેલી બુદ્ધિવાળા વર્ગને પૃથ્વી આપી તે વેળા તે દાનમાં આપેલી પૃથ્વીની સીમ ઉપર બાણના પથરાને સ્થાને કુલાચલ થયા ( એ સીમવાળો દેશ આ છે. ) અને દાનકાળે સંકલ્પનું પાણી મુકેલું તે આ ત્રણ પાસના સમુદ્રરૂપ થઈ ગયું ( એ સમુદ્રના ઉપયોગથી જ આમ સંપત્તિ અને ઉદ્ધાર છે ), તે પરશુરામ તમ આર્યાનું પોષણ કરો !' (સુભાષિતરત્નભાંડાગાર ઉપરથી).

ચન્દ્રલોકમાંથી સ્વરો બન્ધ પડ્યા તે પ્હેલાં હનૂમાન સર્વના સામે ઉભો રહી બોલવા લાગ્યો ને તેના પ્રતિધ્વનિ સમુદ્રોમાં ને પર્વતોમાં ઉઠવા લાગ્યા.

" द्वारे कल्पतरुन् गृहे सुरगवीश्चिन्तामणीनङ्गदे
" पीयूषं हृदयेषु पाण्डुतनयेष्वस्त्रोद्गमं ब्राह्मणम् ।
" एवं कर्तुमयं व्यवस्यति मुनिर्भूतेषु भाग्योत्क्रमम्
" पायान्नोऽखिललोकबुद्धिसदनो देवः स्वयं भार्गवः ॥ "

" Those only will survive this Out-going Age of Destruction who are *fittest* to live in the In-coming Age of Construction, and the fitness will consist, not in the mailed fist and its power to destroy, but in the Progressive Virtues of the brain and the heart. May we be fit for that Age, for there is no hope of survival for those not so trying to be so fit !"

આ સ્વર બંધ પડ્યો ને તેની સાથે સર્વ પવિત્ર સત્ત્વો અદૃશ્ય થયાં. માત્ર કુરુક્ષેત્રનું ચન્દ્રિકાની ચાદર પાથરેલું વિશાળ ઉઘાડું મેદાન, એક ચન્દ્ર અને અનેક તારાવાળું આકાશ, અને ઉત્તરમાં પૃથ્વીમાંથી ઉગેલા મ્હોટા વાદળા જેવો હિમાચળ, એ સર્વની વચ્ચે સરસ્વતીચંદ્ર અને કુમુદ તેજોમય વસ્ત્રથી સન્ધાયલાં, દક્ષિણ દિશા ભણી દિવ્ય પાંખોપર ઉડતાં જવા લાગ્યાં. થોડી વારે રત્નનગરી પાસેના સમુદ્રમાં એ રાજ્યોનાં બંદર અને તેમાં સ્હડવાળાં વ્હાણો અને ભુંગળાવાળી આગબોટો અને બંદર ઉપરના બંગલા સર્વ આ શાંત રજનિમાં સુતેલાં દેખાયાં અને માત્ર તેમાંના દીવા જાગતા હતા.

---

૧. આ પરશુરામ મુનિ ભુતમાત્રમાં ભાગ્યનો ઉત્ક્રમ એટલે ઉન્નતિનો ક્રમ ઉંચો રચવાનો વ્યવસાય કરે છે ! તે ઉત્ક્રમ કેવો છે ? તે ભૂતો ગૃહબ્હાર નિકળી બ્હાર પ્રવાસે નીકળે તે કાળને માટે તેમનાં દ્વારોમાં કલ્પવૃક્ષોને આ મુનિ રોપે છે; તેઓ પોતાનાં ગૃહમંદિરમાં કુટુંબવચ્ચે અને સ્વદેશમાં હોય તે વેળાને માટે તેમનાં આ ગૃહોમાં કામધેનુઓને મુકે છે; કંઈ પણ કાર્ય સાધવા તેમણે પોતાના હાથને ચલવવા પડે ત્યારે કેણીપાસ ચલાવવા એ જાણવાને અને સાધન શોધવાને માટે ને ભૂતોના હાથ ઉપર સોનાનાં કડાંને સ્થાને ચિન્તામણિ બાંધે છે; મનુષ્યો અરસ્પરસ સુખનાં સાધક થાય માટે તેમનાં હૃદયમાં અમૃત ભરે છે; લોકકલ્યાણની વૃદ્ધિને માટે સર્વત્ર પાંડવોમાં અસ્ત્રોના બ્રાહ્મણ ઉદ્‌ગમને મુકે છે એ ભાર્ગવ દેવ પરશુરામ પોતે સર્વ લોકની બુદ્ધિઓમાં વાસ કરે છે તે મુનિ આપણું રક્ષણ કરો ! ( સુભાષિતરત્નભાંડાગાર ઉપરથી ).

" કુમુદ, ત્હારા પિતાના સ્વામીના રાજ્યનો ભાવી ઉદય આ સ્થાને "સુઈ રહ્યો છે તે જો ! પ્રાતઃકાળે આ સ્થાને મ્હોટો મેળો જામશે !" સરસ્વતીચંદ્ર ઉડતો ઉડતો બોલવા લાગ્યો.

" અસ્તુ ! માત્ર ભગવાન ભાર્ગવની પળમાં આપણાં અનેક વર્ષ સમાય " છે તેટલી વાર હૃદય ધૈર્ય ધરે એમ નથી:" કુમુદ બોલતી બોલતી ઉડી.

સ્વપ્ન પુરું થયું. બે જણ સૌમનસ્યગુફાના સામા સામી ઓટલાઓ ઉપર છુટાં છુટાં ગાઢ અને સ્વસ્થ નિદ્રામાં પડ્યાં અને સંગત સ્વપ્ન સમાપ્ત થઈ ગયું, અને કદી કદી કુમુદ પોતાનું એકલું સ્વપ્ન જોતી હતી ને લવતી હતી.

" તમે બે વર્ષની ઢીલ બહુ લાંબી નાંખી ! પણ હશે! પાઞ્ચાલીના વિયોગમાં ને કુન્તીમાતાની ક્ષમામાં આપણી સર્વ સ્ત્રીયોએ લેવાના આશ્વાસનનાં દૃષ્ટાંત છે."

---

## પ્રકરણ ૩૬.

### ચન્દન વૃક્ષ ઉપર છેલો પ્રહાર.

Woodman, spare that tree!
Touch not a single bough!
So long it sheltered me,
And I'll protect it now.

*G. P. Morris.*



રંજીવોનું દર્શન સ્વપ્નના સિદ્ધનગરમાં સમાપ્ત થયું તેની સાથે સરસ્વતીચંદ્ર ગાઢ નિદ્રામાં પડ્યો. એક સ્વપ્ન વિનાની આખી નિશા ગાળી અને પ્રાતઃકાળે છેક આઠ વાગે એની આંખ ઉઘડી.

કુમુદ નિત્યને નિયમે ઉઠી હતી. પોતાને થયેલા સ્વપ્નની અદ્‌ભુત સામગ્રીઓ તેનાં બીજાં સ્વપ્નમાં પણ સાધનભૂત થઈ હતી અને ઉઠી ત્યારે સરસ્વતીચંદ્રને ઉઠવાની કેટલીક વાર સુધી વાટ જોઈ પાસે બેસી રહી. અંતે આની નિદ્રાનો ભંગ ન કરવો ઉચિત ગણી દંતધાવન આદિની સામગ્રી એની પાસે મુકી, સાધુજનોમાં કામમાં ભળવા નીચે ગઈ. કેટલીક વારે ઉપર ફેરો ખાવા આવી તો સરસ્વતીચંદ્ર ઉઠેલો હતો તેની સાથે કાંઈ સહજ વાતચીત કરી પાછી ગઈ, અને બે ગુફાઓની વચ્ચેના પુલ ઉપર જતી જતી બોલી: " કોઈને વધારે પરિચયથી વાસના વધે; આપણી ઘડી! દિવસ જ આજ કેવો સ્વસ્થ, સુંદર અને પવિત્ર લાગેછે?"

સર૦—જેવું મન તેવું જગત, અને જગત તેવું મન. આવાં પુણ્ય સ્વપ્નનું જગત અને તમારા જેવું પવિત્ર મન ! એ ઉભયનો સંયોગ આવા જ દિવસને દેખાડે !

કુમુદ૦—આપના પવિત્ર મનની છાયામાં ઉદય પામી સ્વપ્ન જાગૃતના કરતાં વધારે બોધક થાય છે ને મ્હારા જેવીનાં મન દૃઢ થાય છે. આપ આજના સ્વપ્નનું વર્ણન પણ કાલની પેઠે લખશો ?

સર૦—અવશ્ય લખીશ. પરમ દિવસના સ્વપ્ને મ્હારા દુઃખનો આવેગ વધાર્યો હતો. કાલના સ્વપ્ને મને સ્વસ્થ કર્યો છે, સંતુષ્ટ કર્યો છે, ને મ્હારા ધર્મના માર્ગ મ્હારી દૃષ્ટિપાસે સ્પષ્ટ તરી આવે છે.

કુમુદ૦—ગુરુજીનો પ્રયાસ સફલ થયો.

સર૦—તેમની તો કૃપા જ છે; પણ તેમની શક્તિથી જે મને મળે એવું ન હતું તે આજને સ્વપ્ને આપ્યું. કુમુદસુન્દરી ! મ્હારાં સર્વ પ્રિય જનને અને મ્હારા દેશને કલ્યાણમાર્ગે લેવાની ક્રિયા મને સાધ્ય થશે.

કુમુદ૦—શી રીતે ?

સર૦—આજ હું બ્હાર જવાનો નથી. આખો દિવસ આ જ વિચાર કરી સર્વ વાત મ્હારા હૃદયમાં સ્પષ્ટતમ સુવ્યવસ્થિત કરી દેઈશ ને સાયંકાળે તમને સમજાવીશ.

કુમુદ૦—એ સન્ધિનો સમય અને તે પછીનો સમય ગોષ્ઠીવિનોદથી દીપક થાય છે એ આપણે અનુભવ્યું છે; એ કાળે નિંદ્રા વિયોગ કરાવે તે સારું, અને આપણી વાર્ત્તા દિવસે કરીયે તે જ સારું.

સર૦—વાંકી વાળેલી અત્તરની શીશીયો ઢોળાતી ઢોળાતી બચી અને હવે તો દાટા દેવાઈ ગયાછે! હવે આપણે નિર્ભય નથી ?

કુમુદ૦—પવિત્ર સ્વપ્નોથી ભરેલું આપનું હૃદય આવા ભયને અવકાશ નહી આપે એવું હું માનું છું. પણ હજી આપણું ત્રસરેણુક-જીવન કેવળ સૂક્ષ્મ નથી થયું ને સ્થૂલ શરીરને ભવસાગરમાં તરતું રાખવા પ્રયત્ન કરવો પડે એવો સંભવ રહેતો મટી નથી ગયો.

સર૦—આજનો દિવસ મ્હારી વિચારસિદ્ધિને આવશ્યક છે ને રાત્રિ તો તમે કહો છો એવી છે.

કુમુદ૦—હું હવે ધારું છું કે બે રાત્રિના કરતાં ત્રીજીને આપણે વધારે પવિત્ર અને સ્વસ્થ કરી શકીશું. તો ઠીક છે. હું તરત જવાની આજ્ઞા માગું છું

સર૦—અદ્વૈતમાં આજ્ઞા શી ?

કુમુદ૦—એ પણ સત્ય છે; તો હું જાઉં છું.

કુમુદસુન્દરી ચાલી. ચાલવા માંડ્યા પછી સરસ્વતીચંદ્રે તેને પાછી બોલાવી "કુમુદસુન્દરી, જરા આવી ને જાવ."

કુમુદ પાછી ફરી.

"શી ઇચ્છા છે ?"

સર૦—તમારું મન સ્વસ્થ છે ?

કુમુદ૦—હા.

સર૦—દૃઢ છે ?

કુમુદ૦—એ પ્રશ્ન જ મનને અદૃઢ કરે છે.

સર૦—તમારા સંબંધમાં હું કાંઈ તમને કહું તે ખેદ વિના સાંભળી શકશો ?

કુમુદ—આપના સંસર્ગથી આપે આપેલી મ્હારી ક્ષુદ્ર શક્તિયોનું બળ આપ જ જાણી શકશો ને વધારી શકશો.

સર૦—જ્ઞાનદૃષ્ટિએ અને જ્ઞાનને બળે જ મ્હારું ક્‌હેવાનું સાંભળી તમારું હૃદય સ્થિર રહી શકશે.

કુમુદ૦—જો એમ હોય તો કલ્પનાનું કે શંકાનું કાંઈ કારણ નથી.

સર૦—તો બેસો ને આ વર્ત્તમાનપત્રો આપું તે વાંચો.

કુમુદ બેઠી. વર્ત્તમાનપત્રો વાંચવા લાગી. સૌભાગ્યદેવી અને પ્રમાદધનનાં મરણના અને કુમુદના ડુબી ગયાના સમાચાર એક પછી એક કુમુદે ધડકતે હૃદયે અને રોતી આંખોએ વાંચ્યા. પત્રો પાછાં મુક્યાં અને રોતી રોતી નીચું જોઈ બેસી રહી. શું બોલવું, શું કરવું, કે શું પુછવું—તે કાંઈ એને સુઝ્યું નહી. શોકનો એક કાળો રંગ એના હૃદયમાં વ્યાપી ગયો.

સર૦—તમને આવો શોક થશે જાણીને જ મ્હેં આ વાત તમને કહી ન હતી. હવે પરિપાક પામતા અદ્વૈતમાં આટલો પણ પડદો અધર્મ છે એમ જાણી હું આજ કઠણ હૃદયનો થયો ને આ વાત તમારી પાસે વંચાવવાની મ્હેં ક્રૂરતા કરી.

કુમુદનું મુખ લેવાઈ ગયું. એનાં આંસુ ખાળ્યાં રહ્યાં નહી.

"દેવીના વિષયનો તો મ્હારો શોક આપ સમજી શકશો. પણ "હું સત્ય કહું છું કે મ્હારા સ્વામીનાથને માટેનો પણ મ્હારો શોક

" એવો જ છે ને એથી વિશેષ છે. તેઓ સ્વભાવે સુશીલ અને
" સદ્ગુણી હતા—કુસંગે તેમને અવળે માર્ગે ચ્હડાવ્યા. એ માર્ગે એ ચ્હડ્યા
" ત્યારે પણ મ્હેં એમની સમજણનો દોષ ક્‌હાડયો ને એમના હૃદયમાં
" મને દોષ લાગ્યો નહી. એમનામાં વિદ્યા ન હતી પણ હૃદય હતું—ને
" તમારામાં પણ તમારી વિદ્યા કરતાં તમારા હૃદયનો વધારે વિશ્વાસ
" કરું છું તે તમે જાણો છો ! એ જીવ્યા હત તો કોઈ દિવસ શું મને
" પાછી સ્મરત નહી ? પ્રિય સરસ્વતીચંદ્ર ! આપના ઉપર મને દયા
" આવી ને એમના ઉપર પ્રીતિ હતી તેથી બે પાસનો વિચાર કરી
" મનમાં એમ ધારતી હતી કે આપ પાછા મુંબાઈ જાવ તો સુખી
" થાવ એટલે મ્હારે દયા કરવાનું ર્‌હે નહી, અને હું પાછી કાળે
" કરીને એમનું હૃદય નરમ થાય ત્યારે એમની પાસે જ જાઉં ! એવો
" કાળ આવશે એવી મને શ્રદ્ધા હતી અને હવે એ પાસની શ્રદ્ધા
" અને આશા સર્વ નષ્ટ થઈ ગયાં ! જેમને માટે અત્યાર સુધી હું આ-
" પની પાસે આ શરીરને શુદ્ધ રાખી શકી તે ગયા, ને હવે હું સાસરે
" પણ શું જાઉં ને પીયર પણું શું જાઉં ? મ્હેં એક સ્થાને વાચેલું હવે
" સ્ફુરે છે ને અનુભવું છું કે.

" Jealous, jealous, yet the heart
" Loves and weeps when all is past !"

" હરિ ! હરિ ! તને આ જ ગમ્યું ? "

બે હાથે મ્હોં ઢાંકી સંતાડી કુમુદ પુષ્કળ રોવા લાગી. સરસ્વતીચન્દ્રથી તે જોવાયું નહી. મર્યાદા મુકી એની પાસે એ બેઠો ને એને વાંસે અને માથે હાથ ફેરવી ક્‌હેવા લાગ્યો.

" તમારા હૃદયની શુદ્ધતા હું નહી સમજું તો કોણ સમજશે ? તમે
" ઉદાર છો, શુદ્ધ છો, ને ક્ષમાશીલ છો. હવે આ કાળનું ધૈર્ય પણ તમા-
" રામાં આવી શકે છે એટલું વધારે દેખાડી ઘો."

કુમુદ૦—હવે હું જે રોઇશ તે જગત અસત્ય જ માનશે.

સર૦—જગત ગમે તે માને ! શોક એ પોતાના હૃદયની સ્થિતિ છે—તેમાં સામાં માણસ સત્ય કે અસત્ય માને તેમાં આપણે શું ? આપણી સંસારી સ્ત્રીયો રોવાકુટવાનાં ચિત્ર ક્‌હાડે છે ને તેમાં કૃત્રિમ કળાઓ વાપરે છે તેવું આપણે ઓછું જ કર્યું છે. તમારો શોક શુદ્ધ છે; પણ સાધુજનો શોકને સ્વીકારતા નથી."

કુમુદ આંસુ લ્હોતી લ્હોતી જરા દૂર ખસી બેઠી.

"આપનું કહેવું યથાર્થ છે. પણ સંસારની રીતે મ્હારે હવે જુદો "આચાર ઘટે છે. પ્રથમ તો હું હવે સ્નાનને અને સૂતકને પાત્ર થઈ "ને આ હાથની બંગડીયોનો નાશ ઉચિત થયો. અને વૈધવ્યકાળને "જે જે બીજા—ઉચિત સંસ્કાર છે તે કરવા પડશે. પણ મને તે કોણ "બતાવશે અને કરાવશે ?" આટલું પુછતી પુછતી વળી તે રોવા લાગી.

સર૦—જે સંસાર તમે છોડ્યો છે તેના ધર્મ પાળવાની હવે આવશ્યકતા નથી. આ પવિત્ર સ્થાનમાં શુદ્ધ વિવાહથી વિવાહિત દમ્પતીનો મરણ પણ વિયોગ કરી શકતું નથી અને જેને સંસાર જન્મપર્યન્તનું વૈધવ્ય કહેછે તેને અંહીના સાધુજનો અવૈધવ્ય જ ગણે છે. માટે તમે સાધ્વીજનોમાં શ્રેષ્ટ આર્યાઓને અને ચન્દ્રાવલીમૈયાને પુછીને તે દર્શાવે તે વિધિ પાળો.

કુમુદ૦— શું આ વેશ રાખવો હવે એક પળ પણ ઉચિત છે ?

સર૦—તમે સાધુજનોની અધ્યાત્મદૃષ્ટિથી જુવો. સર્વ વેશ સંસારના સંપ્રત્યયાત્મક કલ્પનાઓથી થયલા છે. તમે તેની કલ્પનામાત્રનો નાશ કરો અને ગમે તો, સર્વ વેશને સમાન ગણી, લીધેલા વેશનો ત્યાગ ન કરો અને ગમે તો, સાધુજનો આવા પ્રસંગને માટે જે ઉચિત ગણતા હોય તેવો વેશ સ્વીકારો.

કુમુદ૦—આપે ભગવાં ધર્યાં તો હું પણ હવે તેનું જ ધારણ કરીશ.

સર૦— જે કરો તે સાધુજનોને પુછીને કરજો.

કુમુદ૦— આપનું વચન સત્ય અને ઉચિત છે.

શોકની મૂર્ત્તિ જેવી, અવસન્નતાની છાયા જેવી, અને નિઃશ્વાસની ધમની[1] જેવી બાળા સાધુઓ પાસે જવાને ઉઠીને ગઈ; અને જતાં જતાં ચારે પાસની ભીંતોના પત્થર પણ પોતાને જોતા અને કંઈક કહેતા હોય એમ તેમના ભણી આંખ અને કાન માંડતી, વસન્તગુફાની નીસરણી ઉપરથી, ધીમી ધીમી ઉતરી—તેને જોનારને એવું જ ભાન થાય કે આ ગમે તો પગથીયાં ગણે છે ને ગમે તો પોતાનાં પગલાં ગણે છે—આમ એ ઉતરી

એની પાછળ દૃષ્ટિપાત નાંખતો, આંખનો પલકારો કર્યાવિના એને ન્યાળી રહેતો, સરસ્વતીચંદ્ર બેસી રહ્યો ને એ અદૃશ્ય થઈ એટલે વિચારમાં પડ્યો.

1. ધમણ.

"ધાર્યું હતું કે આવો શોક જોવો ન પડે માટે આ વાત ન કહેવી.
"નવી અવસ્થાએ નવો ધર્મ ઉભો કર્યો અને મ્હારી ધારણા બદલાઈ.
"જ્યાં સુધી મને સ્થૂલ કામની ભીતિ હતી ત્યાં સુધી કુમુદ પોતાને
"અવિધવા ધર્મથી બંધાયલી ધારે તે જ ઇષ્ટ હતું. એ ભીતિ હવે બે
"પક્ષની ગઈ. પોતાને અવિધવા સમજનારી હવે પોતાને વિધવા જા-
"ણે છે. સ્થૂલ કામનાં શસ્ત્ર અત્યારે ખડાં થયાં હત, તો, હું અત્યારે
"એમ જ સમજત કે હવે આ મ્હારી ભોગ્ય વસ્તુ છે, અને અ-
"નેક ક્રૂર અપકારોએ ક્ષત કરવા માંડેલી પણ આત્મબળે અક્ષત
"રાખેલી પતિવ્રતા આ પળે ક્ષત થઈ જાત! અસ્વામિકા થયલી અ-
"નાથ બાળા કામનાં શસ્ત્રોનું અભિનન્દન કરી બેસત! હવે એ
"ભય એનું પણ ગયું ને મ્હારું પણ ગયું. ઈશ્વરની પરમ કૃપાએ
"અને ઉભય પક્ષની કલ્યાણબુદ્ધિએ આ શમ અને દમને પુણ્ય માર્ગ
"પ્રત્યક્ષ કરાવ્યો! સૂક્ષ્મ પ્રીતિએ સ્થૂલ પ્રીતિને ઉતારી નાંખી અને
"પોતાનું જ નિષ્કંટક રાજ્ય કરી દીધું. કુમુદ! તું જે શોકથી અ-
"ત્યારે ગ્રસ્ત થઈ છે તે હવે ત્હારું કલ્યાણ કરશે એમ ધારીને મ્હેં
"આ શસ્ત્રવેધના જેવી ક્રૂરતા વાપરી છે. એનાં અન્ય દુઃખ એટલાં
"બધાં વધ્યાં હતાં કે તેમના પ્રહાર ખમતાં ખમતાં આ કોમળ હૃદયને
"તે દુઃખોમાંથી જ બોધ લેવાનો અવકાશ મળી શક્યો ન હતો. એ
"પ્રહારોમાંનો છેલો પ્રહાર એને મળી ચુક્યો ને શોકમાંથી વિચારકાળ
"હવે ઉદય પામશે. ઈશ્વરે દુઃખ અને શોકની સૃષ્ટિ મનુષ્યોનાં સૂક્ષ્મ
"જીવનને સિદ્ધ કરવાને માટે જ રચી છે. દુઃખ અને શોક જાતે
"આમ પરિપાક પામીને પછી નષ્ટ થાય તે જ કલ્યાણકારક છે.

" He that lacks time to mourn, lacks time to mend.
" Eternity mourns that. 'Tis an ill cure
" For life's worst ills to have no time to feel them.
" Where sorrow's held intrusive and turn'd out,
" There wisdom will not enter, nor true power,
" Nor aught that dignifies humanity.*

"કુમુદ! ત્હારા આ દુઃખમાંથી ત્હારું હૃદય કોક પવિત્ર પરિણામ
"જ આણશે. પાશ્ચાત્ત્રી! ચિરંજીવ મહાત્માઓનાં સ્વપ્ન તને દુઃખ-
"માંથી સિદ્ધ થતી દેખાડે છે ત્યારે કુમુદ પોતાના સૂક્ષ્મ જીવનને પણ
"દુઃખમાંથી જ સિદ્ધ થતું આ જાગૃત અવસ્થામાં દેખાડે છે.

* Sir H. Taylor.

" કુમુદ! સંસાર તને વિરોધની મૂર્ત્તિ ગણે તો તેનો શો દોષ?
" મ્હારા ઉપર આટલી પ્રીતિ પ્રત્યક્ષ ધારનાર હૃદયમાં પ્રમાદને માટે
" અત્યારે તને શોક થાય છે તેને ગમે તો સંસાર સ્ત્રીચરિતના ચાળા
" જેવો માને ને ગમે તો ઈશ્વિરે રચેલા અનેક પરસ્પર—વિરોધી ચમ-
" ત્કારોમાંનો એક ગણે નહી તો બીજું શું કરે? તેને મન તો

" Woman's at best a contradiction still!"†

" પણ આ સાધુજનોની ચિકિત્સા ત્હારી શુદ્ધ પરીક્ષા કરશે અને તને
" ઉત્તમ ઔષધ આપશે. ત્હારા વિરોધમાં તેઓ માત્ર વિરોધાભાસ
" જ જુવે છે, અને હૃદયનાં અવિરોધી સત્વોને શોધી કુહાડી તેમનું
" સંગીત પ્રકટ કરશે. સંસાર! ચંદનવૃક્ષની શાખા જેવી કુમુદને તું
" કેટલા પ્રહાર કરે છે? બહુ બહુ પ્રહાર ત્હેં કર્યા! તે પ્રહારથી ઉડેલો
" સુગન્ધ સુન્દરગિરિ ઉપરનાં પવિત્ર સત્વોનાં હૃદય સુધી પ્હોચ્યો છે!
" સંસાર! હવે ત્હારા પ્રહારો બંધ કર! ત્હારી કુહાડી હવે આ વૃક્ષને
" સ્પર્શ કરે એમ હું નહી થવા દેઉં! એમ ન થવા દેવાનો હું અધિકારી
" થયો છું, અને તેમ ન થવા દેવું એ મ્હારો ધર્મ તો છે જ!"

---

## પ્રકરણ ૩૭.

## મિત્ર કે પ્રિયા?

પ્રેયો મિત્રં બન્ધુતા વા સમગ્રા સર્વે કામાઃ શેવધિર્જીવિતં ચ × × × ધર્મ-
દારાશ્ચ પુંસામ્ ॥ ભવભૂતિ.

( અર્થ—ધર્મપત્ની, પતિનો સર્વથી વધારે મિત્ર છે, સર્વ સગપણનો સર-
વાળો છે, સર્વ ઇચ્છાઓનું સ્વરૂપ અને સર્વ ભંડાર છે, ને પતિનું જીવન
જ છે. ભવભૂતિ )




તે ઉછેરેલું ચન્દનવૃક્ષ સંસારનો આ નવો પ્રહાર કેવી રીતે સહી શકે છે અને પોતે તેને કેટલું બળ આપેલું છે તેનું ગણિત કરતો કરતો એ વૃક્ષનો માળી સરસ્વતીચંદ્ર, અનેક વિચારોમાં મગ્ન થઈ, તેના અને પોતાના સહવાસ અને સંગત-સ્વપ્નોના સ્થાનભૂત ઓટલા આગળ ઉભો રહી, બ્હાર દૃષ્ટિ નાંખવા લાગ્યો.

---

† *Pope's Moral Essays.*

ગુફાઓ વચ્ચેના ઝરાઓના આરા ઉપર સાધ્વીઓની વચ્ચે થઈને નીચી દૃષ્ટિથી ચાલતી કુમુદ જતી જણાઈ. છેટે એક સ્થાને તેણે પાણીમાં પેંશી કેશ પલાળી સ્નાન કર્યું; સાધ્વીઓમાંનું કોઈ પણ બોલતું દેખાયું નહી. પુતળીઓની પેઠે મુગી રહી સર્વ સ્ત્રીયો કુમુદની શોકપ્રવૃત્તિમાં સહાયક થતી હતી. કુમુદનાં આંસુ ઝરાના પાણીમાં વહી જતાં માળ ઉપર ઉભેલા પુરુષે કલ્પ્યાં. કેડ સુધી લટકી રહેતે ભીને વાળે, ઉંચાં નીચાં અવયવોમાં વ્હોટી જતે ભીને લુગડે, બેસી જતા દેખાતા ગાલે, અસ્વસ્થ પણ મન્દ શિથિલ ક્રિયાએ, પાણીમાં ન્હાતી કુમુદમાં સરસ્વતીચંદ્રના હૃદયને તૃપ્ત કર્યું, લીન કર્યું, અભિલાષી કર્યું, દયાલુ કર્યું, તપ્ત કર્યું, શોકગ્રસ્ત કર્યું, અને અંતે અનેક ઉંડા નિઃશ્વાસોની ધમણથી ધમતું કર્યું. પ્રીતિની નાડીઓ એના હૃદયમાં અને શરીરમાં નવા અને અપૂર્વ મન્દ વેગથી વહન પામવા લાગી અને દુઃખી નર્મદના અનુભવને તેમાં પુનર્જન્મ આપતી હોય તેમ એની પાસે ધીમે ધીરે સ્વરે ગવડાવવા લાગી.

"સલામ, રે દીલદાર, યારની! કબુલ કરજે!
રાખીશ માં દરકાર, સાર દેખી ઉર ધરજે.
ઘણા ઘણા લેઈ ઘાવ, તાવમાં ખુબ તવાયાં!
નહી અન્ન પર ભાવ! નાવમાં નીર ભરાયાં!
સરખાસરખી જોડ, કોડનાં બંને માર્યા;
છુટી પડી ગઈ સ્હોડ! હોડમાં બંને હાર્યા!
એક અંગીનાં અંગ, નંગ–કુન્દન બન્યો છે!
છાજ્યો નહી રે સંગ, રંગમાં ભંગ પડ્યો છે!"[1]

"કુમુદ! કુમુદ!

"પ્રિયા! તું શોક છોડી દે!
જગતના બન્ધ તોડી દે!
તું કાજે હું કરૂં શું? કહે!
હૃદય પર શલ્ય શાને વ્હે?
હવે ઉભાં નવે દેશે!
હવે ફરીંગે નવે વેશે!
નથી સંસારની ભીતિ;
ત્યજી સંસારની રીતિ.

---

૧ નર્મકવિતા.

સગાં સંસારનાં છોડયાં;
છુટયાં તેઓથીં તરછોડ્યાં.
સુરમ્ય જ સાધુનો પન્થા;
ધરી લે—મ્હાય તો—કન્થા.
હવે વિશ્વમ્ભરે જ રચ્યો,
પ્રિયા, સંકેત, જો, આ મચ્યો !"
પ્રિયા, સઉ શોક છોડી દે !
જડાઈ જા તું આ હૃદયે !
પ્રિયા ! સઉ શોક ત્યજને તું !
પરાપ્રીતિયજ્ઞ યજને તું !"

જુના હૃદયમાંથી આ નવા ઉદ્ગાર નવા વેગથી નીકળતા હતા એટલામાં સાધ્વીઓએ કુમુદને અંચળો આપ્યો ને તેણે તે પ્હેરવા માંડ્યો. કુમુદની આંખોમાં આંસુ છે કે નહી તે આટલે દૂરથી દેખાતું ન હતું. પણ એણે બીજું શરીર લ્હોયું, જુનું રંગીન રાતું વસ્ત્ર બદલ્યું, ને નવું પ્હેર્યું—એટલામાં જ્ઞાતાજ્ઞાત સુન્દર અવયવો, ઉપર ઉભેલાની આંખને, કંઈ કંઈ સાનો કરવા લાગ્યાં. અંચળો પ્હેરાઈ રહ્યો ને કુમુદ સાધ્વીને રૂપે ઉભી ત્યાં એ સાનો બંધ થઈ ગઈ ને સટે વૈરાગ્યની મૂર્ત્તિ જેવી બાળાનાં દર્શન આજ જોનારના હૃદયમાં પવિત્ર સંસ્કારોને ભરવા લાગ્યાં. શાંત સ્થિર થઈ સરસ્વતીચંદ્ર એને જોઈ રહ્યો ત્યાં કન્થા ધરેલી કુમુદના સામી સાધ્વીઓ ઉભી રહી અને પરિચિત પણ સ્ત્રીકંઠની કોમળ ગર્જના કરી ઉઠી તે ઉપર સુધી સંભળાઈ કે—

"નન્દકો નન્દન એક આનન્દ દેત હય ! વિષ્ણુદાસજીકો જય ! ચન્દ્રાવલીમૈયા કો જય ! મધુરીમૈયાકો જય !"

થોડી વારમાં સર્વ મંડળ ચાલવા લાગ્યું અને ગુફાઓનાં છજાં નીચે અદૃશ્ય થયું. સરસ્વતીચંદ્ર શાંત થયો અને થોડીક વારમાં અન્ય વિચારોમાં પડી અંતે પોતાના સ્વપ્નનો ઇતિહાસ લખવામાં મગ્ન થયો. બે ચાર ઘડી એ લેખમાં ગાળી હશે એટલામાં કાને સ્વર સંભળાયો:—

"જી મહારાજ ! આજ્ઞા હોય તો ઉપર આવું."

"નીરાંતે આવો." સરસ્વતીચંદ્ર ઉભો થતો થતો બોલ્યો અને રાધેદાસ ઉપર આવ્યો.

રાધે૦—જી મહારાજ, વિહારપુરીજી સંદેશો મોકલે છે કે આપના

પ્રિય મિત્ર પ્રાતઃકાળે યદુશૃંગ ઉપર આવશે અને તેમને ક્યાં વાસ આપવો તે પુછાવે છે.

“ અવશ્ય જ્યાં હું છું ત્યાં જ લાવજો ” હર્ષમાં આવી સરસ્વતીચંદ્રે ઉત્તર દીધો.

રાધે૦—જેવી આજ્ઞા.

રાધેદાસ ગયો.

સરસ્વતીચંદ્ર વિચારમાં પડ્યો.

“ ચંદ્રકાંત પ્રાતઃકાળે આવશે—પણ કુમુદનું તે પ્રસંગે શું કરવું ? મિત્રના સમાગમકાળને પ્રિયાના વિયોગનો પ્રસંગ કરવો ? કુમુદના સૂક્ષ્મ પરિતાપને કાળે, આટલા સહવાસને અંતે, તેને ક્ષણ પણ દૂર કરવી ધર્મ્ય નથી. પણ સંસારની દૃષ્ટિથી જોનાર અને સાધુઓની દૃષ્ટિનો અપરિચિત મિત્ર કુમુદને અંહી જોઈ શા શા સંકલ્પ નહી કરે અને મ્હારા ઉપરની એ મિત્રની પ્રીતિમાં શાં શાં વિઘ્ન નહી આવે ? મ્હારા પોતાના ભાગ્યના એ પરિણામના તર્ક હું શા માટે કરું છું? પ્રિય કુમુદ ! ત્હારા સંપ્રત્યયની અનુકૂળતા તને ગુપ્ત રાખવામાં જ હશે, ત્હારે એ મિત્રથી અદૃશ્ય રહેવું હશે, તો જોડેની ગુફા ત્હારે માટે છે ને નીચલો ખંડ મિત્રને માટે રહેશે. ત્હારે તેને મળવાની ઇચ્છા હશે તો તો મ્હારે કાંઈ વિચારવાનું જ નથી. મિત્ર મ્હારી શુદ્ધ પરીક્ષા કરશે તો મને સાધુવત્ લેખશે ને કુમુદના યોગનું એ અભિનન્દન કરશે, મ્હારી કથામાં શ્રદ્ધા રાખશે, ને મ્હારા પ્રીતિયજ્ઞમાં ઉત્તમ આશ્રય આપશે. મિત્ર મ્હારી અશુદ્ધ પરીક્ષા કરશે તો મ્હારો ત્યાગ કરશે, ને મ્હેં તો સર્વનો ત્યાગ કરેલો જ છે તે હું મ્હારો ત્યાગ બીજું કોઈ કરે તેમાં શો દોષ ક્‌હાડું ? એ મ્હારો ત્યાગ કરશે તેથી મ્હારા હૃદયની એના પ્રતિની પ્રીતિ ન્યૂન થવાની નથી. સંસારના સંપ્રત્યયનો અનુભવી એ વિદ્વાન એ સંપ્રત્યયોથી દોરાય તેમાં એની પ્રીતિનો દોષ શો ક્‌હાડવો ? કુમુદ સાથે હું નવીન ધર્મથી બંધાયો છું ને બંધાઉં છું ને તે ધર્મનો ઉદય, મ્હેં ધર્મથી કરેલા આમન્ત્રણને લીધે ને ધર્મથી પ્રાપ્ત થયલા અદ્વૈતને લીધે, થયો છે તો તેનો સત્કાર અનિવાર્ય છે ને તેને પ્રતિકૂળ થયા વિના મિત્ર સાથેના ધર્મનો જેટલો સત્કાર થશે તેટલો કરીશ ને નહી થાય તેટલો નહી કરું. સાધુઓનો સનાતન ધર્મ આ માર્ગ મને દર્શાવે છે તો બીજું કાંઈ વિચારવાનું નથી. સાધુજનો, તમારા સનાતન ધર્મના સર્વ પન્થ સુદૃશ્ય છે, ને સુખ તેમ શાંતિનાં કલ્યાણના દાતા છે. તમારા ધર્મમાં દૃષ્ટિને ભારે ગુંચવારા નથી ને જે

ગુંચવારા નીકળે છે તે જાતે જેવા સૂક્ષ્મ અને રમણીય હોય છે તેવાં તેમનાં સમાધાન પણ સૂક્ષ્મ અને રમણીય થાય છે. સત્ય છે કે એ ધર્મનાં પાલન કઠણ અને કષ્ટસાધ્ય થાય છે—પણ એથી જ તે પાલન તપ-રૂપ છે, એથી જ તે સાધુજનોને સિદ્ધ કરે છે, અને એથી જ તે અસાધુજનોને ગમતા નથી. પણ એ ધર્મ જાણવામાં કે પાળવામાં આ તપ વિના બીજો ગુંચવારો નથી. કુમુદ ! ચન્દ્રાવલીમૈયાની રસબુદ્ધિએ આપણે માટે યોજેલા તપમાં, અને આપણાં સૂક્ષ્મ જીવનમાં, આપણે કેવી રમણીયતા અને સંસિદ્ધિ ધર્મથી અનુભવી છે ?

---

## પ્રકરણ ૩૮.

### ઓજનનું હૃદય અને એ હૃદયની સત્તા.

I pass, like night, from land to land;
I have strange power of speech;
That moment that his face I see,
I know the man that must hear me:
To him my tale I teach.

—*Coleridge's Ancient Mariner.*

शुश्रुवे प्रियजनस्य कातरम्
विप्रलम्भपरिशंकिनी वचः ॥ रघुवंशम् ॥
आशाबन्धः कुसुमसदृशं प्रायशोऽह्यङ्गनानाम्
सद्यःपाति प्रणयि हृदयं विप्रलम्भे रुणद्धि॥

भवभूति.



ભગવી કન્થા ધારી કુમુદ સાધ્વીયો સાથે ગઈ અને સરસ્વતીચન્દ્ર સૌમનસ્યગુફાના સંસ્કારદીપક ઓટલા ઉપર બેસી પોતે જોયેલાં સ્વપ્નોના પોતે લખેલા ઇતિહાસ વાંચવા લાગ્યો અને પોતાના દેશનું અને દેશની વસ્તીનું કલ્યાણ શામાં છે અને કેવાં સાધનથી સાધ્ય છે તેના વિચાર કરવા લાગ્યો. વિચારે વિચારે એની સ્વપ્નસામગ્રી સહાયભૂત થઈને આખો દિવસ પ્રસન્ન ચિન્તામાં ગયો. ભોજનકાળ વિના એમાં બીજું વિઘ્ન આવ્યું નહી અને કુમુદના વિના બીજા સત્વે તેમાં વ્યવધાનશક્તિ બતાવી નહી. અપ્રત્યક્ષ રહીને પણ અત્યારે કુમુદ જે વ્યવધાનશક્તિ બતાવતી હતી તે પણ સાત્ત્વિક પ્રીતિના સંસ્કારોનાં જાગૃત સ્વપ્નો ઉત્પન્ન કરીને

જ બતાવતી હતી, અને જેવી રીતે તે સ્વપ્નમાં સહચારિણી થઈ હતી તેવી રીતે આજના જાગૃત વિચારોમાં પણ માત્ર વિચારરૂપે જ સહચારિણી થતી હતી. સૂર્યાસ્તથી પાંચ છ ઘડી પ્હેલાં તેના વિચાર સમાપ્ત થયા ને તેને અન્તે પોતાની ગુફાની ઉપલી અગાશીમાં ચ્હડી ચારે પાસના સૃષ્ટિસૌંદર્યને આ પુરુષ જોવા અને ભોગવવા લાગ્યો. એ ભોગ–મેઘના ઉપર વીજળી જેવી વાણી ચમકવા લાગી.

“ શરીરની શક્તિયો શરીરના ભોગથી વધે છે ઘટે છે, તેમ મનની શક્તિયો મનના ભોગથી વધે છે ઘટે છે, અને શરીર અને મનના વિવાહથી સંયુક્ત અવસ્થાને પામેલી શક્તિયો એ બેના સંયુક્ત ભોગથી વધે છે ઘટે છે. અમુક માત્રામાં ભોગને રાખવાથી આ સર્વ શક્તિયો વધે છે ને તે માત્રાની મર્યાદા તોડવાથી એજ શક્તિયોને એ જ ભોગ ક્ષીણ કરે છે. આ માત્રાનું તારતમ્ય અંહીના સાધુજનો જાણે છે, પ્રાચીન આર્યો જાણતા અને આજના પાશ્ચાત્ય લોક જાણે છે. એ શક્તિયોના વિકાસથી ને સદુપયોગથી લોકનું કલ્યાણ છે. સર્વ શ્રમમાં, સર્વ તપમાં, સર્વ ઉદ્યોગમાં, સર્વ સુખમાં, સર્વ દુઃખમાં, સર્વ ભોગમાં, અને સર્વ ત્યાગમાં, યોગ્ય માત્રા રાખ્યાથી આ કલ્યાણ સધાય છે અને તોડ્યાથી અકલ્યાણ સધાય છે. મ્હારા દેશમાં આ માત્રાના અજ્ઞાને દુઃખની હોળી સળગાવી છે ને મ્હારા દેશી બન્ધુઓની સર્વ શક્તિયોને ક્ષીણ કરી દીધી છે—તે શક્તિ વધારવાને મ્હારા વિદ્વાન્ બન્ધુઓના અને રાજ્યકર્ત્તાઓના સર્વ પ્રયત્ન નિષ્ફળ થાય છે તેનું કારણ આ અજ્ઞાન અને આ અશક્તિ ! એ અજ્ઞાનનો ને અશક્તિનો નાશ અશક્ય નથી. આર્ય લોક માનતા[1] અને પાશ્ચાત્યો માને છે કે અગ્નિ દેખાતો કે ન દેખાતો હોય તો પણ કાષ્ટમાત્રમાં ગૂઢ રહેલો છે તે પ્રમાણે આ દેશના આર્યોમાં જ્ઞાન અને શક્તિ સ્થળે સ્થળે ગૂઢ—dormant રહેલાં છે—અલખ રહેલાં છે. તે ગૂઢ દૈવતને પ્રકટ કરવાં, અલખને લખ કરવાં, કરાવવાં, એ હવે મ્હારો અભિલાષ, મ્હારો ધર્મ, અને મ્હારે પ્રકટવાનો મહાયજ્ઞ—તે અભિલાષની સિદ્ધિને માટે હું પૂર્ણ પ્રયત્ન કરીશ, એ ધર્મ–વિચારના આચાર પાળીશ, અને એ મહાયજ્ઞમાં આહુતિઓ આપીશ”

“ અલખ રહ્યાં ગુણ શક્તિ નિરંતર
દેશકાળમાં સ્થળે સ્થળે;
તે સઉ અલખ જગાવું હવે હું !

---

૧ अग्निस्तेजोमहाँल्लोके गूढस्तिष्ठति दारुषु.

અલખ બનો લખ ! ભલે ! ભલે !
અલખ જગવવા હું અધિકારી !
લક્ષ્મી મ્હારી ભસ્મ કરું !
જનતા[1] તે મુજ ભવ્ય દેહ, ત્યાં
ભસ્મ વિભૂતિ ધરી ફરું !
એ સંન્યાસ થકી પરિવ્રાજક
હું **સંસાર-શ્મશાન** તણો !
અલખ ખેલનો સાક્ષી બનું છું !
ભેખ રક્ત વૈરાગ્ય તણો. "

આ કવિતા ગાતાં ગાતાં સરસ્વતીચન્દ્ર ઉભો થયો હતો, ઉત્સાહમાં આવી હાથ ઉંચા કરી કરી ફરી ફરી ગાતો હતો, અને પોતે ગાય છે તે કોઈ સાંભળે છે કે નહી તેનો વિચાર કર્યા વિના ઉચ્ચ સ્વરે આકાશ સામું જોઈ ગાતો હતો. પણ એના સ્વગત–વાક્યોના[2] આરંભકાળથી જ કન્થાધારિણી શોકગ્રસ્ત કુમુદ એની પાછળ આવી, બોલ્યા ચાલ્યા વિના, આવી, ઉભી રહી હતી, ક્ષણમાં ઉભી ઉભી આંસુ સારતી હતી તો ક્ષણમાં નીચું જોઈ વિચારમાં પડતી હતી, ક્ષણવાર સરસ્વતીચંદ્રના પૃષ્ઠભાગનું દર્શન કરી પ્રતિમાદર્શનકાળના જેવા યોગમાં લીન થતી હતી તો ક્ષણવાર નિઃશ્વાસ મુકતી હતી, અને પવનથી હાલતી કુંપળ પોતાની ડાળને વળગી રહે તેમ આ સર્વ અવસ્થામાં એમની એમ એક જ સ્થાને ઉભી રહી હતી. અન્તે દીર્ઘ નિઃશ્વાસ મુકી, આંસુ લ્હોઈ, આગળ આવી અને સરસ્વતીચંદ્રને પગે પડી.

સરસ્વતીચંદ્ર કંઈક ચમક્યો પણ સ્વસ્થ બની પોતાને પગેથી કુમુદને ઉંચી કરવા નીચો પડ્યો અને કોમળ કમ્પતી દેહલતાને હાથમાં સાહી ઉઠાડવા લાગ્યો.

" કુમુદસુંદરી !' સાધુજનોમાં આ આચાર પ્રશસ્ત નથી એવું ચન્દ્રાવલીમૈયાનું જ વાક્ય છે—માટે તમે ઉઠો."

કુમુદ ઉઠતી ઉઠતી બોલવા લાગી " મને દીક્ષા આપો, મ્હારા શોકનો " એક વાર નાશ કર્યો તેવો ફરી કરો, હું હજી સંસારિણી જ છું. ને " આ કન્થા પ્હેરવાથી કંઈ ઉત્કર્ષને પામી નથી. આપના ચરણસ્પર્શે એક " વાર મને આપના મહાસ્વપ્નમાં સહચારિણી કરી પવિત્ર કરી છે તો " બીજી વાર આ પવિત્ર ઉત્કર્ષક ચરણનો સ્પર્શ કરું છું તે એવા

૧. જનસમુદાય. ૨. પોતાના મનને કહેલાં વાક્ય.

" અભિલાષથી કે મ્હારા ઉદ્ધારના કોઈ અતિ પવિત્ર માર્ગે આપ મને
" લેઈ જાવ, અને જેમાં સંસાર કે સાધુજન કંઈ દોષ ન દેખે અને
" મ્હારું કલ્યાણ થાય એવું ફળ આપો. સંસારને આપ શ્મશાન ગણો
" છો તો હું પણ તેને શ્મશાન જ ગણું છું, પણ મ્હારા શોકને બળવાની
" ચિતા તેમાં સળગતી નથી ને એક વાર સળગી તો આ પવનને ઝપાટે
" વધારે લાગવાને ઠેકાણે હોલાઈ ગઈ! મ્હારો દુર્ગન્ધી શોક એ ચિતા
" ઉપર એવો ને એવો પડેલો દેખાય છે! મ્હારા શોકને, મ્હારા વિકા-
" રને, અને મ્હારાં કલંકને હવે આપ ભસ્મરૂપ કરો અને મને માત્ર એ
" ભસ્મની પેઠે જ આપના સહવાસમાં ઉડવાની શક્તિ આપો! એ વિના
" વધારે જીવન મ્હારે હવે નથી જોઈતું."

એને વાંસે હાથ મુકી સરસ્વતીચંદ્ર ક્‌હેવા લાગ્યો. "કુમુદસુંદરી! તમારો
" શોક તમને પાવન કરે છે તે પ્રત્યક્ષ કરો. આ મ્હારા હાથનો ને
" તમારા શરીરનો સ્પર્શ બે દિવસ ઉપર આપણને વિકારથી ભરતો
" હતો તે બેને અત્યારે પ્રકૃત અવસ્થામાં ર્‌હેવા દે છે--આ તમારા
" શોકનું શુભ પરિણામ આપણે બે જણ આપણા સૂક્ષ્મ અદ્વૈતને
" બળે અનુભવીયે છીયે. એથી વધારે ફળ આ શોક આપે એમ
" નથી માટે તેને હવે નિષ્કારણ ગણી ત્યજો. કાલ પ્રાતઃકાળે ચંદ્રકાન્ત
" અત્રે આવે છે ને મ્હારે તમારે કંઈ પણ એકાન્ત વાર્त્તા કરવાનો પ્રસંગ
" તે પછી ન્યૂન થશે. માટે, શોકને સમાવી દેઈ, મળી વેળાનો ઉપયોગ
" કરો તો સારું "

કુમુદ ઉંચું જોઈ બ્હાવરી બની બોલી: " ચંદ્રકાંતભાઈ ભલે આવે.
" આપણે શી વાત કરવી તે મને કંઈ સુઝવાની નથી."

સર૦—તમે શાંત સ્વસ્થ થઈ બેસો તો હું સુઝાડું.

કુમુદ૦—આપ બેસો એટલે હું બેસીશ.

સર૦—ચાલો. બે જણ બેઠાં. પ્રથમ ક્‌હો કે સાધુજનોએ તમને
શો ઉપદેશ કર્યો ?

કુમુદ૦—તેઓ મ્હારા સ્વામીને સ્વામી ગણતાં નથી તો તેમના ઉ-
પદેશ શા કામના ?

સર૦—પણ તે સ્વામી હોય તો શા વિધિ આવે પ્રસંગે પાળે છે ?

કુમુદ૦— સંસારી જન સાધુ થાય તે કાળે તેની પાસે સંસારનું સ્નાન
કરાવે છે; ને એમનો સંપ્રદાય આવે પ્રસંગે તો શબનો સ્પર્શ કરનારને જ સ્નાન

મમાં રહેલાં જાણી, તેમની જે મનોવ્યથા તમે ટાળવા ઇચ્છો છો, તે વ્યથાને તેઓ પામશે. મને પોતાને સંસારનું કે કોઈનું ભય નથી. સાધુજનો આપણા જે અદ્વૈતને માને છે તેને સ્વીકારી બે વર્ષ પછી પ્રસિદ્ધપણે તમારું પાણિગ્રહણ કરી મુંબાઇનગરીમાં જઈને પ્રકટપણે રહીશું તો તેમ કરવા સર્વ સાધન મ્હારી પાસે છે ને મ્હારા પ્રાયશ્ચિત્તની પૂર્ણાહુતિ તો તે વિના બીજી કોઈ પણ નથી. તેમાં મને ભય નથી પણ આવો લાભ છે, ને તમારાં માતાપિતાને મ્હેં કહ્યું તે ભય છે. આ માર્ગોમાંથી જે તમને પ્રિય તે મને પ્રિય થશે.

કુમુદે નિઃશ્વાસ મુકયો. “આપની વાસના પ્રાયશ્ચિત્તશોધનમાં જ સમાપ્ત થાય છે.”

સર૦—આટલું અદ્વૈત અનુભવ્યા પછી આ દ્વૈતશંકા શા માટે કરો છો ? એક માર્ગે અનેક ફળ મળતાં હોય તો શા માટે લેવાં નહી ? મ્હારી વાસના કે પ્રીતિ કે જે કહો તે તમે પ્રત્યક્ષ કરી છે તો હવે તેમાં શા કારણથી શંકા રાખો છો ? પ્રીતિની સિદ્ધિ સાથે પ્રાયશ્ચિત્તની પણ સિદ્ધિ સાથે સાથે થઈ જતી હોય તો શા માટે ન શોધવી ? તમારો વિશ્વાસ ખોવા જેવું કાંઈ નવું કૃત્ય મ્હેં કર્યું મને સાંભરતું નથી.

કુમુદ૦—તો આ પ્રાયશ્ચિત્તનું નામ દેવું પડતું મુકો અને એનો સંકલ્પ પણ તમારા મનમાંથી દૂર જાય તેને જ ગમે તો પ્રાયશ્ચિત્ત માનો ને ગમે તો મ્હારા ઉપર પ્રીતિ કે કૃપા કરી માનો. મ્હારે માટે આટલું દુષ્કર કરો.

સર૦—એ પણ રમણીય કહ્યું અને હું તેમ વર્ત્તવા પ્રતિજ્ઞા લેઉં છું. તમારી પ્રીતિના બળ આગળ આટલામાં હવે મને કંઈ દુષ્કર નથી.

કુમુદ૦—આજ સુધી એમ થતું હતું કે બે વર્ષ પછીનું આયુષ્ય કેવી રીતે ગાળવું તે વિચારવાને બે વર્ષ ઘણાં છે ને તે વિચારવાની આજથી શી ઉતાવળ છે. હવે આજથી જ એ વાત વિચારવાની આતુરતા આપે ઉત્પન્ન કરી છે.

સર૦—જો હું પ્રકટ થાઉંછું તો તમારો સંબંધ ગમે તો પ્રકટ કરવો પડશે ને ગમે તો ગુપ્ત રાખવો પડશે. તે બેમાંથી શું કરવું એ પ્રશ્નને અંગે આ બધા ભવિષ્યનો વિચાર કંઈક પ્રાપ્ત થયો તે તમને પુછ્યો.

કુમુદ૦—હું તો મ્હારી જાતને અને જીવનને ગુપ્ત રાખવા જ ઇચ્છુંછું. જગત મને મુવેલી જાણે નહી તો મ્હારે જીવવાનો સંદેહ સમજવો. આપનાથી દૂર રહી જીવી શકું એમ નથી, ને આપની પાસે પ્રકટપણે રહી

કેવળ સૂક્ષ્મ પ્રીતિનો સંબંધ રાખીશ તો પણ જગત અપકીર્તિ કરશે ને માતાપિતાને અને સસરાજીને દુઃખ થશે તે જોવાની સહનશક્તિ મ્હારામાં નથી—તે જોવા કરતાં મરવું સારું.

સર૦—વાણી અને સ્ત્રી એની સાધુતાને માટે આ દેશના જન ભવભૂતિ જેવાના કાળથી શંકાશીલ અને દુર્જન જણાયા છે¹ તેમ હજી પણ જણાશે એવી તમને બ્હીક લાગે છે.

કુમુદ૦—એ બ્હીક ખોટી નથી.

સર૦—કાળ આવ્યે એ બ્હીકનો ઉપાય કરીશું.

કુમુદ૦—આપની છાતી એટલી ચાલતી હશે. મ્હારી તો રજ પણ ચાલવાની નથી.

સર૦—આપણા લોકને સ્ત્રીનાં સાધુચરિત સમજાવવા આપણે પ્રયત્ન કરીશું.

કુમુદ૦—તેમ કરવા જતાં આપ રાફડાની ધુળમાં ડટાઈ જશો ને સ્વપ્નમાં એ ધુળ પાસે જવાનાં સાધન હતાં તેમાંનું એક પણ આ જાગૃતમાં મ્હારી પાસે આવે એમ નથી મ્હારું હૃદય તો એ કલ્પનાથી જ કમ્પે છે. અમે અબલાજાતિ સ્વભાવથી બ્હીકણ છીયે તેથી સારું કામ પણ ગુપ્તપણે કરી સ્વસ્થ રહીયે છીયે ને તેને પ્રકટ કરવાથી ડરીયે છીયે.

સર૦—એ અનુભવ આજ તમે કરાવો છો તો ક્હો કે તમારા હૃદયને કીયા માર્ગથી સ્વસ્થતા મળશે ? જ્યાં મ્હારી બુદ્ધિ નકામી છે ત્યાં તમારા હૃદયને પુછવામાં કાંઈ બાધ નથી ને તેના વિના બીજા કોઈને પુછવાનું ઠેકાણું નથી.

કુમુદ૦—શું કરવામાં મ્હારી છાતી નહી ચાલે તે હું જાણું છું, પણ શું કરવામાં ચાલશે તે સુઝતું નથી. આપ લોકનું કલ્યાણ કરવાને શકિતમાન્ થઈ શકશો–પણ તે, લોકમાં પ્રકટ થયા વિના, બને એમ નથી. એ કલ્યાણકાર્યમાં આપ પ્રવૃત્ત થાવ ત્યારે મ્હારા સહવાસ વિના સ્વસ્થ રહી શકવાના નથી ને એવે કાળે આપની સર્વ ન્હાની ન્હાની વાતોની સંભાળ રાખવાને આપની કુમુદ જેવી સહચારિણી આવશ્યક છે. છતાં કુમુદના સહચારથી આપ જ્ઞાતિબ્હાર થશો, લોકની નિન્દાના પાત્ર થશો, ને આપે લોકને પ્હેરાવવા ધારેલી પુષ્પમાળાઓને લોક સર્પ જેવી ગણી ફેંકી નાંખશે. હું એવું ઇચ્છુંછું કે આપ સંસારમાં પ્રકટપણે

---

૧. यथा स्त्रीणां तथा वाचां साधुत्वे दुर्जनो जनः

ર્‌હો ને લોકનું કલ્યાણ કરો—પણ મ્હારો સહવાસ આપે સ્વીકારવાથી એ વાત આપને નિષ્ફળ થશે ને મ્હારો સહવાસ ત્યજવાથી આપના મનનું સ્વાસ્થ્ય થવાનું નથી ને આપના વિના મ્હારી પોતાની દશાની તો વાત જ શી પુછવી ? મ્હારી ઇચ્છા એવી છે કે આપ ચન્દ્રકાંત-ભાઈ જોડે જઈ મુંબાઈમાં પ્રકટપણે ર્‌હો ને મ્હારા જેવી પણ અકલંકિત અખંડિત કોઈ અન્ય સહચારિણીને ભાગ્યશાળી કરો ને મ્હારા ક્ષુદ્ર દુષ્ટ શરીરને આ ગિરિરાજના ખડકોની કોઈ ઉંડી ખોમાં કે પેલા સમુદ્રમાં બહુ જ સમાસ મળશે ! મ્હારે માટે હવે સંસારમાં કોઈ પણ સ્થાન ખાલી નથી ને મ્હારા શબને માટે કોઈ પણ સ્થાન ન્હાનું પડે એમ નથી. ઓ મ્હારા વ્હાલા ! હું કહું છું એ જ સત્ય છે ને સર્વને માટે કલ્યાણકારક છે. હું તમને છેલા પ્રણામ કરી લેવાની આજ્ઞા માગું છું ને ઉઠું છું. મ્હેં આપને ઘણા દુ:ખી કર્યા છે તે સર્વથા ક્ષમા કરો એવા આપ ઉદાર છો. ઓ મ્હારા વ્હાલા—મને ઉઠવા દ્યો ! આ એક કામમાં મ્હારી છાતી ચાલે છે !

આટલું બોલતી બોલતી આંસુથી ઉભરાતી રોતી કુમુદ ઉઠી હતી તે પાછી ફરી અગાશીના દાદર ભણી જવા લાગી. સરસ્વતીચંદ્રની આંખમાં આંસુ ઉભરાયાં, આ કરુણ દર્શન તે વધારે વાર જોઈ શક્યો નહી, ને, ધર્માધર્મની સર્વ શંકાઓને ગુફાની બ્‌હારના ખડકો ઉપર ફેંકી દેઈ, કુમુદને પાછળ જઈ એને પોતાની બાથમાં લેઈ લીધી, ને અગાશીના મધ્ય ભાગમાં એને છાતી સરસી ડાબી એના આંસુ લ્હોવા લાગ્યો, ને આંસુ લ્હોઈ એને છાતીથી જરીક દૂર કરી એનું મુખ પોતાના મુખ સામું ધરી પુછવા જાય છે ત્યાં કુમદ શબ જેવી થઈ પૃથ્વી ઉપર ઢળી પડી ને સરસ્વતીચંદ્ર પોતાના હાથમાં ઝીલી લીધી ન હત તો અગાશીની બ્‌હાર વીસ હાથ નીચે પડી જાત ને એ નાજુક બાળા ચુરેચુરા થઈ જાત.

સરસ્વતીચંદ્ર હાથમાંની બાળાના મુખઉપર પોતાના મુખને નિઃશંક લટકાવતો લટકાવતો અને તેનાં બીડાયલાં નેત્રમાં પોતાનાં નેત્રની અશ્રુધારા સારતો સારતો ક્‌હેવા લાગ્યોઃ “ઓ મ્હારા ચન્દનવૃક્ષ ! ઓ મ્હારી “ કુમુદ ! હવે કાંઈ વિચારવાનું રહ્યું નથી, ત્હારે વિચારવાનો કંઈ પણ “ શ્રમ લેવાનો બાકી નથી ! સંસારના સર્વ પ્રકારોથી તું પોતાને મુકત થઈ “ સમજ—મને કોઈનું ભય નથી, હું કોઈ સાધુધર્મનું ઉલ્લંઘન કરતો “ નથી ! એવા ભય વિના, એવા ઉલ્લંઘન વિના, હું સર્વ રીતે ત્હારો છું

" અને સર્વાવસ્થામાં લોકકલ્યાણ કરવાને સમર્થ છું—તેમાં ત્હારો સહવાસ
" વિઘ્નરૂપ નથી એટલું નહી પણ ત્હારું અદ્વૈત મ્હારા મંગલ કાર્યમાં
" આવશ્યક છે ! ત્હારું આયુષ્ય ત્હારે માટે નહી—પણ મ્હારે માટે અને
" મ્હારા સદભિલાષોની સિદ્ધિને માટે આવશ્યક છે ! ઓ મ્હારી કુમુદ !
" તું હવે ઉચ્છ્વાસ પામ ! હું ત્હારો જ છું ! તું મ્હારી જ છે ! પવિત્ર સા-
" ધુજનોએ, દિવ્ય સિદ્ધાંગનાઓએ, અને ચિરંજીવોના દર્શનાધિકારે
" જે વાત સિદ્ધ કરી છે તેમાં રજ પણ શંકા ન કરીશ !"

આ શબ્દોમાંના આશ્વાસનથી કે એ બોલનારના શબ્દોચ્ચાર સાથે નીકળતા શ્વાસથી, એના હૃદયના અંતર્ભાગના સ્પર્શથી કે પ્રાણવિનિમયથી, એની પ્રીતિના સંપૂર્ણ વિકાસથી કે પોતાના કરમાઈ જતા આશા-પુષ્પ ઉપર પડતી મેઘવૃષ્ટિથી, કુમુદ જાગૃત થઈ, સરસ્વતીચન્દ્રના સ્કન્ધ ઉપર પોતાના હસ્ત ટેકવી એના જ કંઠના આધારથી, નીસરણી ઉપરથી પાછે પગલે બાળક ઉતરે તેમ, સરસ્વતીચન્દ્રના હાથમાંથી નીચે ઉતરી એના સામી ઉભી રહી, ને હાથ દૂર લેઈ, આંસુ લ્હોઈ બોલવા લાગી.

" ક્ષમા કરજો ! વિચાર ન પ્હોંચવાથી હું આ દશાને પામી હતી.
" હું મૂર્છાવશ ન હતી પણ વિચારવશ હતી ને આપનું કહેલું સાંભળ્યું
" પણ ખરું ને વિચાર સુઝ્યો છે પણ ખરો. આપના યોગને પામી,
" આપની સેવાનો અધિકાર પામી, આપના દુઃખનું કારણભૂત થનારી
" આત્મહત્યાને હવે હું શોધવાની નથી. સાધુજનો જે સત્ય ધર્મ પાળે છે
" તે ધર્મને માની હું સત્ય બોલવા, અને છું તેવી જગતની આંખે
" દેખાવા, હવે તત્પર છું. જો સનાતન ધર્મ પ્રમાણે આપણું અદ્વૈત છે,
" જો આપણે વરણવિધાન વિના હૃદયના વિવાહથી વરી ચુકેલાં છીયે
" અને એ વરણ આટલું અનિવાર્ય નીવડ્યું છે, જો આપ મ્હારા હૃદયના
" સ્વામી છો, તો પછી પૃથ્વી જેવી હું જ્યાં દૃષ્ટિ કરીશ ત્યાં દ્યો જેવા
" આપને જ દેખીશ ! માતાપિતા કરતાં અને એમનાં સુખદુઃખ કરતાં
" પતિવ્રતાને મન સ્વામી જ વિશેષ છે, તો હું પણ એ ધર્મને અનુ-
" સરીને કંઈ પણ અન્ય વિચાર ન કરતાં, લોકલજ્જાને કે કૃત્રિમ
" શાસ્ત્રોને ન સ્વીકારતાં, સર્વ શાસ્ત્રનું શાસ્ત્ર આપણી પ્રીતિ છે તેને
" જ વશ થાઉં છું ! એ પ્રીતિ પિતાએ જ ઉત્પન્ન કરી છે, લોકવ્યવ-
" હારથી ભુલ ખાઈ આપેલું દાન ન આપ્યું ગણી મ્હારા કન્યાશરીરનું
" એ જ પિતાએ અન્યત્ર દાન કર્યું તે દાનના લેનાર પ્રતિ મ્હારો ધર્મ
" સમાપ્ત થયો છે, અને હૃદય તો પિતાએ મૂળ પ્રકટ કરેલા યજ્ઞની વેદી

"ઉપર જ હોમાયું છે—અને આપના જેવા આટલા મનોબળવાળા
"સાધુજન એ હોમને ધર્મ્ય ગણો છો!—તો હવે હું કાંઈ વિચારતી નથી!
"આપના સન્મિત્ર પાસે મ્હારાં નામ રૂપ પ્રકટ કરો ને આપને અંહી
"સુધી શોધવા આવનાર મિત્ર આપના જેવા જ સજ્જન હશે અને
"કંઈ પણ સદ્વિચાર બતાવશે. મ્હારું સર્વ આયુષ્ય આપની સૂક્ષ્મ પ્રીતિથી
"તૃપ્ત થશે ને સ્થૂલ પ્રીતિના સ્થૂલ ભોગની વાસનાને આપના આશ્રયથી
"હું દૂર રાખી શકીશ! મ્હારા હૃદયમાંથી પ્રીતિનો વૃક્ષ ઉખાડી શકતી
"નથી ને કોઈ ઉખાડી શકે એમ નથી. આપની છાયાની પેઠે, ચુડુગો-
"ધિની ધર્મપત્ની પેઠે, સૂર્ય પૃથ્વીને રાખેછે તે પૃથ્વીની પેઠે, હું આપનો
"ધર્મસહચાર કરીશ! સંસાર કુહેશે તે સાંભળી રહીશ, પિતામાતાનાં
"દુઃખ જોઈ રોઈ રહીશ, પણ મ્હારો ધર્મ તો આ દેખું છું તે જ પાળીશ.
"ઓ મ્હારા પ્રાણનાથ! આપ હવે મ્હારા સર્વ વિચારનો ત્યાગ કરી
"કેવળ લોકકલ્યાણના જ વિચાર કરો. આપના હૃદયમાં જે દેશ અને
"લોક વસી રહ્યા છે તેમની હું સપત્ની નહી થાઉં—પણ એ દેશ અને
"લોકની સેવાને અર્થે આપ જે યજ્ઞ માંડશો તેમાં હું આપની સહધર્મ-
"ચારિણી થઈશ! આજની રાત્રિ એ યજ્ઞના વિધિ સમજાવવામાં
"ગાળો. પ્રાતઃકાળે ચંદ્રકાન્તભાઈપાસે વગર શંકાએ મને બોલાવજો!
"આ સિદ્ધમન્દિરની પવિત્ર છાયાઓ મ્હારા હૃદયનો સ્પર્શ કરતી
"અત્યારે હું અનુભવું છું ને એ સ્પર્શના તાત્પર્યના બોધને આપનો
"ચિન્તામણિ પ્રકટ કરશે. તે આપણા સંસ્કારોને શુદ્ધ કરશે. આપણા
"વ્યવહારનો નિશ્ચય તો આપના તટસ્થ મિત્રને જ સોંપજો!"

---

## પ્રકરણ ૩૯.

## દેશપ્રીતિનું મનોરાજ્ય.

शतेषु जायते शूरः सहस्रेषु च पण्डितः ।
वक्ता दशसहस्रेषु दाता भवति वा न वा ॥
इन्द्रियाणां जये शूरो धर्मं चरति पण्डितः ।
सत्यवादी भवेद्वक्ता दाता लोकहिते रतः॥

વ્યાસ; મહાભારત.

(અર્થઃ—સેંકડોમાં એક શૂર થાય; હજારોમાં એક પંડિત થાય; દશ હજા-રોમાં એક વક્તા થાય; ને દાતા તો ઉત્પન્ન થાય કે ન થાય. શૂર તે

ઇન્દ્રિયો જીતવામાં; પંડિત તે ધર્મ ચરવામાં; વક્તા સત્યવાદી થાય તે; અને દાતા લોકહિતને માટે દાન કરે તે.)

Convinced as he was that "success in the modern world was to be obtained only by adaptation to the needs of modern life, he wished his fellow-Hindus to unite an inner light of Divine philosophy, drawn from their traditional sources, and generously interpreted, to a mastery of the physical science, and the means of natural improvement." Jurist, statesman, scholar, orator, poet, lover of Nature, and meditative sage, he remains to the West the convincing proof that "it is by the word and example of him and his like that India must be regenerated, and the moral endowments of her children made noble, serviceable for the general welfare of mankind." —*Frazer's Literary History of India on our late Mr. Justice Kashinath T. Telang.*

Year by year the leaders of Indian thought in India spread their influence over ever-widening circles, though what the final result may be when these leaders, infused with all the best of the spirit of the East and West, rise up to proclaim that East and West have met, and from the union new forms of thought, new modes of artistic expression, new ways of viewing life, new solutions of religious, social, and moral problems have been produced as they must be, is one that the whole past history of the world teaches us to be watched with hope, not fear or doubt.—*Ibid. on the Fusing Point of Old and New.*

On a poet's lips I slept,
Dreaming like a love-adept
In the sound his breathing kept.

Nor seeks nor finds he mortal blisses
But feeds on the aërial kisses
Of shapes that haunt thought's wildernesses.
He will watch from dawn to gloom
The lake-reflected sun illume
The yellow bees in the ivy bloom,
Nor heed nor see what things they be
But from these create he can
Forms more real than living man,
Nurslings of immortality.
One of these awakened me
And I sped to succour thee.

"*A Spirit of the Mind;*" *Shelley's Prometheus Unbound.*



વૃક્ષના ઉપર વેલી વીંટાતી હોય તેમ અત્યારે સરસ્વતીચંદ્રના હૃદય ઉપર કુમુદ વીંટાઈ. તેનું સૂક્ષ્મ શરીર સ્થૂલ શરીરને ભુલી ગયું, કેવળ હૃદય હૃદયને જોવા લાગ્યું, અને મુખ તો માત્ર હૃદયના ગાનના વાજા જેવું થઈ ગયું.

સૂર્ય આકાશમાં પોતાનું તેજ મુકીને પૃથ્વીના સીમભાગની રેખા નીચે ઉતરી પડતો હતો અને તે તેજ પણ આ સૂક્ષ્મ દમ્પતીનાં અંતઃકરણમાં ઉતરી પડ્યું હોય તેમ થોડી વારમાં સ્થૂલ જગતમાં સ્થૂલ રાત્રિ પડી, અને એ રાત્રિ આ ચિરંજીવપ્રિય દમ્પતીને અજ્ઞાત આનન્દ આપવાને શક્તિમતી થાય એવું કરવાને ચન્દ્ર અને ચન્દ્રિકા સંપૂર્ણ કલાથી ઉદય પામ્યાં.

"કુમુદ! પ્રિય કુમુદ! પુરાણ પુરૂષની સત્તા જેમ જગત માત્રને "એક કરી લે છે તે જ પ્રમાણે આ ચન્દ્રિકા પણ જગતને એકાકાર "એકાનન્દ કરતી નથી ભાસતી?" સરસ્વતીચન્દ્ર ચારે પાસ દૃષ્ટિ ફેરવતો બોલ્યો.

કુમુદ૦—એમ જ છે—ને એ ચન્દ્રની ચિરંજીવતાનું રમણીય ફળ છે.

સર૦—આ દીર્ઘ પ્રહરવાળી રાત્રિને આપણે એક ક્ષણ પેઠે ગાળીએ એવો અભિલાપ મ્હારા હૃદયમાં આ ચન્દ્ર પેઠે ઉદય પામે છે.

કુમુદ૦—આપણે આપણા સર્વ આયુષ્યને આનન્દના ક્ષણ પેઠે ગાળી નાંખીશું.

સર૦—હૃદયના વિવાહના એ મનોરથનું આપણે વિવહન કરીશું. મધુર મધુરી, કંઈક મધુર વસ્તુ ગા.

કુમુદ૦—વિધાતાએ તો લેખ લખ્યા છે !
પ્રાણનાથશું પ્રાણ જડ્યા છે !
બન્યો એવો ચિરંજીવ યોગ !
જો જો ! તારા ! ચન્દ્ર ! ચકોર !

સર૦—એ સત્ય છે. આ તારા અને ચન્દ્ર પણ ચિરંજીવ છે. તેના ભણી આપણું ત્રસરેણુક જીવન ચકોર પેઠે ઉડશે અને સ્થૂલ ભોજન ત્યજી માત્ર સૂક્ષ્મ ચન્દ્રિકાનાં કિરણનું પાન કરશે.

કુમુદ૦—લોકસંઘ આ તારાઓ પેઠે આપણી દૃષ્ટિમર્યાદામાં ઉભરાય છે પણ તે દૂરથી ચમકારા કરે છે અને આપણો દેશ ચન્દ્રની પેઠે પાસે રહી આપણી દૃષ્ટિને ભરે છે ! આપણે ચકોર દમ્પતી પેઠે તેને જોઈ રહીયે છીયે.

સર૦—એમ જ.

કુમુદ૦—આપણે અલ્પ દેહવાળાં પૃથ્વીપરનાં પક્ષી આ ચન્દ્રનું શું કલ્યાણ કરી શકીશું ?

સર૦—આખો દિવસ એ વિચાર કરી હું શ્રાન્ત થઈ ગયો છું ને હવે એ ચન્દ્રની ચન્દ્રિકા મ્હારા શરીરમાં અને મસ્તિકમાં નિદ્રાનો અભિષેક કરે છે. કુમુદ ! નિદ્રા મને ઘેરે છે ને નીચે જવા જેટલી સત્તા મ્હારામાં નથી.

કુમુદ૦—એ ચન્દ્રિકામાં જ એટલી સત્તા હોય તો તેને હોડીને આપ અત્ર શયન કરો.

સર૦—હા.

નીચે ઉગેલા ઘાસમાં એ સુઈ ગયો ને ગમે તો નિદ્રામાં એણે જાતે મુકયું કે ગમે તો કુમુદે પડતું ઝીલ્યું—પણ એનું મસ્તક કુમુદના ખોળાનું ઉશીકું કરી સુઈ ગયું.

એની નિદ્રા ગાઢ દેખાઈ. એના નિદ્રાવશ મુખ ઉપર ચન્દ્રનાં કિરણ રમતાં હતાં અને પોપચાં ઉપર ભાર મુકતાં હતાં. એની મુછોમાં પવન સરતો હતો. એ સર્વ દર્શન કુમુદ આજ સ્વસ્થ ચિત્તથી કરતી હતી ને વિકાર વિના વિચાર કરતી હતી.

"આજ સુધી મ્હારી પ્રીતિ સ્વાર્થી હતી. ભોગમાત્રમાં સ્વાર્થ છે ને
" ભોગની તૃષ્ણાથી થનારી પ્રીતિ સ્વાર્થની જ પ્રીતિ છે: યૌવન થઈ ર્‌હેતાં
" એ પ્રીતિનો નાશ થાય છે. મ્હારી પ્રીતિને હવે શારીરક ભોગની વાસના
" નથી. આ પ્રિયજનનું કલ્યાણ જોવું, એને હાથે લોકનું કલ્યાણ થતું જોવું
" —એ જ હવે મ્હારી વાસના છે. પાઞ્ચાલીદેવીના માથા આગળ કુન્તી-
" માતા બેઠાં હતાં તેમ આ મંગળ-મૂર્ત્તિના શિરને લેઈ હું બેઠી છું—તે
" એમના મહાપ્રયાણમાં એમને વિશ્રાન્તિ આપવાને જીવી છું ને જીવીશ!
" મન્મથ! તું હવે બે જણનાં ઉરમાંથી ભસ્મસાત્ થયો છે. પત્નીનું અ-
" ર્ધાંગનાસ્વરૂપ ઘણે પ્રકારે સધાય છે. જે મહાન્ કાર્ય એમને આરંભવું
" છે તેમાં હું એમની મન્ત્રી–મન્ત્રિણી–થઈશ, એમનાં સાધનમાં દાસી થ-
" ઈશ, અનેક ક્લેશ ભરેલી એમની લોકયાત્રામાં એમના મનને અનુકૂલ
" થઈ એમની વિશ્રાન્તિનું સ્થાન થઈશ, અપરિચિત પ્રયાસથી એ ગભ-
" રાયા હશે ત્યારે કુન્તીમાતા જેવી થઈ ક્ષમા અને ધીરતા એમનીપાસે
" રખાવીશ, એમના ગૃહસમ્ભારમાં ભોજનાદિ સર્વ પ્રસંગોમાં એમની
" વેદીને પુષ્ટ કરવામાં માતા વિનાના આ બાળકની માતા થઈશ,
" મ્હારા ગુણથી એમના કુલનો ઉદ્ધાર કરીશ,— સ્ત્રીએ કરવાનાં એ સર્વ
" કાર્ય કરીશ[1]! એ સર્વ વાતમાં એમની સ્ત્રી છું તે થઈશ. માત્ર શયન-
કાળે રમ્ભા થવાનો નિષેધ છે, ચન્દ્રાવલીની પેઠે તે નિષેધ પાળીશ, ને
એટલી વાતમાં મ્હારા એમના દમ્પતીધર્મની કળા ન્યૂન ર્‌હેશે—તે પણ
એમણે દર્શાવેલા બોધથી એમની સાથેના જ અદ્વૈતના બળથી— તેમાં
દોષ નથી—ગુણ નથી. આખા દેશને એમણે પોતાનું કુળ કરી લીધું છે
ને તેનો ઉદ્ધાર કરવા ઇચ્છે છે તેમાં હું એમની આમ ધર્મપત્ની થઈશ
ને સ્થૂલ ભોગમાં વિરક્ત રહીશ! પછી સંસાર મ્હારો કે એમનો શો
દોષ ક્‌હાડશે? ને મ્હારામાં દોષ ન છતાં સંસાર દોષ દેખશે તો દેખો.

"अपापेऽहं कुले जाता मयि पापं न विद्यते ।
यदि सम्भाव्यते पापमपापिन्या हि किं मया ॥"[2]

"આ મહાત્માને પ્રસંગે રંક કુમુદને આજ આટલું મનોબળ આપ્યું છે. કુમુદ! ત્હારામાં કાંઈ સત્વ નથી, સુન્દરતા નથી, કે પવિત્રતા

---

૧. कार्येषु मन्त्री करणेषु दासी
भोज्येषु माता शयनेषु रम्भा ॥
मनोनुकूला क्षमया धरित्री
गुणैश्च भार्या कुलमुद्धरन्ती ॥

૨. જુના શ્લોક ઉપરથી.

નથી તેમાં આ નરરત્ન સુન્દરતા જુવે છે, પવિત્રતા માને છે, ને સત્વ મુકે છે ! ત્હારું કર્ત્તવ્ય એટલું જ કે એની પ્રીતિને—કૃપાને—પાત્ર થવું, એ દીવા પેઠે પરમ જ્યોત ધરે તેને માટે એમની વાટ સંકોરવી, ને એમાં તેલ પુર્યાં કરવું! એટલો નિર્દોષ અધિકાર પામી છું તો તે પાળીશ."

સરસ્વતીચંદ્રને કપાળે હાથ ફેરવતી ઉંચે જોઈ ધીરે સ્વરે ગાવા લાગી;

"આકાશના ચંદ્ર ! આ ચંદ્ર ત્હારાથી વધારે છે !

"મ્હારે માટે આવું તે આનું વ્હાલ છે,
"મ્હારે માટે આવા તે આના હાલ છે !
"પુરો શ્રીમાન ને વિદ્વાન આ
"મ્હારી પ્રીતિમાં થયો બેહાલ આ !
"મને સુઝતાં નથી માતા ને પિતા,
"ત્યજ્યા મ્હારે માટે એણે તો પિતા !
"ત્યજી લક્ષ્મી, ત્યજ્યાં ગૃહમિત્રને,
"શોધી એકલી રંક કુમુદને !
"એને માટે ઇચ્છું તે ઓછું પડે,
"એને માટે શોધું તે ના જડે.
"ચંદ્ર! તેજ ત્હારું જડ સર્વ છે;
"મ્હારા ચંદ્રમાં ચેતન–રસ બધે !"

ગાવું બંધ કરી હાથ ફેરવતી ફેરવતી બોલ્યા ચાલ્યા વિના બે કલાક એ જ દશામાં બેસી રહી ને પ્રિયમસ્તકનો ભાર એના ખોળાને જણાયો જ નહી. અંતે સરસ્વતીચંદ્ર હાલ્યો, જાગૃત થયો, બેઠો થયો, ને બે જણ સ્વસ્થ થઈ નીચે ગયાં. ઓટલાને એક છેડે એ બેઠો ને બીજે છેડે કુમુદ બેઠી. કુમુદે વાત ક્‌હાડી.

"હવે આપણે મ્હારી વાતો કરવાની કાંઈ બાકી નથી. આપે આ-
"પનું આયુષ્યશેષ કેવી પ્રવૃત્તિમાં ગાળવું ધાર્યું તે સમજાવો.

સર૦—ઘણા વર્ષના મ્હારા અભિલાષ સિદ્ધ કરવાનો માર્ગ આ સ્થાને અને તમારા અદ્વૈતે જ મને સુઝાડ્યો છે. મધુરી! મને એક વાર ક્‌હો—સ્પષ્ટ—અને અંતઃકરણ ઉપર વાસેલા આગળા ઉઘાડી—કહી ઘો કે આપણાં જીવનનો સમાગમ તમે કેવળ સૂક્ષ્મ ઇચ્છો છો કે સ્થૂલ ને સૂક્ષ્મ ઉભય ઇચ્છો છો ? તમે જે માર્ગ ઇચ્છશો તેને અનકૂળ રહી મ્હારી અભિલાષસિદ્ધિ શોધવાનું મને સુઝ્યું છે.

કુમુદ૦—જો આમ કે તેમ એ વાતને માટે અનુકૂળ માર્ગ આપને સુઝ્યા છે તો આ પ્રશ્ન તેને માટે નકામો નથી ?

સર૦—જો આમ હોય તો એક માર્ગ છે ને તેમ હોય તો બીજો માર્ગ છે. એમ બે જુદા માર્ગ જડે છે માટે પુછવાનું થાય છે.

કુમુદ૦—સ્ત્રીજનના હૃદયનો સ્વભાવ આપ સમજો છો. મ્હારી બુદ્ધિ અનેક નિર્ણય કરી એક નિર્ણય ઉપર આવી છે એ સત્ય છે; પણ સ્ત્રીનાં હૃદય દીવાની જ્યોત જેવાં છે તેનો શો વિશ્વાસ ? અમારી બુદ્ધિઓ અમારા હૃદયના હાથમાં ને હૃદયનો દીવો પવનના હાથમાં. આપના જેવા સમર્થ સત્પુરુષો અમારે માટે જેવાં ફાનસ રચશો તેમાં અમારી શક્તિ પ્રમાણે અમારા હૃદયના દીવા બળશે ને આપને પ્રકાશ આપશે. મ્હારે માટે કેવું ફાનસ આપવું એ આપને સુઝતું ન લાગ્યું માટે જ ચન્દ્રકાન્તભાઈને પુછવા ઉપર રાખ્યું. જ્યારે વ્હાણના પોતાના સ્હડ ચાલતા નથી ત્યારે વ્હાણવટી ખલાસીઓને હલેસાં મારવા બેસાડે છે. જ્યારે આપણા સ્હડ ન જ ચાલ્યા ત્યારે આપના સન્મિત્રને હલેસાં ઉપર બેસાડવાનું મને સુઝ્યું તે કહ્યું. મને લાગે છે કે હવે આપને જે જુદાજુદા માર્ગ સુઝ્યા હોય તે સર્વ મને કહી દ્યો. આ વિષયમાં આપના પૌરુષ હૃદયનું તેજ ધારવાને મ્હારું સ્ત્રૈણ હૃદય ઉત્કટ આતુર થઈ ગયું છે. પ્રિય મેઘની વૃષ્ટિને માટે જેમ પૃથ્વી ઉકળે તેમ આપના હૃદયમાંથી થવાની વૃષ્ટિને માટે હું આતુરતાથી ઉકળું છું, ને આપની વૃષ્ટિ કલ્યાણકર જ હશે એવી શ્રદ્ધાથી તેની ધારાઓનું મ્હારા હૃદયકમળમાં આધાન પામવાને માટે સજ્જ છું. રાત્રિના અન્ધકાર જેવા સંસારના અન્ધકાર આપણી બેની વચ્ચે અંતરાયરૂપ થયાછે તે છતાં આપની રસગર્જના એ અન્ધકારને ભેદી મ્હારા હૃદયમાં સંભળાઈ છે, ને અનેક શોકથી શ્યામ થયેલા મેઘના જેવા આપના તેજને હું રંક પૃથ્વી જેવી નીચેથી દેખું છું ![1] હવે એ પડદો ચીરી નાંખો ! આપના મનમાં જે પુરુષાર્થના અભિલાષ ઘણા કાળથી બંધાયાછે તે મ્હારા હૃદયમાં રેડી દ્યો ને શાસ્ત્ર પ્રમાણે વિવાહકલ્પનો ઉચ્ચગ્રાહ—આપ દ્યો ને હું પૃથ્વી—તે સિદ્ધ કરી દ્યો ! એ

---

૧. વિશ્વમ્ભરા પ્રિયતમા પ્રિયમેઘ કાજ
આતુર સજ્જ થઈ ઉરથી ઉકળેછે;
આ અન્ધકાર યમતુલ્ય પડ્યો જ વચ્ચેઃ
દેખે ન મેઘ અવનિ, અવનિ ન મેઘ.
એ મેઘ લ્હાય પુરુષાર્થ ઘણો રચે છે,
ઉરે જમાવી રસ, ગર્જનને કરે છે, ( પછીને પાને અનુસંધાન છે.)

મ્હારા પ્રિયતમ પ્રિય ! આપની જે કુમુદ સ્વભાવે રંક, અજ્ઞાની, ને લજ્જાશીલ છે તે આ સ્થાનનાં કોઈ સત્વોને બળે આજ આપની પાસે બલવતી, પ્રબુદ્ધ, અને ધૃષ્ટ થાય છે![1]

સર૦—અવશ્ય આ સ્થાનનો અને થયેલાં સ્વપ્નોનો પ્રભાવ તમને આ નવી પ્રકૃતિ આપે છે! અથવા સિદ્ધાંગનાઓએ સ્વપ્નમાં આપેલા અદ્વૈત-વસ્ત્રના છેડા તમને આ સૂક્ષ્મ પ્રીતિની વિકાસ-અવસ્થાનો અનુભવ આજના પરિપાક પામેલા જાગૃતમાં આપે છે!

કુમુદ૦— જે હો તે હો! આપ હવે આપના મનોરથ મને કહી ધો કે એ મનોરથની ધરીએ જોડવાના બે અશ્વને સ્થાને આપણે બે તરત જોડાઈ જઈએ. આપના હૃદયમાં મ્હારું હૃદય પ્રવેશ કરે છે તેને માટે દ્વાર ઉઘાડાં મુકો!

સર૦—મધુરી પ્રિયા! એમ જ છે તો સાંભળ. મ્હારી જનની જેને આપણે સિદ્ધરૂપિણી જોઈ તેની પાસેથી અને મ્હારાં પિતામહી પાસેથી મને મળેલું દ્રવ્ય હું મુંબાઈ છોડતી વેળા ચંદ્રકાંતને આપતો આવેલો છું. એ તેમનું શુદ્ધ સ્ત્રીધન તેમના દાયાદ[2]-રૂપે હું પામેલો છું. કુમુદની સુન્દર મૂલ્યવતી છબી એને માટે કલ્પેલા રંગભવનમાં રાખી અને એને આપવાની મુદ્રા વિશેષ વ્યય કરી તૈયાર કરાવી તે આ દ્રવ્યના પ્રતાપથી. એ છબી મુંબઈમાં રહી, અને તે પ્રતિકૃતિની પ્રકૃતિરૂપ કુમુદને જ આજ હું આમ નવીનરૂપે પામું છું. એ તને આપવાની મુદ્રા સુવર્ણપુરથી નીકળ્યા પછી એક દુઃખી વણિકને દ્રવ્યવાન કરવાને મ્હેં પ્હેરાવી દીધી છે અને કુમુદને માટે આ સિદ્ધાંગનારૂપ થયલી શ્વશુર-જનનીએ આપેલી ચિન્તામણિ મુદ્રા જ તેમની પૌત્રીને આપવાને મ્હારી પાસે શેષ રહી છે.

---

એ ગર્જના કરી પ્રતિધ્વનિને શુણે છે,
ને કૃષ્ણકાય યમ સઉ શુણતો ધ્રૂજે છે.
શુણી પતિતણી ગભીર જ વીરહાક,
આલ્હાદ પૃથ્વી ધરતી ત્યજતી વિષાદ;
અત્યન્ત તેજ રસશ્યામ ધરે પયોદ,
તે પૃથ્વી ઢ્હોચતું ચીરી પટ અન્ય સન્ધો !
સ્નેહમુદ્રા. કાંડ ૮૨ (શ્લોક ૩૮—૪૦)

૧. अन्यदाभूषणं पुंसां क्षमा लज्जेव योषिताम् ।
पराक्रमः परिभवे वैयात्यं सुरतेष्विव ॥ માઘ.

૨. વારસ.

અબોલા રાખશો નહી, મ્હોં ભારેખમ કરશો નહી, થોડબોલાં પણ થશો નહી,—એવું એવું કરશો તો એ ચકોર જાત તરત તમારા ગુપ્ત રોષને ચેતી જશે ને પ્રકટવા માંડેલી જ્યોત ચરચર થઈ હોલાવા માંડશે. માટે ડાહ્યાં થઈ એને ખોળામાં બેસાડી દીલાસો આપજો, એને એના સુખનો માર્ગ મા થઈને બતાવજો, ને એનાં આંસું લ્હોજો. ગુણસુંદરી ! તમે આમ મ્હારું કહ્યું કરવામાં ચુકો તો તમને મ્હારા—એટલે ગણતાં હો તો તમારા વડીલના—સોગન છે. હું જાણું છું કે તમને હું બહુ વ્હાલો છું ને મ્હારા સમ તમે પાળ્યા વિના નહી રહો. તો તમારો આટલો વિશ્વાસ રાખી હુંજાઉં છું ને પરિવ્રાજિકામઠમાંથી આવવાનો માર્ગ રોકી વચ્ચે બેસુંછું ને એ આવશે તેની સાથે પાછો આવીશ. તમારી સાથે બધી વાત કરતાં એ શરમાશે, માટે એને ને કુસુમને સાધુજનોને માટેના તંબુમાં જવા દેજો ને બે બ્હેનો એક બીજાની વાત જાણી લેશે. બેટા કુસુમ ! બ્હેનની અમુઝણ ટાળજે ને પછી ગુણીયલને કહેવું હોય તે એકાન્તમા કહેજે.—આપણે સઉ સવળું કરીશું ને બ્હેનને કહેજે કે કોઈ એના ભણી નહી રહે તો દાદાજી તો રહેશે જ ને જેમ બ્હારવટીયાઓમાંથી તેને ઉગારવા ઘોડે ચ્હડ્યા હતા તેમ હવે સંસારનાં દુઃખમાંથી તેને ઉગારવા ત્હારા દાદાજી આખા સંસાર સામી બાકરી બાંધવાના છે, માટે એને કહેજે કે રજ ચિંતા કરીશ નહી. ગુણસુંદરી, એ બે બ્હેનો વાતો કરે એટલી વાર તમે ને સુંદર ચન્દ્રાવલીને અંહી બેસાડી એની પાસેથી સઉ વાત જાણી લેજો ને એની સલાહ લેજો. એ પણ બહુ ડાહ્યું ને વ્હાલવાળું પરગજું માણસ છે. કુમુદ અંહી આવે તેટલી વેળા કોઈ એની પુછપરછ ન કરે માટે આપણાં માણસોને પણ તમ્બુઓની પેલી પાસ માંડવાઓમાં રાખ્યાં છે ને તમારા બોલાવ્યા વિના કોઈ આમ ડોકીયું પણ ન કરે એવો હુકમ આપ્યો છે. હું હવે જાઉંછું—ને—તમે જોજો હોં—મ્હેં કહ્યું છે તેમાં રજ ચુક ન થાય—મ્હેં મ્હારા સોગન દીધા છે !

માનચતુર ગયો.

ગુણસુંદરી નિઃશ્વાસ મુકી બોલી: “ સુન્દરભાભી, શું થવા બેઠું છે તે સમજાતું નથી. સંસારના સર્વ પ્રવાહથી અવળે માર્ગે આમ ખેંચાઈએ છીયે ને ઘરના વૃદ્ધ અને વિદ્વાન્ પુરુષો પણ આપણને ખેંચવામાં ભળે છે. તમારા દીયરની ઇચ્છાપ્રમાણે વર્તવામાં પતિવ્રત રહેલું છે ને તેમની ઇચ્છા આપણી વૃત્તિથી છેક અવળી ! તેમને નિવારવાનો અધિકાર વૃદ્ધોને રહ્યો તેમાં મામાજીએ નિવૃત્તિનું મૌન ધાર્યું ને વડીલ તો ચાલતી વ્હેલમાં બેસી ગયા ! આ કાળે સાસુજી હત તો આપણી આ અવસ્થા ન થાત !

સુન્દર૦—ભાભીજી, કાંઈક યુગ જ નવો બેસવા માંડે છે જે આપણે સ્ત્રીઓએ કરવાનું કામ પુરુષોએ હાથમાં લેવા માંડ્યું !

ગુણ૦—ઈંગ્રેજી વિદ્યા સ્ત્રીઓની સ્વતંત્રતાનું સાધન ગણાય છે તેણે મ્હારા તમારા અધિકાર જડ મૂળથી કાપી નાંખવા માંડ્યા ને હવે તો દીકરીયો પણ બાપની ડરી ને આપણી મટી !

સુંદર૦—અધિકાર ને લક્ષ્મીના તેજમાં સઉ તણાય ! મહારાજના પ્રધાને અને કમાતે દીકરે જે કહ્યું તે વડીલ પણ કરે તો દીકરીયો કરે તેમાં શી નવાઈ ? એ કાલ દીકરીયોને મ્હેલ ચણાવી આપશે. પણ આપણ રંક જાતના હાથમાં શું હોય જે કોઈ આપણું કહ્યું કરે ? સંસાર સ્વાર્થનો સગો છે ને ભોગની તૃષ્ણામાં જવાનીયાં બધો સ્વાર્થ દેખે છે.

ગુણ૦—સુન્દરભાભી, સ્વામિની નિન્દા વિચારમાં પણ થાય તો પતિવ્રત ભાગે છે. માટે આ વાત જવા દ્યો. હવે તો આ કાળજું વલોવાઈ જાય છે ને કંઈક દોહ્યલું થઈ આવે છે તેમાંથી છુટાય તો સારું ! સૌભાગ્યદેવી ગયાં ને હું રહી !

બોલતાં બોલતાં ગુણસુંદરીની આંખોમાં આંસુની ધારાઓ ચાલી રહી.

સુંદર૦—ભાભીજી, તમારે પતિવ્રત છે પણ હું તો કુસુમને સમજાવવાને છુટી છું. શું એ મ્હારું કહ્યું નહી માને ?

ગુણ૦—મોહનીએ કહ્યું તે ન સાંભળ્યું ? સુન્દરભાભી, જવાદ્યો એ વાત. હવે પ્રાણ ને પ્રતિષ્ઠા સાથેલાગાં જ જશે. બીજો માર્ગ નથી. હું જાઉછું—જરીક આ કનાત પાછળ જઈને આવું છું— જઇશ—રોઇશ! મ્હારી જોડે ન આવશો—મને એકલી પડવા દ્યો.

ગુણસુંદરી ઉઠી ને એણે જવા માંડ્યું. એ ગઈ—“ ભલે, જરા જઈ આવો, જરા ગોકળું મુકશો ત્યારે કળ વળશે ”:—સુન્દર બોલી, એક કોચ ઉપર બેસી રહી, ને ક્રોધ ભરેલા મુખથી, ઉછાળો મારી, એક ખુરસી ઉપર બેસી રહેલી કુસુમને ક્હેવા લાગી.

“ તમને જન્મ આપ્યા તે આ માટે ! જા ! વડીલે આજ્ઞા આપી છે તે જોડેના તંબુમાં જઈને ત્હારી બ્હેનને જે પુછવું હોય તે પુછજે ને કાન ફુંકવા હોય તે ફુંકજે ! હવે તમે બે જણીઓ માની મટી છો ને બાપે બે બળદીયા આંક્યા તે મ્હાલાય તેમ મ્હાલો ! ”

કુસુમ ધીરે રહી બોલી: “ કાકી, આકળાં શું કરવા થાવ છો ? બ્હા૦

રની વાતો સાંભળી બ્હેનને માથે વગરન્યાયનો આરોપ શું કરવા મુકોછો? હજી એના મ્હોંની વાત તો જાણી નથી ને પુછી પણ નથી !”

સુન્દર.—શું જાણવાનું હતું? ફ્લોરા, તું, મોહની, અને ચન્દ્રાવલી મળી જે કહો તે ખરું અને હું અને ત્હારી મા ખોટાં–ત્યાં સાંભળવાનું યે શું રહ્યું? એ ને તું બધાં શું કહેશો તે ન સમજીયે એવી ન્હાની કીકી હું યે નથી ને ત્હારી મા પણ નથી ! વટલી જઈને બાવી થઈ તે વંઠી જઈને નાતરું કરશે ને ત્હારે બાવી થઈને મીરાંબાઈ થઈ નાચવું છે! દીકરો સપુત ઉઠ્યો તેણે સૌભાગ્યદેવીને શ્મશાન દેખાડ્યું ને દીકરીયો કુળદીપક નીવડી તે ગુણસુન્દરીને શ્મશાન દેખાડશે! કુસુમ! અમારા હાથ નીચા પડ્યા ને હવે તો દીકરીઓ કરશે તે માવશે વેઠશે; માટે તું જા અને જેમ તને સુઝે તે કરજે ને કરાવજે !

કુસુમ૦—હા, હું જાઉંછું ! ને કુસુદ બ્હેનને બધાં તરછોડશો ત્યારે હું એની થઈશ. નથી તેને પુછતાં કે બેટા, શું થયું? ને નથી તેને કહેતાં કે તું ગભરાઈશ નહી. મને મ્હારી રજ ચિંતા નથી—આ તંબુની પેલી પાસની ખોમાં કુસુમને ગગડાવી પાડશો તે ખમાશે–પણું આટલી આટલી દુ:ખની ન્હેમાં ગરીબડી કુસુદબ્હેનને નાંખી તેને હવે શાંતિ વાળવાની વાત તો રહી પણ દાઝ્યા ઉપર ડ્હામ ઘો છો ને નથી કોઈ જોતું ન્યાય કે અન્યાય—તે તો કુસુમથી નહી ખમાય.

સુન્દર૦—જા, બાપુ, જા.

કુસુમ૦—તે જાઉં છું જ. પણ સરત રાખજો કે ગુણીયલને શાંત કરવાને સટે નકામાં ઉકળવા ઘો છો ને મા અને કાકી જ કુસુદબ્હેનની વાત સરખી સાંભળવાની વાટ જોતાં નથી તે સઉ પસ્તાશો !

“ કળિયુગનું માહાત્મ્ય પૂર વેગથી બેઠું !” એવા શબ્દો કાકીના મુખમાંથી પોતાની પુઠ પાછળ નીકળતા સાંભળતી સાંભળતી કુસુમ સુન્દરને મુકી બીજા તંબુમાં જઈ તેની બ્હાર માર્ગ ઉપર દૃષ્ટિ જાય તેમ ખુરશી માંડી બેઠી. બે પાસ ઝાડોવાળા લાંબા સાંકડા રસ્તાનો વાંક ઘણો આઘો થઈને છેક આઘેથી દૃષ્ટિની હદ બાંધતો હતો. ઉપર ઝાડોની ઘટા, નીચે લાલ માટી વચ્ચે ડબાયલા પથરા ને પથરાઓની વચ્ચે માટી, આખે રસ્તે ઝાડની શીતળ લાંબી પથરાયલી છાયામાં વચ્ચે વચ્ચે પાંદડાઓમાં થઈને આવતા તડકાની—કરોળીયાની હાલતી જાળ જેવી—જાળીઓ અને કંઈ કંઈ ડાળો વચ્ચેના માર્ગમાં થઈને આવતા તડકાના સાપ જેવા લીસટાઓ : કુસુમની આતુરતાને સ્થાને તૃપ્તિ ભરવા લાગ્યાં ન

લાગ્યાં. રસ્તાની છેક પેલી પાસ તડકામાં કંઈક છાયાનો આકાર દેખાય કે ત્યાં થઈને કોઈ માણસો આવતાં હશે એવી કલ્પનાથી તે ચમકતી હતી ને ઉભી થઈ થઈને, આંખો ઝીણી કરીને, દૂર દૃષ્ટિ નાંખતી હતી; કોઈક વેળા કલ્પના ખોટી પડતાં બેસતી હતી; કોઈક વેળા માણસને સટે ગાયો, ઘેટાં, હરિણ, ને કુતરાં આવતાં દેખાતાં; કોઈ વેળા ભીલ, સાધુઓ, યાત્રાળુઓ, વગેરે આવજા કરતાં નીકળતાં; પણ બ્હેનને જોવાની આતુર આંખો થાકી નહી.

એ માર્ગના છેડાની પેલી પાસ માનચતુર રસ્તાની એક પાસ “માઈલિ” દર્શાવવાના પથરા ઉપર, હાથમાં લાકડી ને લાકડીની ટોચ ઉપર હડપચી ટેકવી, બેઠો હતો ને જે આવે તેને તેની પાછળ કોણ છે એવું પુછતો હતો.

અંતે ચન્દ્રાવલી અને કુમુદ માનચતુરની દૃષ્ટિમર્યાદામાં દેખાયાં. કુમુદે ભગવી કન્થા ધારી હતી ને ચન્દ્રાવલીની આંગળીયે વળગી ધીરેથી વાતો કરતી કરતી આવતી હતી. એના મુખ ઉપર શોકને સ્થાને ધૈર્ય, શાન્તિ, સ્થિરતા, અને આગ્રહ હતાં, ને એના કપાળ વચ્ચે ઉભા તિલક પેઠે બે ત્રણ ઉભી કરચલીયો વળી હતી. થાકેલી લાગતી હતી પણ એના પગ થાકને ન ગાંઠતાં નવા પ્રાણથી ઉપડતા લાગતા હતા. એની દૃષ્ટિ છેટેથી માનચતુર ઉપર પડી તેની સાથે એ ઉભી રહી, વાતો કરતી અટકી, ને ચન્દ્રાવલીને ચાલતી અટકાવી.

“કેમ, બેટા, અટકી ?” ચન્દ્રાવલીએ ચિન્તાથી પુછ્યું.

કુમુદ૦—મ્હારા વૃદ્ધ પિતામહ જેવું કોઈ છેટે દેખાય છે.

ચન્દ્રા૦—એ તો એ જ. બેટા, જે અતિવત્સલ ધાર્મિષ્ઠ પિતાની તું પુત્રી છે તેના પુણ્ય શરીરનું આ ઉદ્ભવસ્થાન તું પરમ તીર્થ જેવું ગણજે. સંસારના અભ્યાસ એમની પાસે બે કઠોર વચન બોલાવે તો હિમાચલના કર્કશ કઠિન પથરાઓ વચ્ચે વચ્ચેના અવકાશમાં ગંગાજીનું મિષ્ટ અમૃત જળ પોતાનો માર્ગ કરે તેમ, તું પણ મિષ્ટતા છોડ્યા વિના ચતુર ગતિથી ચાલજે.

કુમુદ૦—પ્રલયને પ્રસંગે સૃષ્ટિની ચિન્તા કરતા પરમપુરાણ વૃદ્ધતમ નારાયણ એકલા જાગે છે તેમ એ મ્હારા પરમ વત્સલ વડીલ મ્હારી ચિન્તા કરતા જ બેઠા હશે.

તે બોલતી હતી એટલામાં તો માનચતુર જ તેની પાસે આવ્યો ને એનું મુખ જોવા નીચો વળી બોલ્યો: “મ્હારી કુમુદ !”

"હા ! વડીલ ! આપ ખુશી હો !" બોલતાં બોલતાં કુમુદની આંખોમાં આંસુ ભરાયાં ને એ રોઈ પડી.—"મ્હેં આપને સર્વને બહુ દુઃખી કર્યા !"

**માનચતુર** એને માથે અને વાંસે પોતાનો કરચલીઓવાળો વૃદ્ધ હાથ મુકતો ફેરવતો બોલ્યોઃ

"બેટા ! તું રજ ગભરાઇશ નહી. જેણે તને બ્હારવટીયાઓમાંથી ઉગારી તે જ હું છું ! કોઈ ત્હારું નહી થાય તો હું થઈશ—પણ ત્હારો આ ભેખ મ્હારાથી જોવાતો નથી !"

**માન**ચતુરનાં વૃદ્ધ નેત્રમાં પણ આંસું ભરાયાં તે ઉંચું જોઈ ઉંચે હાથે લ્હોતી લ્હોતી પૌત્રી બોલી : "દાદાજી, વિધવાનાં વસ્ત્ર કરતાં આ ભગવી કન્થા વધારે સારી છે ને **ચન્દ્રાવલી**બ્હેન જેવાં સાધુજનના સત્સમાગમ મ્હારા સંસારના ઘા રુઝાવી બહુ શાન્તિ આપે છે—માટે આપ સ્વસ્થ થાવ ! આપે મ્હારા બાળપણમાં ગુણીયલની આટલી આટલી ચિન્તા કરી ને આટલે વર્ષે હજી પણ અમારી ચિન્તા કરવાનું આપને બાકી રૂહે એ મને ગમતું નથી. આપ સર્વ આટલે સુધી મ્હારે માટે આવો અને હું આપનાથી ગુપ્ત રહું તો કૃતઘ્ન થાઉં માટે આપને મળીને સાધુસમાગમમાં આયુષ્ય પુરું કરવા આજ્ઞા માગીશ તેની આપ ના નહી ક્હો !"

"કુમુદ ! બેટા ! ત્હારા સુખને માટે જે કહીશ તે કરીશું. આ ઉંચેથી આભ પડશે તેની ત્હારા દાદાને ચિન્તા નથી. પણ ત્હારી આંખમાં આંસુનું ટીપું સરખું દેખું છું ત્યાં મ્હારો જન્મારો ધુળ વળ્યો સમજું છું !"

શોક સમેટી વાતો કરતાં કરતાં સઉ તંબુ ભણી વાધ્યાં તે છેટેથી દેખાતાં, હરિણ પેઠે કુસુમ દોડતી દોડતી આવી ને–"બ્હેન! તમે આવ્યાં?" કરી બળથી કુમુદને વળગી પડી ને કુમુદે એને છાતી સરસી ચાંપી. બે બ્હેનોની આંખોમાં હર્ષનાં આંસું હતાં. પણ કુમુદનો હર્ષ અપ્રકટ હતો ત્યારે કુસુમનો હર્ષ ઉછળતો હતો. બે બ્હેનોને અત્યંત પ્રેમથી મળેલી જોઈ રહેલા **માન**ચતુરનું હૃદય નવા આનંદથી તૃપ્ત થતાં તૃપ્ત થયું નહી.

"કુસુમ ! બ્હેનની તું હવે એકલી જ રહી ! હવે એનાં ભગવાં ફ્હેડાવવાં એ ત્હારી ચતુરાઈની કસોટી !

કુસુમ કુમુદથી છુટી પડી, પળ વાર એનો ભેખ જોઈ રૂહી, ને વડીલ સામે કમળનાળ જેવો કણ્ઠ ફેરવી બોલી.

"દાદાજી, અમે બે બ્હેનો જ હવે એક બીજાંની એકલી રહી એ તો ખરું કહ્યું. હવે ગુણીયલ પણ બ્હેનનાં નથી. બાકી ભગવાં તો મને પણ ગમ્યાં ને હવે તો આપના મ્હોંની વાણી ફળો ને બ્હેનના જેવાં ભગવાં મને પણ મળે એટલે હું મ્હારાં કુસુદબ્હેનની ને કુસુદબ્હેન મ્હારાં ! દાદાજી, ચતુરાઈ તો ભગવાં રાખવામાં છે—ઉતારવામાં નથી !"

વાર્ત્તાવિનોદ આ નવા રૂપથી પ્રવાહ પામ્યો અને ચારે જણ વાતો કરતાં કરતાં આગળ ચાલ્યાં. તંબુ આવ્યો એટલે કુસુમ બોલી.

"દાદાજી, આપે ગુણીયલને શીખામણ દીધી તે શેઠની શીખામણ ઝાંપા સુધી રહી છે. માટે હવે આ ચન્દ્રાવલીમૈયાને ગુણીયલ પાસે બેસાડો કે બધી વાત કહી એમનો ઓરતો પુરો કરે ને એમને ને કાકીને ત્હાડાં પાડી માદીકરીને હસતાં મળવાનો પ્રસંગ આણે. બાકી હવણાં બ્હેનને ત્યાં લેઈ જશો તો ગુણીયલ મનના ઉભરા ક્હાડ્યા વિના નહી ર્‌હે, ને ઉભરા નહી ક્‌હાડે તો નહી બોલે ને નહી હસે, ને કંઈ નહી બોલવાનું બોલી બેસશે. આટલા દુઃખમાંથી છુટી બ્હેન આવ્યાં છે તેમનાથી આ જોઈ નહી શકાય ને એમનું કાળજું કહ્યું નહી કરે ને હું આવીશ તો ગુણીયલ જોડે લ્હડી પડીશ. માટે અમે બે અમારી મેળે આ તંબુમાં બેસી વાતો કરીશું ને આપને ગુણીયલનો વિશ્વાસ પડે ત્યારે અમને બોલાવજો—તે વાતો કરી રહ્યાં હઈશું તો આવીશું. બ્હેન, ગભરાશો નહી—ગુણીયલને હવણાંનું આવું આવું બહુ થાય છે ને પાછાં જાતે જ શાંત થાય છે. તે આપણે એ શાંત થશે ત્યારે જઈશું ને તે પછી આવું થવાનો એમને ફરી વારો નહી આવવા દઈએ. આપણે ધારીશું તે કરીશું."

ચન્દ્રાવલી ભણી જોઈ કુમુદ બોલી: "ચન્દ્રાવલી બ્હેન, મને લાગે છે કે કુસુમ યોગ્ય માર્ગ દર્શાવે છે. મ્હારે માટે અનેક ઉડતી કથાઓ સાંભળી અનેક સંકલ્પવિકલ્પથી મ્હારાં વત્સલ ગુણીયલનું ચિત્ત મન્થન પામતું હશે અને તેમની પાસે બધી વાત મ્હારે સ્વમુખે ક્‌હેવી તે સંસારની નીતિથી અને રીતિથી વિરુદ્ધ છે ને આપના સમાગમથી ચિત્તના પડદા તોડવાનો જે અધિકાર હું પામી છું તે અંહી તોડીશ તો સુલટાને સ્થાને ઉલટું પરિણામ આવશે. માટે તમે દાદાજી જોડે પ્રથમ ગુણીયલ પાસે જાવ અને મ્હારા સંબંધમાંનો સર્વ ઇતિહાસ તમે એમને અથથી ઇતિ સુધી જાણોછો તેવો કહી બતાવજો, ને પવનથી કમ્પતા દીવા પેઠે અનેક વાતોથી કમ્પતા એમના કોમળ હૃદયને તમારી સાધુ વૃત્તિની દક્ષતાથી સ્થર કરજો ને તેની સ્થિરતા પ્રત્યક્ષ કરો એટલે તેની આજ્ઞા માગી મને

બોલાવજો. એમની પાસે તરત આવવાનું મને ભય નથી, પણ એમના પોતાના સ્નેહમર્મને મ્હારું દર્શન જ ત્રાસ આપશે તે મ્હારાથી જોઈ નહી શકાય. પણ તમારી અચલ પવિત્રતા ઉપર એમને પરમ પ્રીતિ છે, તમારાં વચન ઉપર એ અત્યંત શ્રદ્ધા રાખશે, અને તમારી સુજનતા એને શાંત કરશે.

“ દાદાજી, ચન્દ્રાવલીબ્હેનને માટે આપને બહુ ક્‌હેવાની અગત્ય નથી. મને બે વાર એમણે આયુષ્ય આપ્યું અને ત્રીજી વાર આયુષ્યની સફળતા આપી. રાંક કુમુદને માટે આપે આ વૃદ્ધ શરીરને અત્યંત ભયમાં નાંખ્યું અને આપના મનને પરમ ચિંતામાં નાંખ્યું છે ને નાંખોછો તો હું વધારે શું કહું ? ચન્દ્રાવલીબ્હેને મ્હારી વીતેલી વાતો સર્વ પોતાના હૃદયમાં લખી રાખી છે તેમાંના લેખ આપ વાંચજો—તે આપ, પિતાજી, અને ગુણીયલ, ત્રણ જણ મળી મ્હારા ધર્મનો ન્યાય કરજો એટલે તે પછી મ્હારે કાંઈ જોઈતું નથી. સંસારનો ત્યાગ કરવો મ્હારે હવે બાકી નથી, પણ ત્યાગી જનોના સંપ્રદાયમાં સ્વસ્થતા પામીછું ને આ ભેખ એક વાર સ્વીકાર્યોછે તેનો હવે ત્યાગ થાય એમ નથી. દાદાજી, હવે મ્હારી ચિંતામાંથી સર્વને મુક્ત થવા વારો આવે છે ને હવે આપે મ્હારે માટે એક ચિંતા કરવી બાકી રહી છે તે ચિંતાને, ચંદ્રાવલીબ્હેન પાસેથી સર્વ વાત સાંભળીને, આટોપી લેજો. ગુણીયલને ક્‌હેજો કે કુમુદ જેવી રાંક હતી તેવી જ રાંક હજી છે, પણ એને માથે ધર્મ પ્રાપ્ત થયા છે તે ધ્યાનમાં લેઈ એનું મ્હોં દેખાડવાનો એને અધિકાર આપશો તો એ આપનાં પવિત્ર પ્રેમાળ દર્શનનો લાભ પામશે ને એ અધિકારને યોગ્ય કુમુદને નહી ગણો તો આજ સુધીનાં એનાં નવ્વાણું ટુંકાં ભાગ્યમાં સોમું એક ઉમેરાશે. દાદાજી, કુમુદ હવે પોતાનાં ટુંકાં ભાગ્યને કરેલાં કર્મનાં ફળ જ ગણે છે ને એ કડવાં ફળ ખાતાં મ્હોં બગાડતી નથી. દાદાજી, સાધુજનનો સમાગમ ફરીથી આવા અવતારમાંથી મને મુક્ત કરશે ને ધરેલાં ભગવાંનો ત્યાગ હવે કરું તે ફરી એવા અવતારના કુવામાં પડવા જેવું છે તે ન કરવું.એ હવે મ્હારો નિશ્ચય છે, અને નિશ્ચય કર્યો છે તેટલી ક્ષમા કરજો.

“ મ્હારાં વચનથી આપની વૃદ્ધ આંખોમાં આંસુ આવે છે તે ન આણશો ! દાદાજી, હું પરમ સુખી થઈ છું તે જાણી આનંદ પામો.”

પોતાનાં આંસુ લ્હોતો લ્હોતો માનચતુર નરમ પડી જઈ બોલ્યો. “બેટા, ત્‍હારું અકેકું વેણ મ્હારું કાળજું કોરી નાંખે છે. મ્હારાથી નથી બોલાતું !”

ડોસો નીચે બેસી કપાળે હાથ દેઈ હૃદયમાં રોવા લાગ્યો ને કુમુદ એને ગળે વળગી એનાં આંસુ લ્હોવા લાગી.

" દાદાજી, કુમુદને આવી વ્હાલી ન કરશો. આપે આવે આવે પ્રસંગે કદી આવું પોચું મન દેખાડ્યું નથી તે હવે આપના ઘડપણમાં આપના હૃદયને આમ હલમલાઈ જતું જોવાનું હું બાળકનું ગજું નથી."

કંઈક સ્વસ્થ થઈ, ઉભો થઈ, **માનચતુર** બોલવા લાગ્યો : " ચિંતા નહી. કુમુદ, ત્હારે ભગવાં રાખવાં હશે તો હું પણ ભગવાં લેઈ આ સાધુઓમાં રહીશ. મ્હારા કુટુંબનો આટલો આટલો વિસ્તાર હતો તેમાંથી સર્વ હવે ત્હારા ને કુસુમના ઉપર આવી રહ્યું, ને તેમાં પણ ત્હેં ભગવાં ધર્યાં ને કુસુમ-કોણ જાણે-શું કરશે! બેટા, હવે હવણાં આ વાત નકામી છે. થોડી ઘડીમાં, અને થોડી ઘડીમાં નહીતો એક બે દિવસમાં, સઉ વાતનો ફેંસલો થઈ જશે તો હું એટલા માટે અધીરો નહી બનું. પણ તમે બે બ્હેનો મ્હારા ઘડપણનો છેડો કેવી રીતે આણોછો તે જોઈશ, ને તે પછી ત્હારા જેવી બાળકને જ્યારે ભગવાં જ ગમશે ત્યારે હું પણ જ્યાં તું ત્યાં હું—મને પણ ભગવાં ગમશે. ભગવાં ધરીશ, પણ જે બે ચાર વર્ષ જીવવાનાં બાકી હશે એટલાં તને જોતો જોતો પુરાં કરીશ ત્યારે જ મ્હારો જીવ ગતે જશે.''

કુમુદ૦—દાદાજી, આપ સાધુ થશો તો સુખી થશો ને આપ અંહી વસશો તો હું વધારે સુખી થઈશ. હું મ્હારે માટે જે કહું છું તે સંસારથી કંટાળીને નહી પણ મ્હારા અંતઃકરણથી કહું છું તેની હવે આપને શંકા નહી રહે.

**માન૦**—ના, બેટા, હવે નહી રહે. તો કુસુમ, તું કુમુદને લેઈ સાધુજનને માટેના તંબુમાં જા અને હું **ચન્દ્રાવલીને** લેઈ ગુણસુન્દરી પાસે જાઉંછું.

કુમુદ૦—**ચન્દ્રાવલીબ્હેન**, **મોહનીમૈયાએ** ગુણીયલને જે વાક્યપ્રહાર કર્યા તેવા તમે નહી કરો એવું મને અભય—વચન આપીને જાવ. મને જન્મ આપી એણે અનેકધા દુઃખ વેઠ્યું છે તે દુઃખોમાંથી એને મુક્ત કરી મ્હારે ઋણમુક્ત થવું છે.

**ચન્દ્રા૦**—**મધુરી ! ચન્દ્રાવલીથી** તને અભયવચનની સર્વથા પ્રાપ્તિ જ છે ને તે પણ વગર માગ્યે મળી સમજવી. **માનચતુરજી**, આપની મધુર પુત્રીનું નામ અમે **મધુરીમૈયા** પાડ્યું છે.

---

## પ્રકરણ ૪૯.

## પુત્રી.

મ્હારી માવડી ! શાને તું આમ
આંસુડાં ઢાળે રે ?



ક તમ્બુમાં માનચતુર, ગુણસુન્દરી, સુન્દર અને ચંદ્રા-વલીની વાતો ચાલી. બીજામાં બે બ્હેનોની ચાલી. એક ઠેકાણે ચન્દ્રાવલી જ બોલતી હતી. બીજામાં કુમુદ જ બોલતી હતી. દશ વાગ્યા, અગીયાર વાગ્યા, બાર વાગ્યા, ને ભોજનની વેળા થઈ. ચંદ્રાવલીએ
ાસુન્દરીને બુદ્ધિધનના ઘરના કાળથી માંડી આજની સવાર સુધીની
દની કથા કહી દીધી ને ગુણસુન્દરી ભૂતકાળનો શોક છોડી શાંત
, પુત્રી નીતિથી ભ્રષ્ટ નથી થઈ જાણી નિવૃત્તિ પામી, અને માત્ર
ંષ્યના વિચારમાં પડી. એ વિચાર ભોજન પછી કરવાનો ધાર્યો.

કુમુદ પોતાની વાત અર્ધી પણ પુરી કરી શકી નહી અને પોતાને
લાં સ્વપ્નનો ઇતિહાસ સરસ્વતીચંદ્રે લખેલો આણ્યો હતો તે બ્હેનને
ાવવાનો તો બધોયે બાકી રહ્યો. ભોજનવેળા થઈને તેડું આવ્યું
રે કુસુમે કહાવ્યું : " તમે બધાં ત્યાં જમી લ્યો અને અમારે માટે
ડની રાવટીમાં બે થાળીયો ભરીને મુકો." સુન્દર તંબુ બ્હાર તેડવા
વી ઉભી—કુસુમ બ્હાર જઈ બોલી : " બ્હેનને હજી પોતાનું મ્હોં
ાવવાનો અધિકાર મળ્યો નથી. કાકી, અમારી થાળીયો મોકલો.
જમવું હશે તો જમીશું ને નહી જમવું હોય તો તે જમનાર સુન્દર-
રે ઉપર અભ્યાગત ઘણાય બોલાવીયે એમ છે. બ્હેન વટલી તો
મ પણ વટલે—બ્હેન મોઈ જાણી તો કુસુમને પણ એવી જ જાણજો!
ો, મ્હારું હવે ત્યાં કામ નથી."

સુન્દર૦—હું તમને બેને બોલાવવાને આવીછું.

કુસુમ૦—કામ વગર બોલાવો તે નકામું ને અધિકાર વિના આવીયે તે હું.

સુન્દર૦—બોલાવીયે તે અધિકાર ને જમવાનું એ કામ.

કુસુમ૦—મન વગરનું માન ને માન વગરનો પરોણો—એ દૂરથી જ
ાસ્કાર કરવા જેવાં છે.

સુન્દર૦—તું નહી માને. મ્હારી કુમુદ માનશે—મને માંહ્ય આવવા દે.

કુસુમ૦—અમે બે જણ જઈએ ત્યારે આવજો. હવે કુમુદબ્હેનને "મ્હારી" કહેવાનું ખાલી સવાસલું નહી જોઈએ.

સુન્દર કુસુમને હડસેલી નાંખી તંબુમાં ગઈ. કુમુદ ઉઠી સામી આવી. કાકી ભત્રીજી ભેટી પડ્યાં ને રોઈ પડ્યાં ને સુંદરે કુમુદને છાતી સરસી ડાબી દીધી. બે છુટાં પડ્યાં ને એક કોચ ઉપર બેઠાં. કાકી સામી આંખો કહાડતી કુસુમ એક પાસ સામી ઉભી. થોડી વાર ત્રણમાંથી કોઈ બોલ્યું નહી. અંતે સુન્દર બોલી: "કુસુદ, અમે તને બહુ દુઃખી મેરી ખરું?"

કુમુદ૦—ના, કાકી. હું હવે સાધુસંગતિમાં પરમ સુખી છું, પણ કાઈ જાણેલી દીકરીને જીવતી જાણી સઉને જે કલેશ થયો હશે તેનું હું કારણ થઈ પડી.

સુન્દર૦—બેટા, હવે એ ગઈ ગુજરી જવા દે. ચન્દ્રાવલીએ ભાભીજીના હૃદયમાં અર્ધું અમૃત રેડ્યું છે ને બાકીનું રેડવું એ તમે બે બ્હેનોના હાથમાં છે. તમારા વિના કોઈ જમે એમ નથી—કહે તો ત્હારી ગુણીયલને પોતાને મોકલું, ને ગમે તો તે બોલાવે છે માટે મ્હારી જોડે ચાલ.

કુમુદ૦—કાકી, હું સાધુઓ ભેગી જમીછું ને મ્હારી હયાતી પ્રકટ કરવાથી સઉને સુખ છે કે દુઃખ તે જોવાનું બાકી છે.

સુન્દર૦—તે સઉનું થઈ રહેશે. હવણાં તો તું ચાલ. નક્કી, તું કુસુમ જેવી કઠણ નથી.

કુમુદ૦—જેવી આજ્ઞા. બ્હેન, ચાલો.

બે જણ ગયાં. ગુણસુંદરી એની વાટ જોઈ ઉભી હતી. કુમુદ પાસે ગઈ ને માતાને ચરણે માથું મુકી એને પગે પડી, પણ બોલાયું નહી.

હાથવતે એને ઉઠાડતી ઉઠાડતી ગુણસુંદરી બોલી: "ઉઠ, કુમુદ! ઘેલાં ન કહાડ. જેને માથે પુરુષો, અને તેમાં પણ વડીલ જેવા વૃદ્ધો, છત્રની પેઠે વરસાદ અને તડકામાંથી રક્ષણ કરનાર છે તેવી સ્ત્રીયોએ પોતાનાં બાળકની પણ ચિંતા કરવી અયોગ્ય છે. ત્હારે ને મ્હારે એને પગે લાગવાનું સ્થાન વડીલ છે માટે તેને પગે લાગ."

કુમુદ ઉઠયા વિના રોતે થડકાયલે સ્વરે બોલી: "તેમને તો પ્રથમથી જ પગે લાગી ચુકી છું."

ગુણ૦—તેમને પગે લાગી તો મને હજાર વાર તું પગે લાગી. હવે તો મ્હારે તેમને પગે લાગવાનું બાકી રહ્યું છે કે મ્હારે માથે એમના જેવું છત્ર છતાં મ્હારું હૃદય મ્હારા હાથમાં ન રહ્યું. ગમે એટલું પણ હું યે સ્ત્રી તે સ્ત્રી જ.

**માન**ચતુર પાસે આવી કુમુદને ઉઠાડવા લાગ્યો:—"કુમુદ, બેટા, હવે ઉઠ—હવે તો જેટલી વધારે વાર તું પગે પડી રહીશ એટલી ગુણી-યલને શિક્ષા થાય છે."

કુમુદ તરત ઉઠી ને રોતી રોતી નીચું જોઈ સામી ઉભી રહી. એની આંખોમાં અને ગાલો ઉપર આંસુ છલકાઈ રહ્યાં હતાં.

**માન**૦—કુમુદ, **ચન્દ્ર**ાવલીએ ત્હારા દુઃખની જે વાત કરી છે ને ત્હારા સદ્ગુણની જે વાત કરી છે તે પછી મ્હારે કે ગુણસુંદરીયે તને કાંઈ ક્‌હેવાનું રહ્યું નથી. હવે થઈ ગયું ભુલી, કરવાનું શું તે જ વિચારવાનું છે. માટે આપણે જમી લેઈએ તે પછી ત્હારે જે ક્‌હેવું હોય તે કુસુમને કહી દેજે ને **ચંદ્ર**ાવલી પણ અંહી જ ભોજન લેશે. તેમણે જ અમને તને જીવાડીને સોંપી છે તો ત્હારી ચિંતા કરવામાં તેમને પુછ્યા વિના ડગલું નહી ભરીયે. **સુંદર**, ત્યાર સોરાં સંભારજો કે **ચન્દ્ર**કાંતને પણ બોલાવીયે ને આપણા વિચારમાં એમને યે ભેળવીયે.

---

## પ્રકરણ ૫૦.

### ગંગાયમુના.

 બ્હેની ! એ તો કામણગારો રે !
ત્હારે માટે સર્વથી ન્યારોરે !




મુદબ્હેન ! આ સંસારના દમ્ભને છોડી જે રાત્રિ જોવાનો **સરસ્વતીચંદ્ર**ને અભિલાષ હતો અને જેને માટે એમણે સર્વસ્વનો ત્યાગ કર્યો એ રાત્રિને તમે પણ એમની સાથે જઈ જોઈ આવ્યાં ખરાં !" તમ્બુની અંદરની કનાત અને બ્હારની કનાત આગળની દોરીયો વચ્ચે તમ્બુના દ્વારમાં થઈને આવજા કરતી અને એના એક સ્તમ્ભને ઝાલતી ઝાલતી કુસુમ બોલી—"લ્યો પાછા આ એમના લેખ."

"હા, હું જોઈ આવી ને એ લેખ તો તને જ આપવાને માટે લાવી છું." કુમુદ એક ખુરસી ઉપર બેઠી બેઠી બોલી.

"મને આપીને શું કરશો ને તેમ આપવાનો તમને શો અધિકાર ?" સામી ખુરશી ઉપર બેસતી બેસતી કુસુમ બોલી.

કુમુદ૦—મ્હેં ઘણો વિચાર કરીને અને ઘણા અધિકારથી તને એ લેખ આપ્યા છે તે રાખ.

કુમુદ૦—તે ક્‌હેશો તો ખરાં કની ?

કુમુદ૦—તે ક્‌હેવાનું છે જ. હું એમની જોડે જઈ એમના હૃદયના અલખ ભાગને જોઈ આવી, અને હવે એમના લખમાં એ અલખ જગવવાનો અધિકાર મને નથી તે તને સમજાવ્યું. સંસારનું પરમ કલ્યાણ કરવાનો એમનો પરમ અભિલાપ મ્હારાથી સિદ્ધ કરાવાય એમ નથી તેના સાક્ષી ચન્દ્રકાંતભાઈ, ને ત્હારાથી કરાવાય એમ છે તેના સાક્ષી પણ એ જ!

"બોત્ તમારું ભલું થાય ! ધીમી ધીમી લાંબી લાંબી વાતો કરીને ભોળાં બ્હેનને અંહી વ્હાણ આણ્યું કે ?" આંખો ચગાવી ઉંચું જોતી, મ્હોં પ્હોળું કરી, બોલતી બોલતી કુસુમ ઉભી થઈ, અને અંતે વિચાર કરતી કરતી બોલતી હોય તેમ હાથ લાંબો કરી ધીરે પણ દૃઢ સ્વરે બોલી ઉઠી; "એ તો તમારો મર્મ સમજી, પણ કુમુદબ્હેન, એમાં તો તમારું કાંઈ વળે નહી ! હં—બોલો હવે."

કુમુદ૦—જો, આ કાગળમાં એક સાધુજને કવિતા લખી આપી છે તે ગા જોઈયે—

કુસુમ તે લેઈ ગાવા લાગી.

"મોરલી અધર ચ્હડીરે
"મોરલી અધર ધરીરે
"સો મોરલી અધર ચ્હડી રે !
"સો મોરલી અધર ધરી રે !"

"વારું, ઠીક આ બધું લાંબું લાંબું હું કંઈ નથી ગાતી—એ મને આપીને શું ક્‌હેવાનું કરો છો ?"

કુમુદ૦—અલખ હૃદયનું ગાન શ્રીકૃષ્ણજીવનના ઓઠ ઉપર મોરલીમાં ચ્હડે ત્યારે જ સંસાર એ ગાનને લખ કરે. કુસુમ ! જેના હૃદયમાં આવું આવું અલખ ગાન ભરેલું ત્હેં આ લેખમાં જોયું તેને લખ કરાવનારી મોરલી મ્હારાથી થવાતું નથી તે વિચારી મ્હારું હૃદય ફાટી જાય છે.

કુસુમ૦—એટલી વાત તો હું માનું છું. તમે જો આટલો સંસાર જોયો ન હત તો તમે આ દુઃખમાં ન પડત. निःस्नेहो याति निर्वाणं स्नेहोऽनर्थस्य

कारणम्-નિઃસ્નેહી નિર્વાણનું સુખ પામે છે ને સ્નેહ અનર્થનું મૂળ છે. પણ પિતાજી ક્‌હે છે કે अनारम्भो हि कार्याणां प्रथमं बुद्धिलक्षणं અને आरब्धस्यान्तगमनं द्वितीयं बुद्धिलक्षणम्. તમને સઉયે મળી આરંભના ખાડામાં નાંખ્યા તે હવે તમારું બુદ્ધિલક્ષણ એ કે તમારે અંત સુધી જવું; ને હું તો તમારાથી ચેતી ગઈ છું ને અનારમ્ભ જે પ્રથમ બુદ્ધિલક્ષણ છે તેને જ પકડી લીધું છે-અને-હવે તો-ભુલ્યે ચુક્યે-એ રસ્તે “ કધી ભી ન જાઉંગી— કધી ભી ન જાઉંગી. ”

કુસુમે ખભા વીંઝયા.

કુમુદ૦—જો એ બીજું બુદ્ધિલક્ષણ પકડ્યાથી મ્હારું દુઃખ મટે એમ હોતતો હું આરબ્ધના અંત સુધી જાતે જાતજ. પણ તેમ કર્યાથી તો ઉલટું સર્વ કાર્ય વણસે છે ને સંસારનું કલ્યાણ કરવાની મહાશક્તિ અને અપૂર્વ વૃત્તિ વાળા મહાત્માની શક્તિ અને વૃત્તિ પત્થર ઉપર પડતી વૃષ્ટિ પેઠે નિષ્ફળ થાય છે. મ્હારે તો હવે એક જ અધિકાર—વિહારપુરી અને ચન્દ્રાવલીના સંસાર જેવો સંસાર કરી નાંખવાનો—રહ્યો છે. મહાશક્તિ મહાલક્ષ્મી જગદમ્બાસ્વરૂપે આકાશથી પૃથ્વી સુધી વ્યાપી ર્‌હે છે ને આવાં નવરાત્રિમાં આ સંસારનો ગરબો રમવા નીકળે છે તે આકાશમાં એ મહાત્મા ચંદ્ર પેઠે ફરશે અને રંક કુમુદ છેક નીચેના તળાવમાં તેને જોઈને જ વિકસશે—ઈશ્વરે મને એ જ અધિકાર આપ્યો છે—મહેશ્વર કે મહેશ્વરીને કપાળે સરસ્વતીચંદ્ર ચંદ્ર પેઠે ચળકશે ને દૂર પૃથ્વી પર ખાબોચીયામાં પડી પડી રંક કુમદમાળ તો એ પિતા ક્‌હે કે માતા ક્‌હે તે દેવને ચરણે રહી એ ચંદ્રનાં માત્ર કીર્ત્તિકિરણને પોતાના હૃદય ઉપર ધારશે—

ગરબે રમવાને ગોરી નીસર્યાં રે લોલ,
શિરે ચન્દ્ર ને પગે તે કુમુદને ધર્યાં રે લોલ !

--એ ભાલતિલક ને હું ચરણકમળ—એમજ નિર્માણ થયલું છે.

કુસુમ— એમ ર્‌હેવાનું તમારું ભાગ્ય હોય તો તે પણ શું ખોટું છે ?

કુમુદ૦—સુંદરગિરિનાં આભલાંમાં એ ચન્દ્ર ઢંકાઈ ર્‌હે તો કુમુદ તેની કીર્ત્તિના પ્રકાશનો ફાલ જોઈ શકે એમ નથી, ને તે નહી જોઈ શકે તો ત્હારી કુમુદ અકાળે કરમાશે ! કુસુમ ! વગર વાદળાના સ્વચ્છ આકાશના તારામંડળમાં જ્યારે ચન્દ્ર પૂર્ણ પ્રકાશથી રાજ્ય કરી ર્‌હેશે ત્યારે જ કુમુદ એની સંપૂર્ણ કીર્ત્તિને પ્રત્યક્ષ કરી ખીલી ર્‌હેશે !

કુસુમ૦—એ તો ખરું.

કુમુદ૦—તો કુસુમ ! એ વાદળાંને વીખેરનારી પવનલહરી થઈ મ્હારી કુસુમ શું એની કુમુદને પ્રફુલ્લિત નહી કરે ? કુસુમ, ત્હારી કુમુદ સંસારની દૃષ્ટિયે કલંકિત થઈ છે, એ ફુલ હવે નિર્માલ્ય થયું છે, એનો સુગન્ધ એમાંથી લેવાઈ ગયો છે. ને બીજા દેવને એક વાર ધરાવેલું નૈવેદ્ય આ મહાત્મા ધરશે તો લોકની દૃષ્ટિમાંથી એ મહાત્માનું માહાત્મ્ય ઉતરી જશે. કુસુમ, તું દોષહીન અણસુંઘ્યું કુસુમ એ મહાત્માનું માહાત્મ્ય સુરક્ષિત રાખવાને સમર્થ છે.

કુસુમ કંઈક વિચારમાં પડી હતી તે જાગી.

“ કુમુદબ્હેન, એમાંનું કંઈ ન વળે. તમે કોઈ રીતે કલંકિત થયાં નથી, તમારાં હૃદય નંગકુંદન પેઠે જોડાયાં છે તે જોડાયલાં રૂહે તો જ મ્હારું હૃદય તૃપ્ત રૂહેશે. જે સંસાર તમારામાં કલંક ન છતાં કલંક ગણે એવો આંધળો છે તેનું કલ્યાણ કરવાનું તમારે કાંઈ કામ નથી ! એ સંસારની સાથે તમારે શી લેવાદેવા છે ? એ સંસાર એવાં કલ્યાણ પામવાને યોગ્ય જ નથી. ”

કુમુદ૦—આવા મહાત્માના અલખ ગાનને પ્રકટ કરવાની લક્ષણવતી મોરલી શું મ્હારી કુસુમ નહી થઈ શકે ? મ્હારી અને મ્હારા ચન્દ્રની વચ્ચે અંતરાય નાંખનારી વાદળીને વીખેરનારી પવનની લ્હેર જેવી શું મ્હારી કુસુમ નહી થાય ?

કુસુમ૦—મ્હારે સુખનો તિરસ્કાર છે તેને તમારે સુખી કરવી છે, ને તમે દુઃખી છો તેમણે દુઃખમાં પડી રૂહેવું છે. સરસ્વતીચંદ્રને સુખી કરવાની શક્તિ મ્હારામાં નથી ને સંસાર જેને સુખ ગણે છે તે સુખ મને સુખી કરી શકે એમ નથી. હું જેવી છું તેવી જ પરમ સુખી છું.

કુમુદ૦—બ્હેન, તું સ્વાર્થી નથી ?

કુસુમ૦—જો સ્વતંત્ર રૂહેવામાં સ્વાર્થીપણું આવી જતું હોય તો એ સ્વાર્થ મને બહુ વ્હાલો છે.

કુમુદ૦—જે સ્વતંત્રતા તને પ્રિય છે તે આ મહાત્મા સંપૂર્ણ રીતે આપશે.

કુસુમ૦—એ તો છોકરાં સમજાવવાની વાત છે.

કુમુદ૦—મ્હારી સાથે આવો આવો પ્રસંગ પડ્યા છતાં, અત્તરની શીશી ઉપર ડાટો વાસી રાખે તેમ, જેણે મને પવિત્ર રાખી છે તેને, ત્હારી ઇષ્ટ સ્વતંત્રતામાં રજ પણ ન્યૂનતા થતાં, તે કંટક પેઠે સાલશે એવું શું તું ધારતી નથી ?

કુસુમ૦—ન્યૂનતા થાય તે પછી સાલે તે નકામું. એ ન્યૂનતાનો પ્રસંગ જ દૂર રાખવો.

કુમુદ૦—જેણે આજથી ચન્દ્રકુમુદના જેવો, વિહારપુરી ને ચન્દ્રાવલી જેવો, અશરીર—કેવળ માનસિક-સ્નેહનો યોગ મ્હારી સાથે જન્મારો રાખવાની સજ્જતા દર્શાવી છે તે ત્હારા ભયનો પ્રસંગસરખો નહી આવવા દે એવું તું ધારતી નથી ?

કુસુમ૦—સજ્જ હોય માટે સમર્થ પણ છે એમ કંઈ કહેવાય ?

કુમુદ૦—હું અનુભવની વાત કહું છું કે તે મહાસમર્થ ત્યાગી છે.

કુસુમ૦—મને કાકીએ કહ્યું છે કે સ્ત્રીઓ જેવી દૃઢતા પુરુષોમાં નથી—પુરુષો ભલે પોતાની સ્તુતિ કરે.

કુમુદ૦—કાકીએ સત્ય કહ્યું છે. પણ જેમ સામાન્ય રીતે પુરુષો કરતાં સ્ત્રીયો નીચી હોય છે છતાં પુરુષો કરતાં ઉંચી સ્ત્રી પણ મળી આવે છે તેમ પુરુષોમાં પણ આવા ત્યાગી હોય છે—

કુસુમ૦—બ્હેન, તમે જે અણીશુદ્ધ પવિત્ર રહ્યાં છો તે તમારી જ શક્તિનું ફળ છે ને તમારા હૃદયની પ્રીતિ તમારી જીભને તમારી આત્મસ્તુતિના માર્ગથી આડી વાળે છે.

કુમુદ૦—મ્હેં તને સત્ય કહ્યું હતું તે ફરી કહું છું કે હું અત્તરની શીશી પેઠે ઢોળાઈ જવા જેવી થઈ હતી; તેને આ સમર્થ ત્યાગીએ સિદ્ધી કરી ને મ્હારી પવિત્રતાનું અત્તર અમર રાખ્યું. જેણે અઢળક લક્ષ્મીનો, મ્હારો, અને ઇન્દ્રપુરીજેવી મુંબાઈનો ત્યાગ કર્યો તે મહાત્મા મન્મથના અગ્નિ ઉપર દાઝયાવિના ચાલી શકે એમાં તને શું આશ્ચર્ય લાગે છે ?

કુસુમ૦—આશ્ચર્ય તો કાંઈ નથી. માત્ર અનુભવીયોનો અભિપ્રાય કહું છું.

કુમુદ૦—ત્હેં એમનાં સ્વપ્નોનો સાર જાણ્યો ને એમણે ધારેલા સમારમ્ભનો સાર જાણ્યો. તે કામમાં ખરચવા રાખેલી લક્ષ્મી તેમને ઓછી પડે છે માટે પુત્રાદિ ઉપાધિ પણ જોઈએ નહી એવો તેમનો નિશ્ચય છે તે પણ ત્હેં જાણ્યું છે; અને કુમુદ સાથેનો સંસાર પણ ઇચ્છતા નથી પણ કુમુદને દીધેલા દુઃખના પ્રાયશ્ચિત્તરૂપ ગણીને જ સ્વીકારવા ધારે છે—તે તને કહ્યું.

કુસુમ૦—તે પણ હશે. પણ મને આ કથાનો જ કંટાળો આવ્યોછે. તમે બીજી વાત ક્હાડો.

કુમુદ૦—જો આ વાતનો તને કંટાળો હોય તો મ્હારું દુઃખ નિવારવા તું રાજી નથી ને મ્હારે હવે બીજી વાત શી કરવાની છે ? કુસુમ, આપણો સમાગમ આટલાથી પુરો થશે અને કુમુદ પરિવ્રાજિકામઠમાં કરમાતા સુધી રહેશે. જેનું કલ્યાણજીવન સફળ કરવાની મ્હારી છેલી આશા ત્હેં ધ્વસ્ત કરી છે તે મહાત્માએ સગી માતાને અભાવે સંસાર છોડ્યો, પ્રીતિ છોડી, મુંબાઇનિગરી જેવું ઉત્કર્ષસ્થાન છોડ્યું, અને સંસારનું મહાકલ્યાણ કરવા તેણે ધારેલું છે ને સમર્થ છે તે મહાકલ્યાણ સુપાત્ર સહધર્મચારિણીને અભાવે ઈશ્વરને સોંપી દેઈ પોતે યદુશૃંગના બ્રહ્મચારી બાવા થઈને એ સુગન્ધવાળું ફુલ રણની ઉકળતી રેતીમાં ચીમળાઈ આયુષ્ય પુરું કરશે. હવે આ વિના બીજો માર્ગ તેમને પણ નથી ને મ્હારે પણ નથી.

કુસુમ૦—ને તમારી ધારણા પ્રમાણે હું વર્તુ તો તમે તમારો જન્મારો ક્યાં પુરો કરશો ?

કુમુદ૦ – મ્હારા અને મ્હારાં પવિત્ર દેવીના દુઃખથી મ્હારા સસરાજી સંન્યસ્ત લેવા ધારે છે તેમને આશ્વાસન આપવા હું તેમને ઘેર જઈશ. મ્હારાં બ્અલકબ્હેન અશિક્ષિત છે પણ ત્હારા જેવાં જ તીવ્ર અને ત્હારા જેવાં જ માયાળુ છે તેમની જોડે ત્યાં કાળક્ષેપ કરીશ. મ્હારાં દેવી ન્હાનો પુત્ર મુકી ગયાં છે તેને ઉછેરવામાં, વિદ્યા આપવામાં, અને સદ્‍ગુણી કરવામાં ત્હારા બનેવીના જીવનું શ્રાદ્ધ અને તર્પણ માનીશ. બાકીનો કાળ સુવર્ણપુરમાં રહી તમ દમ્પતીના સમારંભનો લાભ સુવર્ણપુરનાં કુટુમ્બોમાં પ્રસારવા યત્ન કરીશ અને મ્હારા સસરાજી તેમાં ધનથી અને રાજ્યથી આશ્રય આપશે. વર્ષમાં કંઈક કાળ ગુણીયલ પાસે, કંઈક ત્હારી પાસે, અને કંઈક ચન્દ્રાવલીબ્હેન અને મોહનીમૈયા જેવાંના સત્સમાગમમાં, ગાળીશ, અને યથાશક્તિ તેમને તમને સુવર્ણપુરમાં બોલાવીશ. બાકી મ્હારું આયુષ્ય જેટલો અવકાશ આપશે તે સર્વ કાળ સારા ગ્રન્થો જોવામાં અને પરમાત્માના ચિન્તનમાં ગાળીશ. કુસુમ, મ્હારું આયુષ્ય મ્હારા ચન્દ્રને અને તને કલ્યાણપ્રવૃત્તિઓમાં સફળ લોકયાત્રા કરતાં જોઈ નિવૃત્ત અને તૃપ્ત થશે, તમને બેને, ગુણીયલને, પિતાજીને અને મ્હારા શ્વશુરકુટુંબને સુખી જોઈ સુખી થશે, અને તને કહેલાં કાર્યમાં તમારા જેવી જ પ્રવૃત્તિ રાખતાં મ્હારા ચન્દ્રનો અહોનિશ ધ્યાનયોગ પામશે. કહે વારુ, એ પછી કુમુદનું આયુષ્ય સફળ કરવાને શું બાકી રહ્યું ?

કુસુમ૦—તમે જ શાસ્ત્ર કહાડ્યું છે કે પ્રીતિને આગળ કર્યા વિનાનું

તમારું થયેલું લગ્ન સાધુજનો વઞ્ચનાલગ્ન ગણે છે—ને મ્હારું એવું લગ્ન કરાવવા તમે ઉભાં થાવ છો તે શું ?

કુમુદ૦—એ પ્રીતિનું બીજ ત્હારામાં નથી એવું નથી.

કુસુમ૦—ખોટી વાત ! ખોટી જ વાત !

કુમુદ૦—ચન્દ્રકાન્તભાઈએ સરસ્વતીચંદ્રને ત્હારી કેટલીક વાતો કહી છે તેથી હું સમજી છું કે એ મહાત્મા રત્નનગરી આવ્યા હતા તે કાળે ત્હારો બાલભાવનો જે ઉમળકો એમના ઉપર બીજરૂપે વવાયો હતો ત્યાં ઈશ્વિરે એકાન્તમાં પણ ઉચિત વૃષ્ટિ કરી છે ને એ બીજના અંકુર ફુટી નીકળ્યા છે. હું તમારો યોગ કરાવીશ ત્યારે એ અંકુર વિકાસ પામી પુષ્પફળ ધારવાને સમર્થ થશે.

કુસુમ૦—ચંદ્રકાંતભાઈ મ્હારા કાળજાની વાત શી સમજે ? બધાં સરસ્વતીચંદ્રનો દોષ ક્‌હાડતાં હતાં ત્યારે મ્હેં તેમનો જરી પક્ષ કર્યો એટલે કાકીએ ને બધાંએ એનો ગમે તેવો અર્થ કર્યો—તે સઉ ફોકટ.

કુમુદ૦—હેતુ વિનાનો પક્ષપાત તે જ સ્નેહ એવું સાધુજનો લક્ષણ ક્‌હે છે. એવો પક્ષપાત ત્હારા હૃદયમાં ઉદય પામ્યો છે એની શું તું ના ક્‌હે છે ? આપણા લોક ન્હાનાં બાળકોમાં વિવાહના વાગ્દાનકાળથી આવો પક્ષપાત રોપાવાના પ્રસંગ આણે છે ને સપ્તપદીકાળે એ પક્ષપાત પરિપાક પામ્યા ગણી લગ્ન કરે છે—લોકની અધોગતિને લીધે તેઓ આ મર્મ સમજતા નથી ને આવા પ્રસંગો આણવાના યોગ્ય વિધિ કરતા નથી. ભગવાન્ મન્મથ સંકલ્પયોનિ છે અને આવા પ્રસંગોથી ઉત્પન્ન થયલા સંકલ્પો પરિપક્વ કરવામાં આવે ને યોગ્ય વયે લગ્ન કરવામાં આવે તો સપ્તપદીની પ્રતિજ્ઞાઓ યથાર્થ રૂપે લેવાય એવું મ્હારા સ્વપ્નના નાગલોક ગણતા. એવા જ પ્રસંગોએ મ્હારી અને સરસ્વતીચંદ્રની પ્રીતિને પ્રકટ કરી, ને એવા જ પ્રસંગોથી ત્હારી પ્રીતિનાં બીજ રોપાયાં છે તે યોગ્ય વિધિથી પરિપાક પામ્યા વિના ર્‌હેવાનાં નથી.

કુસુમ૦—એ તમારું શાસ્ત્ર જે હો તે હો. પણ મ્હારામાં તે પ્રીતિ નથી જ. ને સામાપક્ષમાં તો એ પ્રીતિનું મૂળ પણ નથી એવું તમારે કહ્યા વિના ચાલે એમ નથી. કુમુદબ્હેન, ફોકટ ફાંફાં શાને મારતાં હશો ?

કુમુદ૦—ત્હેં જ લખ્યું હતું કે ‘ દેખ મછેન્દર, ગોરખ આયા ” એવું તેમને ર્‌હેવાનો ત્હારે અધિકાર છે.

કુસુમ, ખભા ઉંચા કરી, મ્હોં મરડી, બોલી, “ વારુ ! એવું કહ્યું તેમાં

શું આવી ગયું જે ? આમ ઉંધા ઉંધા અર્થ કરતાં આ સાધુઓમાં રહી શીખ્યાં હશો ?

કુમુદ૦—જે સાધુઓમાં રહીને હું શાખી તે તને ઉંધા અર્થ કરનાર લાગતા હોય તો તેમના ભેગાં જવાને ઠેકાણે હું કહું છું ત્યાં જા.

કુસુમ૦—હવે આ પ્રકરણ બંધ કરીશું ?

કુમુદ૦—ગમે તો એ પ્રકરણનો અને આપણો બેનો—એ સમાગમ સાથેલાગા બંધ કર, અને ગમે તો બે સમાગમને સાથેલાગા ચાલવા દે.

કુસુમ૦—જાઓ, પિતાજી, તમે, ગુણીયલ, ને સરસ્વતીચંદ્ર,–એ ચારનો એક જ મત થાય તો તે કરું–ને ત્રણમાંથી એક જણનો મત જુદો પડે તો મ્હારી મરજી પ્રમાણે કરું—તો ?

કુમુદ૦—એટલું કરીશ તો બહુ છે.

કુસુમ૦—જો, જો, હાં, છેતરાશો ! એ ચાર મત એક થવાના નથી; ને નહી થાય તો તમે મ્હારી મરજી પ્રમાણે ચાલવા બંધાવ છો ?—ને ભુલી, પાંચમો દાદાજીનો મત પણ ખરો. એક કાકીનો નહી.

કુમુદ૦—હા, હું યે બંધાઉ ને તું યે બંધા.

કુસુમ૦—બંધાવ જોઈએ.

કુમુદ૦—આ હું બંધાઈ—મ્હારું વચન છે.

કુસુમ૦—બંધાવ છો ?—જો જો હોં ?

કુમુદ૦—હા, બંધાઈ. પણ તું બંધા ને.

કુસુમ૦—હું યે નહી બંધાઉ ને તમે યે ન બંધાશો, બે જણ મોકળાં રહીશું.

કુમુદ૦—મને બાંધી હવે કાંઈ છુટાશે ?

કુસુમે નિઃશ્વાસ મુક્યો : “ ત્યારે શું હું બંધાઈ જ ? ’

કુમુદ૦— શું કરવા નિઃશ્વાસ મુકે છે ? બે જણ બંધાયાં છીયે.

કુસુમ૦—એ તો કાંઈ ઠીક ન થયું.

કુસુમને ગળે હાથ મુકી, એને ઉઠાડી, એને સાથે લેઈ, કુમુદ તંબુબ્હાર નીકળી.

“ કુસુમ, આ સામેની વાડોપાર ગુલાબના છોડ તું દેખેછે ? ” કુમુદે પુછ્યું.

કુસુમ૦—હા.

કુમુદ૦—આ પણે આગળ વંટોળીયામાં છુટી ધુળ ઉડે છે ને કાંટાવાળા દીંટા ઉપર આ ગુલાબ બંધાઈ રહ્યા છે તે પણ વાથી હાલે છે. એ બેમાંથી સારું જીવન કોનું ?

કુસુમ૦—મને આજ કાંઈ સુઝતું નથી. તમારે માથેથી ઉતરેલું ચક્ર મ્હારે માથે આવી બેઠું છે તેની વેદનામાં મને તમારું ગુલાબ પણ ગમતું નથી ને ધુળ પણ સુઝતી નથી.

કુમુદ—આ ધુળ છુટી છે તે સ્વતંત્રતાથી સુખમાં મ્હાલે છે ! ને ગુલાબ લોકનું કલ્યાણ કરવાને સરજેલાં છે તે બીચારાં આમ કાંટાઓ વચ્ચે બંધાઈ વીંઝાઈ રહ્યાં છે !

કુસુમ બોલી નહી.

કુમુદ૦—લોક ઘણું ખરું સ્વતંત્ર સુખ પાછળ દોડે છે તે આવા વંટોળીયામાં આ ધુળ પેઠે ગુંચવાય છે.—

કુસુમ૦—એ તો સત્ય.

કુમુદ૦—તેમાંનો સમજુ ભાગ સુખને સ્થાને સ્વતંત્રતા શોધે છે અને સમજુઓમાં પણ દૂરદર્શી હોય છે તે અન્ય સ્વતંત્રતાને સ્વચ્છંદ જેવી માને છે ને માત્ર ઉપાધિથી દૂર રૂહેવાની આ ઉપલા આકાશના જેવી–સ્થિતિને જ સ્વતંત્રતા ગણી સંન્યાસ અથવા ત્યાગ શોધે છે.

કુસુમ૦—મ્હારે એ જોઈએ.

કુમુદ૦—એવા પણ જીવ છે કે જે જીવરાજ શેઠના પ્રવાસને સફળ કરવા તેમના ઉપાધિઓમાં ગુલાબ પેઠે બંધાઈ વીંઝાઈ રૂહે છે—પાણીમાં ને પવનમાં કમળ પેઠે રૂહેછે ! પણ કમળ ઉપર પાણી રૂહે ને હાથેલીમાં પારો રૂહે એમ ઉપાધિઓ ચારે પાસ તરવરવા છતાં આ જીવો એ ઉપાધિઓથી અસ્પૃષ્ટ રૂહે છે અને તે છતાં પોતાનો સમાગમ પામેલા પાણીને સુશોભિત અને સુગંધિત કરે છે અને પારાના વિષથી નિર્ભય રહી પારાનો લોકકલ્યાણકર પ્રયોગ કરે છે. કુસુમ ! સરસ્વતીચંદ્ર સ્વતંત્રતા ઇચ્છતા નથી પણ આવી અસ્પૃશ્યતાનું અને કલ્યાણવૃત્તિનું ધારણ કરે છે. જીવન્મુક્તિ અને મનુષ્યધર્મનો સમાગમ આવી રીતે જ થાય છે. તું સંન્યાસની સ્વતંત્રતા ઇચ્છે છે. હું તને, સરસ્વતીચંદ્ર જેવી–ગુલાબ અને કમળ જેવી– થયલી જોવા ઇચ્છું છું. ત્હારી ઇચ્છા પ્રમાણે સર્વનો એક મત થશે તે પ્રમાણે સ્વીકારવા ત્હેં સમજીને હા કહી છે તો હવે શા માટે મુઝાય છે ? તું કૂહેની કે તું સ્વતંત્ર રહી શું કરીશ ? ત્હારા આયુષ્યનો સુકાળ કેમ ગાળીશ ?

કુસુમ૦—સદ્વસ્તુ વાંચીશ, જાણીશ, ને સ્વસ્થ રહીશ.

કુમુદ૦— બીજી કાંઈ કલ્યાણકર ક્રિયા કે ફળ વિના આટલા એકલપેટા સ્વચ્છન્દી નિષ્ફળ જીવનથી તને સંતોષ છે? ત્હારા વાંચ્યાનું અને જાણ્યાનું ફળ બીજા કોઈને શું થશે? પાણી ભરેલાં વાદળાં વાદળમાં જ વેરાઈ જાય તેમ ત્હારા સુંદર જીવનને વેરી નાંખવાને માર્ગે તું ચ્હડતી નથી? કુસુમ, આ સામે સુભદ્રાનો અને રત્નાકરનો પુણ્ય સંયોગ આ ગિરિરાજ ઉપરથી આપણે જોઈ શકીયે છીયે તે જરી જો!

કુસુમે દૃષ્ટિ કરી પણ ઉત્તર ન દીધો.

કુમુદ૦—સુભદ્રા મીઠા જળની ભરેલી છે પણ પોતાના તીર ઉપરના પ્રદેશ વિના બીજાને તેનો લાભ મળતો નથી—મળી શકે એમ નથી—પણ એનાં વેગભર્યાં જળ મહાસાગરમાં ભળે છે, ભળે છે પણ મહાસાગરને મીઠો કરી ન શકતાં એનું પોતાનું જળ, ખારું બની, દેખાતું બંધ થાય છે અને જ્યાં ત્યાં મહાસાગરનું જળ ખળખળતું દેખાય છે! પણ ત્યાં જ એમનું અદ્વૈત સમજવું! સુભદ્રા પોતાની શક્તિ પ્રમાણે આ મહાસાગરની જળસમૃદ્ધિને પોષે છે—તેમાં વધારો કરે છે, પૃથ્વી ઉપરનાં દૂરનાં અનેક ગુપ્ત સ્થાનોમાંથી કંઈ કંઈ પદાર્થો ખેંચી આણે છે ને—તે શા શા છે તે જાણવા હોય તો ચાર દિવસ ચંદ્રાવલી બ્હેનના ચોતરા આગળ ઉભી ઉભી જોયાં કરજે—એ ખેંચી આણેલા પદાર્થોથી રત્નાકરનાં ઉંડાં મર્મસ્થાન ભરાય છે—ને રત્નાકર રત્નાકર થાય છે. એ રત્નાકર ઉપર પૃથ્વીની નૌકાઓ દોડ્યાં કરેછે ને સંસારને સાંકળે છે, એ રત્નાકર પૃથ્વી ઉપરના આ સર્વ વાતાવરણને પલાળે છે ને પ્રાણીમાત્રનાં જીવનમાં પળે પળે નવા જીવ ભરે છે, એ રત્નાકર એથી પણ વધારે ઉંચે ચ્હડી આકાશની મેઘમાળાઓનું સ્વરૂપ ધરે છે અને મેઘમાળાઓના ભવ્ય સંચય સંસારનું શું શું કલ્યાણ નથી કરતા! કુસુમ, તું એકલી કૌમારવ્રત પાળી શું કરવાની હતી? એકલો પડેલો પાણીનો રેલો ધુળમાં ભળી જાય છે, મનુષ્યોના ચરણની રજમાં ચંપાઈ જાય છે, ને તડકામાં ઉડી જાય છે! તેવું ત્હારું જીવન થશે. જે મહાત્માનાં અંતઃસ્વપ્ન ત્હેં જોયાં અને જેનાં કલ્યાણ કાર્યનું મનોરાજ્ય ત્હેં દૃષ્ટિગોચર કર્યું તે મહાત્માના હૃદયરત્નાકરની તું રંક સુભદ્રા થઈશ તો પણ ઓછી વાત નથી; તો આ તો એની ગંગા, એની બ્રહ્મપુત્રા, અને એની સિન્ધુ એ સર્વ મહાનદીઓનું કામ કરવાને તું એકલી જ સમર્થ છે ને ત્હારા વિના એ કામ કરવાને આખા ત્રિભુવનમાં કોઈ સમર્થ નથી! તો કુસુમ, શું એવું પુણ્યજીવન પ્રાપ્ત કરવા તને અભિલાષ નથી થતો?

કુમુદથી એ બનવું અશક્યછે—એ તો તું ગંગા થઈશ તો ત્હારી યમુના થશે, અને તું એ બેની ગંગા નહી થાય તો તું પણ પાણીનો રેલો ને કુમુદ પણ પાણીનો રેલો ! આપણે આ રત્નાકરનાં ગંગાયમુના જેવાં થઈશું તો ગુણીયલના સુખનો સમુદ્ર ઉભરાશે— આપણે પુત્રીઓ જ એના હૃદયને આજ જડમૂળથી તોડી પાડીયે છીયે તે એ હૃદયરૂપ રત્નછત્રને ટકાવનાર સોનાના દાંડા થઈશું !--અને આપણા પિતા આપણે માટે સર્વસ્વનો ત્યાગ કરવા તત્પર થયા છે તેને આપણે પરમ પ્રતિષ્ઠા આપીશું ! બાકી લક્ષ્મીનંદનની વૃદ્ધાવસ્થાના આશીર્વાદ આપણા ઉપર રેલાશે, મ્હારા શ્વશુરને તું આટલા આશીર્વાદ દેછે તેના કુટુમ્બના કલ્યાણનાં આપણે સાધન થઈશું,—અને એવાં અનેક સત્કાર્ય—જેને તું ન્હાનાં ગણતી હોય તો ન્હાનાં ને મ્હોટાં ગણતી હોય તો મ્હોટાં—એ સત્કાર્યનાં આપણે સાધક થઈશું. અને,—કુસુમ, આ સર્વ મહાફળની આપણે ઉપેક્ષા કરીયે તો પણ જે મત્સ્યેન્દ્રનાથ જેવા મહાત્માનું ગોરખકૃત્ય કરવા તું તત્પર થઈ છે, જે મહાત્માના પુણ્ય જીવનથી—આ તંબુના દંડથી તંબુની આ દોરીઓ રહી છે તેમ—ટકી રહેલી મ્હારી અને સુન્દરગિરિપરના સંસારમાંનાં સાધુજનોની આશાઓ એ મહાત્માને ટકાવી ટકી રહી છે, તે મહાત્માના જીવનને અને તેની સાથે મ્હારી અને આ સર્વની પવિત્ર આશાઓનાં મનોરાજ્યને સફળ કે નિષ્ફળ કરવાં એ એક કુસુમના હાથમાં છે ! તે તું નિષ્ફળ કરીશ, સ્વચ્છન્દ કુમારિકા રહી પેલી ધુળ પેઠે આથડીશ, તો—પિતા પોતાની ઉદારતાને લીધે ને ગુણીયલ પોતાના પતિવ્રતને લીધે તને સ્વતંત્રતા આપે છે ખરાં—પણ તેમનાં ભાગ્યની અવદશા મ્હારે ત્હારે હાથે થયેલી જોઈ આપણે સંસારમાં સ્વચ્છન્દ અને ક્રૂર પુત્રીઓનાં દૃષ્ટાંતરૂપ થઈશું, નવી કન્યાઓને વિદ્યા અને સ્વતંત્રતા મળવાનો સંસાર નિષેધ ગણશે તેનાં કારણ થઈ પડીશું, એ કન્યાઓનાં અદૃષ્ટ દુર્ભાગ્યને ઉપરથી પૃથ્વી ઉપર ઉતરી આવવાની નીસરણીયો થઈશું, અને તેમનાં મહાપ્રયત્ને ચ્હડતાં સદ્‌ભાગ્યને રોકી દેવાના દાદરા થઈશું ! અને કુમુદને કપાળે તો ત્હારા વિના એકલા પડનાર આ મહાત્માનું સર્વ સામર્થ્ય અને મનોરાજ્ય પડી ભાગ્યું જોવાનું જ બાકી રહેશે. હવે વધારે કહેવાની મ્હારી શક્તિ નથી—ડુબાડ કે તાર, જીવાડ કે માર,—જ્યાં સુધી સંપૂર્ણ પ્રસન્ન થઈ પ્રીતિથી એ મહાત્માને ત્હારા ગંગા જેવા નિર્મળ હૃદયમાં સ્વીકારવા તું તત્પર થાય, ત્યાં સુધી એ મ્હારું કહ્યું માને એમ નથી, હું એમને કહું એમ થવાનું નથી, તેમ જ ત્યાં સુધી આ

રાજહંસ આકાશમાં સંચરવા સમર્થ થાય એમ નથી અને કુમુદ, એમને જડ પૃથ્વીઉપર નિરાહાર આયુષ્ય ગાળતા જોઈ, પોતાના-રંક આહારનો કોળીયો પામે એમ નથી. કુસુમ, હું ક્‌હેવાનું કહી રહી— ત્‌હારું મનોગત કહી દે એટલે ગમે તો હું તરત જાઉં ને ગમે તો ત્‌હારી પાસે રહું ને સર્વથા નિશ્ચિન્ત અને કૃતકૃત્ય થાઉં. હું ત્‌હારા ઉપર બળ કરતી નથી ને કરવાની નથી! સર્વના એકમત પ્રમાણે ચાલવાની ત્‌હેં હા કહી છે. અને તું તે પ્રમાણે ચાલીશ એ પણ હું જાણું છું. પણ તે વસ્તુ સર્વેને ગમતી હોય પણ ત્‌હારા હૃદયમાં જરી પણ અણગમતી હશે તો તેથી ત્‌હારો જન્મારો બગડશે તે મ્‌હારાથી નહી ખમાય. માટે જ હું, ત્‌હારા મનને બુદ્ધિ આપી, ત્‌હારા મનને આ વાત ગમતી થાય તો જ તેમાં પ્રવૃત્ત થવા ઇચ્છું છું. ત્‌હારા હૃદયને એક ખુણે પણ આ વસ્તુ ન ગમતી હોય તો દુઃખી કુસુમ કરતાં દુઃખી કુમુદ સારી! માટે મને ત્‌હારા મનની ખરેખરી વાત કહી દે કે તું સુખી શાથી થઈશ? અનેક જનના કલ્યાણના આ કાર્યથી તું સુખી થાય એમ હોય નહી તો મ્‌હારે એ કાર્ય નથી આરંભવું. મ્‌હારો પોતાનો સંકલ્પ તો એટલો જ છે કે એ કાર્ય આરંભવાની ના ઠરશે તો હું માતાપિતાને અપકીર્તિ કે હાનિ ન વેઠવી પડે ને આ મહાત્માની મ્‌હારાથી દૃષ્ટિસેવા થાય એવી રીતે–પૃથ્વીનો સ્પર્શ કર્યા વિના ચંદ્ર તેનીં પ્રદક્ષિણા કરે છે તેમ–પરિવ્રાજિકામઠમાં આયુષ્ય પુરું કરીશ! કુસુમ, તને ક્યે માર્ગે સુખ થશે તે કહી દે! કુમુદ તો દુઃખમાં જન્મી છે, દુઃખમાં વસી છે, ને દુઃખમાં મરશે! પણ સુખમાં જન્મેલી મીઠા જળની માછલી જેવી કુસુમને ખારા પાણીમાં નહી નાંખું. તું હસતા મુખથી કહી દે—મ્‌હારું મુખ હસે કે રુવે તેની રજ ચિન્તા તું કરીશ નહી! કુસુમ, ત્‌હારું મનોગત કહી દે ને મને મુક્ત કર! હવે બીજો એક શબ્દ નહી પુછું ને પુછ્યું તેટલાની ક્ષમા કરજે.

કુસુમ૦—બ્‌હેન, તમારા બોલે બોલ સાચા છે ને અનુભવના છે. તમે મ્‌હારું કલ્યાણ ઇચ્છોછો એવી મ્‌હારી શ્રદ્ધા છે ને એં કલ્યાણનો માર્ગ તમે બતાવો છો તે પણ સાચો છે એ તમે સ્પષ્ટ કર્યું તે હું પ્રત્યક્ષ કરી શકુંછું. વાંધો માત્ર એટલો છે કે મ્‌હારા હૃદયની કેવી વૃત્તિ છે તે હું સમજી શકતી નથી. વૈદ્ય આપણી નાડી જોઈ રોગ પારખી ઔષધ કરે તેમ તમે સર્વ મ્‌હારા હૃદયની પરીક્ષા કરી જે ઔષધ કરશો તેથી મ્‌હારું કલ્યાણ થશે એમ હું હવે માનું છું: મ્‌હારા શરીરમાં માંહ્ય શું છે તે હું જાણતી નથી તેમ મ્‌હારા હૃદયમાં કેવી નાડીયો છે તે

પણ જાણુતી નથી. મ્હારો વૈદ્ય શોધી કહાડે કે તમે જ ઔષધ કરો— મને કાંઈ સમજાતું નથી.

કુમુદ૦— એ ચિકિત્સા ને ઔષધ સુન્દરગિરિના સાધુજનોને મન સહજ છે ને તેમનો અભિપ્રાય પણ હું લેઈશ.

એક બીજાંને ગળે હાથ મુકી બે બ્હેનો તમ્બુની દોરીયો વચ્ચે ને દોરીયોબ્હાર ફરતી ફરતી વાતો કરી રહી એટલામાં તો પાછલો પ્રહર થઈ રહેવા આવ્યો, સૂર્ય નમવા લાગ્યો, અને બે જણીયો છુટી પડી, કુમુદ જે માર્ગેથી આવી હતી તે માર્ગ ઉપર દૃષ્ટિ કરી, વાતો બંધ કરી. આશપાશનો દેખાવ જોતી, ઉભી રહી ત્યાં તંબુમાં કાંઈક શબ્દ થયો. બે જણીયો તંબુમાં પાછી ફરી તો એક ચન્દ્રાવલી ઉભેલી હતી.

---

## પ્રકરણ ૫૧.

### સમાવર્તન.

" What am I to quote, where quotation itself is staggered at my situation ?"—*Anonymous.*



સરસ્વતીચંદ્રને અને ચન્દ્રાકાંતને એક જુદી પર્ણકુટીમાં ઉતારો મળ્યો તેમાં તેમણે બાકીનો દિવસ ગાળ્યો. તે દિવસે આવેલા પત્રોમાં ચન્દ્રકાન્તને આવેલા ઘણાક પત્રો ભેગા સરસ્વતીચંદ્ર ઉપર પણ પત્રો હતા. તેમાં બુલ્વરસાહેબના, લક્ષ્મીનંદનના, હરિદાસના, ઉદ્ધતલાલના, તરંગશંકરના, અને બીજાઓના પણ હતા. સરસ્વતીચંદ્ર હવે સર્વનાં મનમાં પ્રકટ થયો અને સર્વ સુન્દરગિરિ ઉપર આવવાના એ પણ નક્કી થયું. છેક સાયંકાળ સુધી બે મિત્રોએ મુંબાઈની અને રત્નનગરીની વાતો કરી અને સાંઝે ૭ સાત વાગતાં બ્હાર નીકળવાનો વિચાર કરે છે ત્યાં કમાડ ખખડ્યું અને પુછવા જાય છે એટલામાં તે ઉઘાડી એક સાધુ દીવો કરી ગયો ને તેની પાછળ ચંદ્રાવલી આવી.

એને દેખતાં બે જણ ઉભા થયા અને પ્રણામ કર્યા. સર્વ બેઠાં.

ગુણસુંદરી સાથે પોતાને, અને કુસુમ સાથે કુમુદને, થયલી સર્વ વાતો ચન્દ્રાવલીએ કહી બતાવી અને અંતે બોલી:

"સાધુજન, બે બ્હેનોએ, પરમ સ્વતંત્રતાથી, પરમ કલ્યાણબુદ્ધિથી,
"અને પરમ વ્યવહારનિપુણતાથી, એવો નિર્ણય કર્યો છે કે મ્હારી
"મધુરીમૈયા—તે સંસારની કુમુદસુન્દરી— પરિવ્રાજિકાજીવન ગાળશે ને
"કુસુમબ્હેનની પ્રીતિનો આપે પરમ દયાથી સ્વીકાર કરવો યોગ્ય છે.
"આપ જેવા મહાસાગરનો કુસુમબ્હેન ગંગામૈયા પેઠે સમાગમ પામશે
"અને કુમુદબ્હેન તેમની પાછળ યમુનામૈયા પેઠે પ્રવાહિત રહેશે.
"સર્વનું કલ્યાણ આમાં છે. મ્હેં પણ સૂક્ષ્મ ચિકિત્સાથી બે બ્હેનોનાં
"હૃદયમર્મ સમજી લીધેલાં છે ને તેમનું માગેલું ઔષધ તે જ સર્વના
"કલ્યાણનું અને સર્વના ધર્મનું સાધક થશે એવો સિદ્ધાન્ત કરેલો છે.
"કહો જી, આપની શી આજ્ઞા છે ?"

ચન્દ્રકાન્ત આનંદમાં આવી બોલ્યો; "મિત્ર, કન્થા તમારે રાખવી
"હોય તો કુસુમસુન્દરી પણ રાખશે, અને સર્વનાં મનોરાજ્યના મનોરથ
"પૂર્ણ થાય એવી તમે પૂર્ણાહુતિ પણ કરી શકશો. લક્ષ્મીનંદનશેઠ કાલ
"પ્રાતઃકાળે આવી પ્હોચશે અને બે સદ્ગુણી વિદુષી પરમ સંસ્કૃત આર્યા
"બ્હેનોની વિજ્ઞપ્તિ સ્વીકારશો તો તમારા હૃદય વિના સર્વનાં હૃદય પ્રફુલ્લ
"થશે અને તમારા મહામહાયજ્ઞની અદ્વૈતવેદિ ઉપર મહાજ્વાલાઓ
"પ્રકટ થશે. તમારા હૃદયની વૃત્તિ આ વિજ્ઞપ્તિ સ્વીકારવાની ના
"પાડે તો આ યજ્ઞમાં એ વૃત્તિનું પણ બલિદાન આપો અને સર્વનું કાર્ય
"કરો. તમે અને કુમુદસુન્દરીએ પ્રથમ સર્વ નિર્ણય મ્હારા ઉપર નાંખ્યો
"હતો તે હું હવે નિર્ણય કરું છું—મને પંચ ઠરાવ્યો હતો તે હું હવે આજ્ઞા
"આપુછું કે આ વિજ્ઞપ્તિ સ્વીકારો. બે બ્હેનોની ઇચ્છા પ્રમાણે ચાલવા
"તમે સ્વીકારેલું છે તે બ્હેનોની પણ ઇચ્છા જણાઈ ગઈ. તેમની ઇચ્છા
"તેમનાં હૃદયની છે કે માત્ર મુખની છે તે વિષયે પણ ચન્દ્રાવલીમૈયા
"જેવાં સૂક્ષ્મમર્મજ્ઞ સત્પરીક્ષકે સત્ય નિર્ણય કરી કહ્યો ! હવે તો તમારા
"હૃદયને પણ પુછવાનું બાકી રહ્યું નથી તો માત્ર મુખથી હા ભણો !
"ગુરુજીની પણ અનુજ્ઞા જ છે—તેમણે તો તમને દીક્ષા આપતાં જ
"કહેલું છે કે માન અને મદનો ત્યાગ કરો અને અવશ્ય હોય તો
"આ સાંકેતિકી કન્થાનો પણ ત્યાગ કરો, ને ચન્દ્રાવલીમૈયા જેવાં યા-
"ચકને નિર્મુખ ક્હાડવાનું અકાર્ય કરશો નહી !"

ચન્દ્રા૦—સાધુજન, આપના વિષયમાં જ્ઞાનભારતી અને વિહારપુરીનો
અભિપ્રાય પણ જાણતી આવી છું. તેઓ ગુરુજીના ઉત્તમાધિકારી શિષ્યો
છે ને તેમણે ઉભયે મ્હારા વિચારમાં અનુમતિ કહી છે. ચિરંજીવોની કૃપા-

થી આપ જે ઉત્તમયજ્ઞના અધિકારી છો તે અધિકારની કથાનું ગુરુજીને સ્વમુખે તેમણે શ્રવણ કરેલું છે; અને મધુરીમૈયાના અભિલાષને ઉત્તમ ગણી એની ભગિનીને આપ સ્વીકારો એટલું જ નહી, આપના દુઃખી પિતાને શાન્ત કરો એટલું જ નહી, પણ એ બે કર્તવ્યને તો આપના મહાયજ્ઞને અંગે સ્વીકારવા જેવાં સાધન ગણી, આપના સાધ્યના સંબંધમાં બીજી પણ ભવ્ય સામગ્રીઓ સંભૃત કરો, અને શ્રીઅલખના લખસ્વરૂપની વિભૂતિઓને સંસારમાં—વસન્તોત્સવના અબીલગુલાલ પેઠે-ઉરાડો, તો એમાં પણ ગુરુજીના આ લઘુ મઠનો અપૂર્વ ઉત્કર્ષ જ છે એવું ક્‌હાવ્યું છે.

**સર૦**—મૈયા, તે મહાત્માઓની મ્હારા ઉપર બહુ કૃપા છે.

**ચન્દ્રા૦**—" મહાશય ! કલ્યાણાશયની અનન્તતા મ્હેં આપને તે દિવસ વર્ણવી હતી તે હવે આપે સંસારને પ્રત્યક્ષ કરાવવાનો પ્રસંગ સમીપ આવે છે. તે જોઈ વિહારમઠના અધિષ્ઠાતૃપદથી જ્ઞાનભારતીએ ક્‌હાવ્યું છે કે—

૧ "गुणागारे गौरे यशसि परिपूर्णे विलसति
प्रतापोऽकल्याणं दहति तव लक्ष्यस्वतिलक ।
नवैव द्रव्याणीत्यकथयदहो मूढतमधी-
श्चतुर्धा तेजोऽपि व्यभजत कणादः कथमसौ ॥

" અને વિહારપુરીએ તો એમ જ પુછ્યું છે કે—

૨ "वातं स्थावरयन्नभः पुटकयन्स्रोतस्वतीं सूत्रयन्
सिन्धुं पल्वलयन्वनं विटपयन्भूमण्डलं लोष्टयन् ।
शैलं सर्षपयन्दिशं च पलयंल्लोकत्रयं क्रोडयन्
हेलारब्धरयो हयस्तव कथंकारं गिरां गोचरः ॥

---

૧. હે લક્ષ્ય-રૂપના પોતાના તિલક! ત્હારું ગુણમન્દિર એવું તો ગૌર છે—એ ત્હારું પરિપૂર્ણ યશ એવું તો વિલસી રહ્યું છે-કે ત્હારો પ્રતાપ અકલ્યાણમાત્રને બાળી ભસ્મ કરી નાંખે છે; ગુણોનું અધિષ્ઠાન થયલું એ અપૂર્વ દ્રવ્ય અને એ પ્રતાપ-તેજ કણાદના ન્યાયમાં ગણાવ્યાં નથી; તે એ મૂઢમાં મૂઢ બુદ્ધિવાળા મુનિયે કોણ જાણે શાથી નવ જ દ્રવ્ય કહ્યાં ને તેજના પણ માત્ર ચાર જ ભાગ પાડ્યા. ( સુભાષિતરત્નભાંડાગાર ઉપરથી. )

૨. ત્હારો અશ્વ કેવો દોડે છે ? પવનને તે સ્થાવર કરી મુકે છે, આકાશને પડીયા-દડીયા-જેવું કરી દે છે, નદીને સૂત્ર-તાંતણા-જેવી કરી દે છે, મહાસાગરને ન્હાની તળાવડી જેવો કરી દે છે, આખા વનને એક શાખા જેવું કરી દે છે, ભૂમંડલને માટીના દગડા જેવું કરી દે છે, પર્વતને રાઈના દાણા જેવા કરી દે છે, દિશાને પલ-માત્રા જેવી કરી દે છે, અને ત્રણે લોકને પોતાની ફાળમાં ભરી લે છે! રમતમાં જ જેણે એવો વેગ આરમ્ભ્યો છે એવો ત્હારો અશ્વ વાણીથી શી રીતે વર્ણી શકાય ? ( સુભાષિતરત્નભાણ્ડાગાર ).

" મહાત્માં ! પ્રધાનજીના પિતા અને પ્રધાનજીનાં પત્ની આપના મુખોચ્ચારની વાટ જુવે છે તેમને શો સન્દેશ કહું ?"

સર૦—મૈયા ! એમને ક્‌હેજો કે હું તો કન્થાધારી સાધુજન છું, આ શરીરને અર્થે જે કાંઈ દ્રવ્ય પ્રાપ્ત થયું હતું અથવા થશે તે સર્વ લોકયજ્ઞમાં વેરી નાંખવાની પ્રતિજ્ઞાથી બંધાઈ ગયો છું, અને રત્નનગરીના લક્ષ્મીમાન્ પ્રધાનજીનાં ભાગ્યશાળી રહેલાં પુત્રીનું ભાગ્ય મ્હારા ભાગ્ય સાથે જોડાશે તો તેમને સૌન્દર્યોદ્યાન જેવા ભવ્ય આવાસમાંથી ઉતરી આવી પર્ણકુટીમાં ર્‌હેવાનો પ્રસંગ આવશે તે દુઃસહ થશે ! પ્રધાનજીનાં એક પુત્રી મ્હારા દુશ્ચરિતથી ભાગ્યહીન થઈ ગયેલાં છે તે તેમનાં આ એક પુત્રીનું દૃષ્ટાંત પ્રત્યક્ષ છતાં એમનાં બીજાં પુત્રીના વિષયમાં મ્હારો હવે ફરી વિશ્વાસ કરવાનો પ્રસંગ પાડતાં તેમણે ઘણું વિચારવાનું છે તે સાવધાન રહી સર્વ અનુભવી વડીલ વર્ગે વિચારવું જોઈએ છીએ, અને તે પછી કુમુદસુન્દરીના હૃદયની આજ્ઞા અને કુસુમસુંદરીના હૃદયની ઇચ્છા એક થાય તો હું તો ગુરુજીની ઇચ્છાથી દૂર નથી.

ચન્દ્રા૦—યોગ્ય સન્દેશ ક્‌હાવ્યો. મહાશય, તમને આશીર્વાદ દેઈ હું જાઉં છું.

સર્વ ઉઠયાં. સરસ્વતીચંદ્ર પ્રણામ કરતો કરતો બોલ્યો. " ચન્દ્રાવલી મૈયા, આપ રસની અને ધર્મની અપૂર્વ ચેતન મૂર્ત્તિ છો અને હું આપના મન્દિરમાં ઉપાસક પેઠે ઉભો છું તો આપની પાસે રહેલી આ બે પવિત્ર દીવીયોના દીપ મ્હારા અદક્ષિણ મુખપવનથી કમ્પે કે હોલાય એવું કરાવાનો પ્રસંગ ન આવવા દેશો. "

" અસ્તુ " કહી ચન્દ્રાવલી ચાલી ગઈ. ચન્દ્રકાન્ત સ્તબ્ધ થઈ સઉ જોયાં સાંભળ્યાં કરતો હતો તે પોતાને માટેની પથારીમાં બેસી ગયો ને લાંબો થઈ સુઈ ગયો.

" સરસ્વતીચંદ્ર, હવે વિચારવાનું નથી, ચર્ચવાનું નથી, ને રાત્રિ પડી તે બ્હાર જવાનું નથી. માત્ર ફલાહાર કરી સ્વસ્થ નિદ્રા પામવાનું છે."

આખી રાત બે મિત્રોએ બોલ્યા ચાલ્યા વિના ગાળી. ચન્દ્રકાન્તે આખી રાત્રિ એક અસ્વપ્ન નિદ્રા વડે પુરી કરી. સરસ્વતીચંદ્ર જરી નિદ્રા પામતો હતો, વળી જાગૃત થતાં કાંઈક સ્તવન કરતો હતો, અને વળી નિદ્રાવશ થતો હતો. માત્ર એક વાર સરસ્વતીચંદ્ર નિદ્રામાં અશ્રુપાત કરતો કરતો લવ્યો: "પુરુષ વજ્ર જેવો કઠણ છે ત્યારે સ્ત્રીની દયાનો પાર નથી. કુમુદસુંદરી ! તમે તમારો અભિમત પતિવ્રતાધર્મ પાળવાનો નિશ્ચય છોડી સાધુ-

વાતો કરતી હતી. અંતે કુમુદ પણ પાછી જવા નીકળી અને રથમાંથી ઉતરી ઉભી રહી ત્રુટતે સ્વરે બોલી.

“ કુસુમ! ચિન્તા ન કરીશ. હું ત્યાં આવતી રહીશ ને નીકર ત્હોયે સંસારનું આ રત્ન તને સોંપ્યું છે તેને જીવની પેઠે જાળવીને રાખજે, અને એ સદ્ભાગ્યની યોગ્યતા ત્હારામાં છે તે વધારજે ! ”

બે બ્હેનો એક બીજાને ખભે માથાં મુકી રોઈ. કુમુદ, સરસ્વતીચન્દ્રને ચરણે પડી, પડતી પડતી અને ચરણથી ઉઠતી ઉઠતી બોલી: “ મહાત્મા ! આ સંસારની જાળમાં આપને નાંખ્યા છે તેટલા મ્હારા કાર્યની ક્ષમા કરજો. આ મ્હારી ગંગાના રત્નાકર સાગર થયાછો તે રમ્ય સમાગમથી તેનું અને સંસારનું પોપણ કરવા આપના સમગ્ર મનોરાજ્યને સફળ કરજો ને હું મ્હારી ગંગામાં યમુના પેઠે ભળવા અવશ્ય સજ્જ રહીશ. આપ ધર્મના સુજ્ઞ છો ને પ્રીતિરસમાં પૂર્ણ છો તો આ મેધાવિની પણ મુગ્ધાના હૃદય-કોશને સાચવી સાચવીને ઉઘાડજો. બીજું શું કહું ? આપણાં સર્વ સ્વપ્ન મ્હેં આ મ્હારી બ્હેનનાં કરી દીધાં છે ! હું વિધવાએ પોતાનું ભાગ્ય શોધવું મુકી આ દિવ્ય કુમારિકાને માટે ઉઘાડું રાખ્યું છે, ને મ્હેં તો આપણી ચતુર્થ રાત્રિને પ્રભાતે આપના કપાળ ઉપર આપને જગાડવા હાથ મુક્યો હતો ત્યારે આપના સ્વપ્નમાં મ્હારો હાથ આપને આપની માતાનો લાગ્યો હતો—તે જ પ્રમાણે હવે હું આપનાં જાગૃત સ્વપ્નની માતા થઈ છું ! આપની સાથે જોયેલાં સ્વપ્ન, આપનું અને કુસુમનું માતૃકર્મ કરવામાં મ્હારાં પ્રિયતમ સાધન બની, મ્હારા હૃદયમાં ચિરંજીવ રહેશે! આપનો એનો યોગ રમણીય અને કલ્યાણકર થશે અને એ યોગનો યોગ પામી આર્ય સંસાર સમૃદ્ધ થશે એ આશાથી કુમુદનાં સર્વ દુઃખ અને કષ્ટ તપ અત્યંત સફળ થશે ! આટલે સુધી મ્હારે માટે—મ્હારી તૃપ્તિને માટે—આપે અને કુસુમે આટલી પરા આહુતિ આપી છે તો હવે વધારે માગવું તે અતિલોભ જ થાય.”

પગેથી ઉઠેલી કુમુદ શાંત અને સ્વસ્થ વૃત્તિથી ઉભી રહી ત્યાં સરસ્વતીચંદ્ર પોતાનાં આંસુથી ન્હવાતો ન્હવાતો ગદ્‌ગદ કંઠથી બોલવા લાગ્યો.

“ કુમુદસુન્દરી ! ઘોર પાપ કરી મ્હેં તમને દુઃખમાં નાંખ્યાં તેના બદલામાં અપૂર્વ પ્રીતિજીવનનું બલિદાન આપોછો અને અતિ ઉદાર પુણ્ય કરી તમે મ્હારા મનોરાજ્યને પાર પાડવાનાં દ્વાર ઉઘાડી આપ્યાં તે દ્વારમાં હું વજ્ર જેવા કઠણ હૃદયનો દુષ્ટ રાક્ષસ ઉભો રહું છું ! ઓ મ્હારી માતા ! તમે આ મ્હારી જનનીનું કામ કર્યું તો હું હવે તમારા દુષ્ટ પુત્રના અધિકારથી

પગે પડી ક્ષમા માગવાને કહું છું કે कुपुत्रो जायेत क्वचिदपि कुमाता न भवति! તમારી ક્ષમા મને તમે મ્હારી માતા થઈને જ આપી, મ્હારું સ્વાસ્થ્ય અને સુવૃત્ત તમારા ઉદાર મનોબળથી જ તમે સાચવ્યું, અને જેટલાં જેટલાં મ્હેં તમને ક્રૂરમાં ક્રૂર દુઃખ દીધાં તેટલાં તેટલાં પરમ સુખ અને પરમ કલ્યાણ તમે મને સોગણાં વધારી આપ્યાં! તમારાં માતુઃશ્રીની દક્ષતા અને તમારાં દેવીની ઋજુતા અને ઉભયની ઉદાર ક્ષમા તમારામાં મૂર્ત્તિમતી થઈ, ને ચન્દ્રાવલીમૈયા પાસે સંસ્કાર પામી તમે હું અનાર્ય ઉપર અવર્ણનીય આર્યતા પ્રકટ કરી! તો મ્હારા શિરને—મ્હારા ઉત્તમાંગને—ઓ મ્હારાં આર્યમાતા—આર્યતમા!—આ મ્હારા અનાર્ય શિરને તમારા આર્ય ચરણના સ્પર્શનો અધિકાર આપો."

આમ બોલતો બોલતો, બોલવાની શક્તિ બંધ થતાં આંસુથી ન્હવાઈ ગયેલો જ સરસ્વતીચંદ્ર કુમુદને ચરણે પડ્યો ને એનો ઉઠાડ્યો ઉઠ્યો.

"સરસ્વતીચંદ્ર! ઈશ્વરલીલાના ચમત્કારથી એક ભવમાં અનેક ભવ થાય છે તેમ મ્હારે તમારે થયું! પણ સર્વ અવતારમાં—સર્વ ભવમાં—તમે મને તમારી કહી તે હું તમારી રહી છું ને રહીશ!—ને મ્હેં તમને મ્હારા કહ્યા તે મ્હારા જ રહ્યા છો ને રહેજો! હૃદયથી આપણે હતાં તેવાં સર્વથા સર્વદા એક જ છીયે અને આપણી બેની વચ્ચે આપણી બેની પરમ પ્રીતિનું સુપાત્ર આ મ્હારી–મ્હારી જીવનમૂર્ત્તિ–મ્હારાં હૃદયનો આધાર–મ્હારી કુસુમ છે તે તેવી જ રહેશે અને એને એવી જ આપના હૃદયમાં રાખજો!—કુસુમ, આ મહાત્માની તું અહોનિશ હૃદયપૂજા કરીશ તે કાળે સર્વદા આ ત્હારી પરોક્ષ બ્હેનને અવશ્ય સ્મરજે જ!"

બે બ્હેનો ફરી ભેટી.

"બ્હેન, તમે મુંબાઈ આવજો જ હાં! હું હવે માતાપિતાથી અને તમારાથી વીછુટી પડું છું!"

"કુસુમ, ભર્ત્તા એ સ્ત્રીની પરમ ગતિ છે, ને તું આવા મહાત્માના હૃદયમાં વસી તેની સેવા કરીશ અને તેમના મહાયજ્ઞોમાં સહધર્મચાર કરીશ ત્યારે માતા, પિતા, અને હું સર્વે સગાંની અને ત્હારી પોતાની પણ એમનામાં જ પ્રતિષ્ઠા કરી લેજે! એમના વિના બીજા કોઈની ઝંખના કરી એમની સેવામાં પળવાર પણ ન્યૂનતા આણીશ નહી! હવે એ જ ત્હારું દૈવત છે અને એ પણ તને તેવી જ ગણશે! એમનામાં ને ત્હારામાં હવે તું ભેદભાવ રજ પણ ગણીશ નહી ને એમની આરતી કરે ત્યારે કુમુદને તો માત્ર ઘંટા પેઠે ત્હારા હૃદયમાં વગાડજે!"

## પ્રકરણ પર.

### આરાત્રિક અથવા આરતી.

સુન્દર વેણુ વાગી ! વેણુ વાગી !
વેણુ વાગી ને હું જાગી !—સુન્દર૦
(પ્રસ્તાવિક)

નટવર વસન્ત થઈ નાચી રહ્યો રે !
નાચી રહ્યો ! જુગ નચાવી રહ્યો !
નટવર૦
(પ્રસ્તાવિક)

મને રાસ જોયાના કોડ, વ્હાલા !
મને રાસ રમ્યાના કોડ, વ્હાલા !
મને થેઈ થેઈ રાસ રમાડ, વ્હાલા !
(પ્રસ્તાવિક)




ચનાર ! ઘણો લાંબો પ્રવાસ કરી આપણે પાછા મુંબાઈ-નગરીમાં આવીયે છીયે. કુસુમને લેઈ મુંબાઈ આવ્યે સરસ્વતીચંદ્રને એક વર્ષ પુરું થઈ ગયું. એમના ઉપર ગુણસુન્દરીના પત્રો આવતા તેથી એ આર્યાને આખા જન્મારાના મહાતપનું ફળ મળ્યું હોય એમ કુસુમના સુખથી અને કુમુદના સ્વાસ્થ્યથી, એના સુખનો પ્યાલો ઉભરાતો હતો. રત્નનગરીમાં ગુણસુન્દરીનો કાળ હવે વિદ્યાનંદમાં નિર્વિઘ્ન જતો હતો ને પરદેશ પડેલી ભત્રીજીયોની વાતો સુન્દર ભાભીજીના કાનમાં આખો દિવસ ખુશ ખુશ કર્યા કરતી તે વિના ગુણસુન્દરીને બીજી ચિન્તા કે કામ રહ્યું નહી. વિદ્યાચતુર રાજ્યકાર્યમાં રોકાયલો હોવાથી બહુ પત્ર લખી શકતો ન હતો; પણ જ્યારે જ્યારે કંઈ લખવાને અવકાશ મળતો અને એના પત્ર આવતા ત્યારે તે સુતા–જામાતાનાં કલ્યાણકાર્યની વૃદ્ધિના સમાચાર પુછાવતો ને પોતાના ભણીની અનુભવભરી સૂચનાઓ કરતો. સુન્દરગૌરી કુસુમ ઉપર પત્ર લખતી અને કાકીભત્રીજી વચ્ચે જુદી જાતની પણ ટપા-ટપી અને ટકોરો તો હજી સુધી ચાલ્યાં જ કરતી તે કુસુમ સરસ્વતી-ચંદ્રને વંચાવી વિનોદ આપતી હતી. સરસ્વતીચંદ્ર પાસે, શાસ્ત્રી ને સાધુજનો પાસે, ને મડમો પાસે પોતાનાં જ્ઞાન, કળાઓ, અને ઉચ્ચ-ગ્રાહ વધતાં હતાં તેનું કુસુમ પોતાના ઉત્તરમાં સવિસ્તર વર્ણન માતાને ને બ્હેનને લખતી હતી.

